॥ શ્રીવલ્લભઃ ॥

# "વિનમ્ર–નિવેદન"



અમારી ડભોઈનગરીના અમર રસ–આંગણેથી રસરાજ શ્રીદયા-રામભાઈએ શ્રીશ્યામસુંદરના–શ્રીરાધેશ્યામના પ્રેમામૃતરસે રસાએલા સહૃદયની અમરવર્ષા–રસધારા અવિરત વરસાવી હતી.–એ અમરવર્ષાના અમરવેગમાં, એ રસધારાના રસપાનમાં ગુજરાતનાં રસ–રસીઆં નરનારીઓ રસમગ્ન બન્યાં હતાં. ડભોઈવતી તો મહાએ અમરમાં જ રહેતુ–એમનાં આપણે વંશજો-ઋણીએ.

શું એ પ્રેમસાહિત્યના ક્રમબદ્ધ પ્રકાશન–વાસ્તે આપણે કશુંયે નહીં કરી શકીએ? શું શ્રી દયારામભાઈને માટે આપણને કશીયે અરે નથી? શું આપણે પગ પર પગ ચડાવીને બેસી રહેશું? જરા ચાનક રાખો, ડભોઈને માટે યાદ રાખો કે આ ખાતા વતનનું ઋણ છે. એ ઋણને ફેડવા કટિબદ્ધ થાઓ. તન મન ધનથી ફેડવા તત્પર થાઓ–તત્પર થઈ એક વિશાળ અને સુદૃઢ સ્મારક કરો.

શ્રી. દયારામભાઈનો સારોયે અક્ષરદેહ શુદ્ધ સ્વરૂપમાં સૌના ઘરમાં—હૃદયમાં ઘર કરીને રહે તે માટે સમિતિને મદદ કરો. સમિતિનું ધ્યેય પૈસા કમાવાનું નથી જ. એ ખોટમાં જ કાર્ય કરે છે. એનું ધ્યેય ફક્ત એક જ છે અને તે એ જ કે શ્રી દયારામભાઈના સાહિત્યનો બહોળો પ્રચાર કરવો, દરેક પ્રકાશનને પડતર કિંમતે કે ખોટ ખાઈને વેચવું.

આ અદના ધ્યેયને ધ્યાનમાં રાખીને જ આશરે પાંચેક વર્ષ પહેલાં ડભોઈના સેવાભાવી અને ઉત્સાહી નાગરિકોએ આશરે બે હજારની રકમ એકઠી કરી પ્રકાશન–કાર્ય શરૂ કર્યું હતું. પણ, એટલી વાત

એથી જ એમનું સારુંયે સાહિત્ય પ્રકટ કરવા માટે સૌ કટિબદ્ધ થાઓ. દર્ભાવતી–નાગરિકો અને શ્રી. દયારામ–પ્રેમીઓ કમર કસો, એજ. પરમ કૃપાળુ પરમેશ્વર અમારા આ નાનકડા કાર્યને વેગવંતુ બનાવે એજ અમર આશા સાથે વિનમ્ર વિનતિ.

સદર ગ્રંથના પ્રકાશન બાબતમાં શ્રી. જેઠાલાલ બો. શાહ અને શ્રી. મોહનલાલ વિ. ગાંધીએ એમના અમૂલ્ય સમયના ભોગે પણ વખતો વખત અવર નવર જે સલાહ સૂચન આપ્યાં છે તે માટે અને તલોદ સહકારી મુદ્રણાલયના મેનેજર શ્રી. ચુનીલાલ વિ. ભુટાલાએ ઘણા જ વિપરીત સંજોગોમાં પણ શ્રી. દયારામભાઈ પ્રત્યેનો પોતાનો અસાધારણ ભાવ બતાવી જે સરસ પ્રકાશન કરી આપ્યું છે તે માટે તેમનો હું સમિતિ તરફથી અંતઃકરણ પૂર્વક આભાર માનુ છુ, અને ભવિષ્યમાં પણ એવી અવર નવર મદદ આપ્યા જ કરશે એ અમર આશાએ અટકું છું.

સંવત ૨૦૦૫,
ચૈત્ર વદી. ૧૧,
શનિવાર.
(શ્રીમદ્‌વલ્લભાચાર્ય પ્રાદુર્ભાવ મહોત્સવ) ડભોઈ

શ્રી. જમનાદાસ ચુનીલાલ ઝીનવાલા.
પ્રમુખ.
ભક્ત કવિ શ્રી. દયારામ.
સ્મારક સમિતિ, ડભોઈ.



॥ શ્રીવલ્લભ ॥

# "પ્રાસ્તાવિક"

એ પરમ પુનિત પુષ્ટિમાર્ગના પ્રખર પ્રચારકના પરમ પ્રશંસકો, એ મહાગુજરાતના ભજનીય ભક્તવર્યના ભાવુક ભક્તો, એ રસિકશિરોમણિના રસહૃદયના જ્ઞાતાઓ, એ ગુજરસાહિત્યના પ્રાચીન યુગના અંતિમ મહાકવિના અટલ અભ્યાસીઓ—એ ગુણજ્ઞ ગુજરાતની ગરવી ગોપીના હૃદયને, ભાવને, મર્મને, આશયને, સિદ્ધાંતને આગોપાંગ સમજી શકે તે વાસ્તે વિવિધભેદે અજોડ અને વારંવાર ભિન્ન નિરખાતું છતાં અભિન્ન એવું વિવિધ વિષયે રમાએલું રસસાહિત્ય પીરસવાનું સહજ સાહસ ખેડ્યુ છે

એ અણુધારી પણ આદર્શ અને અદ્વિતીય રસમેળાપથી એ રસરસિયાનું રસહૃદય પીછાનાય છે, એ ભક્તવર્યની ભાવભાવના અનુભવાય છે, એ પ્રેમભીની ગોપીની પ્રેમ-મસ્તી નીરખાય છે, એ મહાકવિની અજોડ કાવ્યકલાની અપ્રતિમ પ્રતિભા અવલોકાય છે એ સંગીત-સમ્રાટના રસતંબૂરે-હૃદયવીણાએ રણકતા રસતારા ગવાય છે

'શ્રી દયારામ-કાવ્યામૃત'માં આવેલ એકેએક ગ્રંથ એક કે બીજી રીતે, એક કે અનેક પ્રકારે અનોખી ભાત પાડે જ છે. સાહિત્યિક, સાંપ્રદાયિક સૈદ્ધાંતિક, ઐતિહાસિક, અને શૈક્ષણિક દૃષ્ટિએ એ બધાએ ગ્રંથોનું વિગત અને વિસ્તારવાર વિવેચન સ્થળસંકોચને લીધે થઈ શકે એમ નથી છતાં પણ, પાન ૧૦૫થી ૧૪૯ સુધીનો 'નાયિકા-પ્રબંધ-રીતિ-ગ્રંથ' ગુર્જર-સાહિત્યમાં અનોખી ભાત પાડી અનુપમ સ્થાન ભોગવે જ, એટલું જ નહિ પણ નાયિકાભેદ

વિષેના શ્રી. દયારામભાઈના તલસ્પર્શી જ્ઞાનની સાવ સાચી સાખ પૂરી સચોટ માહિતી આપશે જ.

નરસિંહ મહેતાથી તે અત્યાર સુધીના ગુર્જર સાહિત્યકારો તરફ નજર ફેરવીશું તો સ્પષ્ટ માલૂમ પડશે કે આવો નાયિકા ભેદની સવિસ્તર અને સચોટ સમજ પાડતો ગ્રંથ ગદ્યમાં કે પદ્યમાં રચાયો નથી. તદ્દુપરાંત શ્રી. દયારામભાઈના ગ્રંથો તરફ એક અભ્યાસીની દૃષ્ટિએ અવલોકન કરીશુ તો એ નિર્ણયપર અવાશે કે સદર ગ્રંથની રચના 'સતસૈયા'ની પહેલાં થએલી હોવી જોઈએ; કારણ કે જે નાયિકાઓનું વર્ણન અહીં વિગત અને લક્ષણ વગેરે સાથે વિસ્તાર પૂર્વક આપવામાં આવ્યુ છે તે જ વિગત અને લક્ષણ વગેરે પ્રમાણે સંક્ષેપમાં 'સતસૈયા'માં દોહામાં કરવામા આવ્યુ છે. ધીમે ધીમે વખતના વહેવા સાથે કલમ કસાતાં કસાતાં, જ્ઞાનનો બહુ-શ્રુતપણાનો વગેરે અનુભવ પાકટ થતાં થતાં—પદ, ગરબા, ગરબી વગેરેમાં એ નાયિકાઓના હૃદયને, હાવભાવને હુબહુ ચિતરાએલાં નીરખાય છે; એટલું જ નહીં પણ તાદૃશ થતાં અનુભવાય છે.

પાન ૧થી ૧૪૯ સુધીના ૬ ગ્રંથો શ્રી. દયારામભાઈના પટ્ટ શિષ્ય પુત્ર પૂજ્ય કાકાશ્રી નાથજીભાઈ પામેના હસ્તલિખિત સંગ્રહમાંથી લેવામાં આવ્યા છે. એ ગ્રંથોમાં રહેલા ભાવ વગેરે વિષયને ધ્યાનમાં રાખી શીર્ષકો આપ્યાં છે. ધવલ ધનાશ્રી રાગના આશરે સોએક ગ્રંથ પૂ. કાકાશ્રીના સંગ્રહમાં મોજુદ છે. એ બધાએ ગ્રંથો શ્રીદયારામભાઈએ પોતાની ૩૯ વરસની વય સુધીમાં રચ્યા હોય એમ એ ગ્રંથોની ભાષા, ભાવ, વિષય વગેરે પરથી માલૂમ પડે છે. એ ગ્રંથોનું સંપાદન અને સંશોધન કરવા માટે પૂ. કાકાશ્રીની ભાવુક મંડલીએ અને તેમાંયે ખાસ કરીને ભગવદીય શ્રી. ગોવિંદલાલ અંકોડીવાળાએ, ભગવદીય શ્રી. ગોવિંદલાલ વાડિયાવાળાએ, ભગવદીય શ્રીકૃષ્ણલાલ માસ્તરે અને ભગવદીય શ્રી. મોહનલાલ ગઢિયાએ ઉદારતાથી

જે સહાય અને સહૃદયી સહકાર આપ્યો છે તે માટે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું અને શ્રી. દયારામભાઈના પ્રકટ અને અપ્રકટ સાહિત્યના પ્રકાશનમાં વખતો વખત પ્રસંગ સાંપડે એ પ્રમાણે સહાય અને સહકાર આપ્યા જ કરશે એવી આશા રાખું છું. સહાય અને સહકારની સાથે સાથે સાચી અને સહૃદયી સદ્ભાવના આપશે તો એનામાં સુગંધ ભળશે અને એ સૌરભ સૌનાં હૃદય રંગશે જ.

પાન ૧૫૦થી ૨૪૨ સુધીના ૧૩ ગ્રંથો શ્રી. દયારામભાઈના પટ્ટશિષ્ય જોશી રણછોડભાઈ પાસેના હસ્ત-લિખિત સંગ્રહમાંથી લેવામાં આવ્યા છે. પ્રકીર્ણમાં આવેલા પદો વગેરેનું સંપાદન બંનેના સંગ્રહના આધારે કર્યું છે. ૧થી૬, ૮, ૯, ૧૧, ૧૦, ૧૩, ૧૪, ૧૫, ૧૭, ૧૮, એ અપ્રકટ ગ્રંથો છે ૧૪થી૧૭ વ્રજભાષાના, ૧૮મો મરાઠી ભાષાનો અને બાકીના બધા ગુજરાતી ભાષાના ગ્રંથો છે.

શ્રી. દયારામભાઈની ભાષા ધીમે ધીમે કેવી રીતે કસાતી કસાતી વિકાસ પામતી જાય છે એનો અભ્યાસીઓ સારી રીતે અભ્યાસ કરી શકે એ દૃષ્ટિ ધ્યાનમાં રાખીને જ અમર ગ્રંથનું સંપાદન કર્યું છે ધવલ ધનાશ્રી રાગના ગ્રંથો એમની ૩૯ વરસની વય સુધીની કૃતિ દીસે છે. ત્યાર પછી એમની કલમને દરેક રીતે અનુપમ ઓપ અપાય છે અને તે આપણે ધવલ ધનાશ્રી રાગના ગ્રંથો પછી આવેલા ગુજરાતી ગ્રંથોમાં હુબહુ જોઈ શકીએ છીએ. આ તો એક માત્ર ઇશારો જ કર્યો છે વિશેષ વિવેચન તો પ્રસંગ સાંપડે થશે જ.

શ્રી દયારામ સ્મારક સમિતિએ શ્રી. દયારામભાઈના અપ્રકટ સાહિત્યને પ્રકટ કરવાનું જે અણધાર્યું સાહસ ખેડ્યું છે તે સતત ચાલુ રાખશે જ અને શુદ્ધ સ્વરૂપમાં શ્રી. દયારામભાઈનું જ સાહિત્ય બહાર પાડી અમર નામના મેળવશે જ—એ જ અમર આશાએ અખંડ ભૂમંડલાચાર્યવર્ય જગદ્દ્રનાનધાવનાર પરમ પુનિત પુષ્ટિમાર્ગના કૃપાભાજનના

–રસમાર્ગના–ભાવમાર્ગના સર્વોત્તમ ફલસ્વરૂપ, સર્વોત્કૃષ્ટ પ્રમેય સ્વરૂપ, વિપ્રયોગાત્મક ભાવસ્વરૂપ, ઘનીભૂત રસસ્વરૂપ—શ્રીમદ્વલ્લભાધીશના કમનીય કરકમલમાં એમના જ અનન્ય ભક્તવર્ય શ્રી. દયારામભાઈના રસસાહિત્યના–ભાવસાહિત્યના, સિદ્ધાંતસાહિત્યના સંપાદન કાર્યને હોંશે હોંશે રસભેર પધરાવી–અવિરત વિરામ ન પામતી ઉત્સુક લેખિની પૂર્ણ વિરામનું ચિહ્ન મૂકે છે.

સંવત ૨૦૦૫,<br>
ચૈત્ર વદી ૧૧,<br>
(શ્રીમદ્વલ્લભાચાર્યજી પ્રાદુર્ભાવ મહામહોત્સવ)<br>
શનિવાર.

લેખક–જીવનલાલ છગનલાલ જોષી.<br>
એડવોકેટ ડભોઈ.<br>
(શ્રીદયારામભાઈના પટ્ટ શિષ્ય પ્રપૌત્ર)



॥ श्रीवल्लभः ॥

॥ श्रीकृष्णः ॥

॥ श्रीगुरुगोपीजनवल्लभायनमः ॥

# "શ્રીદયારામ કાવ્યમૃત"

卐

"મંગલાચરણ"

રાગઃ કલ્યાણ—તાલ' ધ્રુપદ (ચૌતાલ,—માત્રા—૧૨

महा मंगलरूप श्रीगुरुदेव श्रीमहाप्रभु;
ज्याके पदपद्मको प्रथम सीर नाइए. महामंगल...(१)

नाम लेत उदे होत, परम आनंद कन्द;
सकल पाप ताप टरत, छिन ध्याइए. महामंगल...(२)

ब्रह्मा सीव विष्णु परब्रह्म, सो श्रीगुरुराय;
सकल तीरथ आदि अंघ्रीरज नाइए. महामंगल...(३)

'दयो' कहे आचारज, अधिक को, दुजो नांहि;
गुरुसेवा चिंतामनि, ईप्सित फल पाईए. महामंगल...(४)

ટીપ.—ડભોઈ વગેરે સ્થળે જ્યાં જ્યાં બેઠક થતી હતી ત્યાં ત્યાં 'મહામંગલરૂપ શ્રીગુરુદેવ શ્રીમહાપ્રભુ' એ મંગલાચરણ પહેલું ગવાતું હતું. પછી કીર્તનો વગેરે ગવાઈ રહ્યા પછી અંતમાં "ચીરંજીયો સુખી રહો તુમ સકલ કુટુમ્બ"—આ આશીર્વાદાત્મક રેખતો ગાવામાં આવતો હતો. પછી આરતીનાં—આશ્રયના પદો ગાઈ બેઠકની સમાપ્તિ થતી હતી. આ પ્રણાલિકા રસિક ભક્ત કવિ-સમ્રાટ શ્રી દયારામભાઈના સમયથી જ ચાલે છે. એ પ્રણાલિકા એમણે જ શરુ કરી હતી એ પ્રણાલિકાને અનુસરીને જ ગ્રંથની શરુઆત થતા પહેલાં જ મંગલાચરણ મૂક્યુ છે અને અંતમાં આદર્શ આશીર્વાદ આપતો રેખતો મૂક્યો છે.

દા. હા. જીવન-જોષી.

ટીપ — જોડ વગેરે સ્થળ જ્યાં જ્યાં બેઠક થતી હતી ત્યાં ત્યાં 'મહામંગલરૂપ શ્રીગુરુદેવ શ્રીમહાપ્રભુ' એ મંગલાચરણ પહેલું ગવાતું હતું પદ કીર્તનો વગેરે ગવાઈ રહ્યા પછી અંતમાં "ચારજ્યો સુખી રહો તુમ સકલ હરિજન"—આ આશીર્વાદાત્મક રૂપતો ગાવામાં આવતો હતો પછી આશરાના—આશ્રયના પદો ગાઈ બેઠકની સમાપ્તિ થતી હતી આ પ્રણાલિકા રસિક ભક્ત કવિ સમ્રાટ શ્રી દયારામભાઈના સમયથી જ ચાલે છે એ પ્રણાલિકા એમણે જ શરુ કરી હતી એ પ્રણાલિકાને અનુસરીને જ ગ્રંથની શરુઆત થતા પહેલા જ મંગલાચરણ મૂક્યું છે અને અંતમાં આદર્શ આશીર્વાદ આપતો રેખતો મૂક્યો છે

દા. દા. જીવન-જોષી.

॥ श्रीवल्लभ ॥

# "સમીક્ષાને પંથે"

સ્વ. નર્મદાશંકરભાઈથી તે અત્યાર સુધીના શ્રી. દયારામભાઈના ચરિત્ર લેખકોએ શ્રી. દયારામભાઈના જીવન વિષે જે લખ્યું છે એ કાંઈ ખોટું પ્રવેશ થવા પામ્યું છે તેમાંથી થોડેરું-ઝાઝેરું કે ઈસારા પૂરતું, સાહિત્યરસિકો, વિવેચકો અને અભ્યાસકોના જાણ ખાતર વિનમ્ર ભાવે એક અભ્યાસીની દષ્ટિએ રજૂ કરવાની રજા લઉં છું.

સ્વ. નર્મદાશંકરભાઈ શ્રી. દયારામભાઈની જન્મ સંવત ૧૮૩૩ બતાવે છે-(જુઓ જૂનુ નર્મગદ્ય). રા બા. હરગોવિંદદાસ કાંટાવાળા અને સ્વ. ઇચ્છારામ દેસાઈ શ્રી. દયારામભાઈની જન્મ સંવત ૧૮૨૩ બતાવે છે-(જુઓ પ્રા. કા. મા. ભા. બીજો કવિચરિત્ર. તથા બૃ. કા. દો ભા. પાંચમો કવિચરિત્ર).

શ્રી. દયારામભાઈના જન્માક્ષર એમની જન્મકુંડલી અને એમનું સ્વયં રચિત કવિત્ત જોતા જન્મ સંવત ૧૮૩૩ ખરી માનવી પડે છે. જન્માક્ષર અને જન્મકુંડલી શ્રી. શંકરપ્રસાદ રાવળે જીવનચરિત્રમાં બહાર પાડેલાં હોવાથી અહીં તે ન આપતા ફક્ત કવિત્ત અભ્યાસીઓની જાણ માટે રજૂ કરું છું.

"कवित्त"

संवत अठारह तेतीस,. शाके सोलमनानुं,
भादों अमल पछ तिथि द्वादशि जांनिये;
सनीवार, नक्षत्र श्रवन, योग अतीगंज,
रविउदय गत घटी एकतालीस पंचांनिये;

॥ श्रीवल्लभ ॥

# " સમીક્ષાને પંથે "

સ્વ. નર્મદાશંકરભાઈથી તે અત્યાર સુધીના શ્રી. દયારામભાઈના જીવનચરિત્ર લેખકોએ શ્રી. દયારામભાઈના જીવન વિષે જે લખ્યું છે તેમાં જે કાંઈ ખોટું પ્રવેશ થવા પામ્યું છે તેમાંથી થોડેરું–ઝાઝેરું —એક ઇસારા પૂરતું, સાહિત્યરસિકો, વિવેચકો અને અભ્યાસકોની ખાસ જાણ ખાતર વિનમ્ર ભાવે એક અભ્યાસીની દૃષ્ટિએ રજુ કરવાની રજા લઉં છું.

સ્વ. નર્મદાશંકરભાઈ શ્રી. દયારામભાઈની જન્મ સંવત ૧૮૩૩ જણાવે છે–(જુઓ જૂનુ નર્મગદ્ય). રા બા. હરગોવિંદદાસ કાંટાવાળા અને સ્વ. ઇચ્છારામ દેસાઈ શ્રી. દયારામભાઈની જન્મ સંવત ૧૮૨૩ બતાવે છે–(જુઓ. પ્રા. કા. મા. ભા. બીજે કવિચરિત્ર. તથા બૃ. કા. દો ભા. પાંચમો કવિચરિત્ર).

શ્રી. દયારામભાઈના જન્માક્ષર એમની જન્મકુંડલી અને એમનું સ્વયં રચિત કવિત્ત જોતાં જન્મ સંવત ૧૮૩૩ ખરી માનવી પડે છે. જન્માક્ષર અને જન્મકુંડલી શ્રી. શંકરપ્રસાદ રાવળે જીવનચરિત્રમાં બહાર પાડેલાં હોવાથી અહીં તે ન આપતાં ફક્ત કવિત્ત અભ્યાસીઓની જાણ માટે રજુ કરું છું.

" कवित्त "

संवत अष्टादस तेतीस, शाके मोलनमानूं,
भादो अमल पछ तिथि द्वादशि जांनिये;
सनीवार, नक्षत्र श्रवन, योग अतीगंज,
रविउदय गत घरी एकतालीस पहेचांनिये;

दुजे राहु, तीजे गुरु शुक्र उभय, चौथे बुध,
रवि पंचम, छट्ठे ससि, सप्तम कुज मानिये;
अष्टम केतु, नौ सनि, यह विधि जन्माक्षर,
कृष्णदास "दयाराम" मानें उर आनिये. (१)

॥ अथ जन्मलग्नमिदम् ॥




સ્વ. નર્મદાશંકરભાઈએ, સ્વ. હરગોવિંદદાસે, સ્વ. ઇચ્છારામ-ભાઈએ અને ત્યારપછી શ્રી. શંકરપ્રસાદ રાવળ સિવાયના બીજા એક જીવનચરિત્ર લેખકોએ શ્રી. દયારામભાઈની માતુશ્રીનું નામ 'રતનબાઈ' જણાવ્યું છે. એ નામ ખોટું જ છે. શ્રી. દયારામભાઈની માતુશ્રીનું નામ મહાલક્ષ્મી ઉર્ફે રાજકોર હતું. એ પ્રમાણે શ્રી. શંકરપ્રસાદ રાવળ જણાવે છે. એટલું જ નહીં પણ, જન્માક્ષરમાં પણ મહાલક્ષ્મી ઉર્ફે રાજકોર જ જોવામાં આવે છે. તદુપરાંત શ્રી. દયારામભાઈએ પોતાની તેર વરસની વયે જે ૬૬ કડીનું ધવલધનાશ્રી રાગમાં તત્ત્વ પ્રબંધ કાવ્ય લખ્યું છે તેમાં પણ એમણે સ્પષ્ટ શબ્દોમાં માતુશ્રીનું નામ મહાલક્ષ્મી ઉર્ફે રાજકોર જ જણાવ્યું છે— (જુઓ શ્રી. દ. કા મ. મા ભા. છઠ્ઠી પા. ૯૦).

"જેવોરી સંગમ ચંડીપુરીમાં શ્રીવંત 'ભટ' દયારામજી,
**રાજકોર મહાલક્ષ્મી સુત,** પિતાશ્રી પ્રભુરામજી." (૬૬)

આ પરથી ખાતરી થાય છે કે શ્રી. દયારામભાઈની માતુશ્રીનુ નામ રાજકોર ઉર્ફે મહાલક્ષ્મી હતું, નહીં કે સ્વ. નર્મદાશંકર વગેરે જીવનચરિત્ર લેખકોના જણાવવા મુજબ રતનબાઈ. મહાલક્ષ્મી અને રાજકોર એ નામ સપ્રમાણ અને સાચું સિદ્ધ થાય છે. રતનબાઈ નામ અપ્રમાણ અને ખોટું ઠરે છે.

શ્રી. દ. કૃ. કા. સંગ્રહમાં જે જે ગ્રંથો છપાઈ ગયા છે તેમાં તેમ જ ત્યારપછી પ્રકટ થએલા દરેક ગ્રંથમાં શ્રી. દયારામભાઈએ પોતાની અટક 'ભટ' સ્પષ્ટ જણાવેલી હોવાથી સ્વ. ઇચ્છારામભાઈ અને તે પછીના જીવનચરિત્ર લેખકોએ જે **'પંડયાની'** અટક જણાવી છે તે શ્રી. દયારામભાઈના જ ગ્રંથોથી ખોટી ઠરે છે. જુઓઃ —સતસૈયા, રસિકવલ્લભ, ભક્તિપોષણ, ભગવદ્‌ગીતામાહાત્મ્ય, રુક્મિણીવિવાહ, નાગ્નજિતિવિવાહ, અજામિલાખ્યાન, સારાવલિ વગેરે અનેક ગ્રંથો.

સ્વ. નર્મદાશંકરભાઈના લખવા મુજબ શ્રી. દયારામભાઈ બાળ-સત્તર વર્ષની વયે પહેલ વહેલા **'કાશી'** ગયા નહોતા, સ્વ. ઇચ્છારામ દેસાઈના જણાવવા મુજબ ૨૧ વર્ષ સુધી **ચાણોદમાં** રહ્યા નહોતા, પહેલ વહેલા **શ્રીનાથજી** ગયા નહોતા, સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળાના લખવા મુજબ ૧૫-૧૬ વરસની વયે ચાણોદ છોડી, ભરૂચ જઈ મામાને ઠેકાણે દશ વરસ સુધી કુરજા પર **સરકારી** નોકરી કરી નહોતી; (સ્વ. ઇચ્છારામભાઈ જ. કા. દો. ભા. ૫માં જણાવે છે કે સરકારી રેકાર્ડમાં શ્રી. દયારામભાઈએ સરકારી નોકરી કરી હોય એવો ઉલ્લેખ તપાસ કરતાં જણાતો નથી. હજી પણ કોઈ તપાસ કરે ને એ ઉલ્લેખ મળી આપે તો જ સ્વ. હરગોવિંદદાસના કથનને પુષ્ટિ મળે અને સાચું માની શકાય).

—પણ તેર વરસની વયે તેનતતાલ આગળ ડાકોરવાળા પેટલાદ નિવાસી ત્રિકાલદર્શી મહાત્મા શ્રી. ઇચ્છારામ ભટ્ટજીનો સોહામણો સમાગમ થયા પછી જ એમના આશીર્વાદથી અને એમની આજ્ઞાથી બાલ દયારામભાઈ, પહેલ વહેલું યમુના સ્નાન કર્યા પછી ગોકુલ-વૃંદાવને પરવર્યા હતા. ત્યાર પછી એમણે વ્રજની પરિક્રમા કરી હતી. ત્યાર પછી ફરતા ફરતા ચિત્રકૂટ થઈને કાશી ગયા હતા. શ્રીનાથજી તો સૌથી છેલ્લા જ ગયા હતા. ત્યાર પછી ફરી પાછા સારાયે વ્રજમાં વિચર્યા હતા. એ પ્રથમ પર્યટન સાત વરસનું નહોતું પણ બાર વરસનું હતું. (જુઓ—રસિકવલ્લભ. પદ. ૨થી ૧૦)

સરખાવો: "એવી દશામા 'તીર્થ' કરવા ગયો 'કાચીમત્ય' (પદ–૨)

★

"એમ ભ્રમ્યો હું દ્વાદશ વર્ષજી" (પદ—૩)

"મેં પ્રથમ શ્રીયમુના પુનિત જલ કર્યું સુંદર સ્નાન;

★

શ્રીગોકુલ મથુરા વૃંદાવન ગિરિરાજ દર્શ મહાન (પદ—૪)

પછી ચિત્રકૂટ પવિત્ર સ્થળ, જ્યાં વસ્યા સીતારામ;

જન દયા પ્રીતમ પૂર્ણ પુરુષોત્તમ, સહ સુખધામ. (પદ—૫)

★

પછી 'શ્રી કાશીપુરીમાં' જઈનિજી, શ્રી ગંગા ન્હાયો શુચિ
થઈનેજી (પદ—૬)

પછી 'શ્રીજીદ્વારે' હુ ગયો, જે પરમ પાવન ધામ;
મેં નિરખિયા શ્રીનાથજી, પરબ્રહ્મ પૂરણકામ. (પદ–૧૦)

જુઓ પ્રશ્નોત્તર માલિકા (ગદ્યગ્રંથ) પ્રશ્ન પહેલો.

સરખાવો –'અને પૂર્વે હું આપનો શિષ્ય છું, તે 'કાચી અવસ્થામાં તીર્થાટન' કરવાને ગયેલો ... ...'

શ્રી. દયારામભાઈને તેર વરસની વયે શ્રી. ઇચ્છારામ ભટ્ટજીનો સમાગમ થયા પછી એમણે હિંદના પ્રથમ પર્યટનમાં બાર વરસ

પસાર કર્યાં હતાં એમ જ્યારે આપણને રસિકવલ્લભનાં ૨ થી ૧૦ પદ વાંચતાં સ્પષ્ટ માલૂમ પડે છે અને સંપૂર્ણ ખાતરી થાય છે, ત્યારે આપણે બેધડક છાતી ઠોકીને કહી શકીશું કે શ્રી. દયારામભાઈની સારીયે યુવાવસ્થા—એમની ૧૪ થી ૨૬ વરસની વય એમના જ કથન મુજબ એમનાજ લખાણ પ્રમાણે સારાયે હિંદના પર્યટનમાં જ પસાર થઈ હતી. સ્વ. નર્મદાશંકરભાઈ, સ્વ. હરગોવિન્દદાસ કે સ્વ. ઇચ્છારામભાઈના જણાવવા મુજબ એ યુવાવસ્થા ચાણોદ ડભોઇ કે ભરૂચમાં પસાર થઈજ ન હોતી. તેથી જ શ્રી.દયારામભાઈની યુવાવસ્થાને લગતા જે જે બનાવો આલેખવામાં આવ્યા હોય, એમની યુવાવસ્થાને લગતી જે જે હકીકતો કહેવામા આવી હોય, પછી તે આલેખનાર કે કહેનાર ગમે તે હોય પણ તે શ્રી. દયારામભાઈના જ કથનથી જ—લખાણથી જ ખોટી ઠરે છે. શ્રી.દયારામભાઈ જાતે જ કહે છે કે મારી સારીયે યુવાવસ્થા હિંદના પર્યટનમા જ પસાર થઈ હતી. તો પછી તેજ યુવાવસ્થાને શ્રી.દયારામભાઈના કથનથી —લખાણથી વિરૂદ્ધ જઈને ચાણોદ, ડભોઈ કે ભરૂચમાં કેવી રીતે પસાર કરાવી શકાય? એ યુવાવસ્થાને લગતા નાપાયાદાર બનાવો પર, એ યુવાવસ્થાને લગતી કાપોલકલ્પિત હકીકતો અને વાતોપર કેટકેટલો વિશ્વાસ મૂકી શકાય? ન જ મૂકી શકાય! સર્વથા નહિ જ. શું એક જ યુવાવસ્થા એકી વખતે બે ત્રણ ઠેકાણે પસાર થઈ શકતી હશે? શુ એ બનાવો એવી રીતે એકી સાથે જુદી જુદી જગાએ બની શકતા હશે? શુ એ હકીકતો એક સામટી એક જ સમયે જુદે જુદે સ્થળે બની શકતી હશે? વ્યક્તિ છે ક્યાં? બનાવ બને છે ક્યા? એ સૌએ વિચારવા જેવું છે. તાટસ્થ્યપણે વિચારણા અને વિવેચના થશે તો જ સાચો ન્યાય આપી શકાશે. શ્રી.દયારામભાઈની સારીયે યુવાવસ્થા હિંદના પર્યટનમાંજ પસાર થઈ હતી. એ શ્રી.દયારામભાઈના

કથનને—લખાણને પૂરવાર કરવા વરતે હવે બીજા પુરાવાની શું જરૂર રહે છે ખરી? હા કહેશો તો હાસ્યાસ્પદ કહેવાશો, ના કહેશો તો સત્ય માને જ છૂટકો.

૭૭ કમલાબાઈના મુખમાં મુકવામાં આવેલો પ્રસંગ— શ્રી. દયારામભાઈની યુવાવસ્થાનો પ્રસંગ—ચાણોદમાં બનેલો પ્રસંગ નીચેનાં કારણોને લીધે સર્વથા ખોટો ઠરે છે.

(૧) શ્રી. દયારામભાઈ રસિકવલ્લભના પદ ૨ થી ૧૦ મા અને પ્રશ્નોત્તરમાલિકાના પહેલા પ્રશ્નમાં પોતાની સારીયે યુવાવસ્થા હિંદના બાર વર્ષના પ્રથમ પર્યટનમાં પસાર કર્યાનું જણાવે છે.

(૨) હિંદમાં બાર વરસના પ્રથમ પર્યટનમાં પસાર થએલી યુવાવસ્થા ચાણોદ, ડભોઈ કે ભરૂચમાં પસાર ન થાય એ સ્વાભાવિક અને નૈસર્ગિક છે.

(૩) રતનબાઈ જાતે મારુતાન સોની હતાં. એમની ન્યાતનું એકેયે ઘર ચાણોદમાં ન હોતું જ અને નથી જ. એમની જ્ઞાતિનાં ઘરો ડભોઈમાં આવેલી મારુતાન શેરીમાં હતાં અને છે. જ્યારે મારુતાન સોનીનું એકેયે ઘર ચાણોદમાં નહોતુ ત્યારે રતનબાઈની સગી સોનારણ ચાણોદમાં પાણી ભરવા શી રીતે આવી? શું તે ડભોઈથી ચાણોદ આવતી જતી હતી? ડભોઈથી ચાણોદ સાત માઈલ થાય છે તેનું શું!.

(૪) શ્રી. દયારામભાઈની સારીયે યુવાવસ્થા હિંદના પર્યટનમાં પસાર થએલી હોવાથી રતનબાઈની સગી સોનારણ સાથે ચાણોદમાં પ્રસંગ ન સાંપડે એ સ્વાભાવિક અને નૈસર્ગિક છે.

(૫) રતનબાઈની સગી સોનારણનું નામઠામ પણ જણાવવામાં આવ્યું નથી.

(૬) કમલાબાઈ અને કેશવાનંદનું નામઠામ જણાવવામાં આવ્યું

ત્યારે એ સગી સોનારણનૂ અને મિત્રોનાં નામઠામ જણાવવામાં શો વાંધો આવ્યો હશે?

(૭) જ્યારે રતનબાઈની સગી સોનારણનો પ્રસંગ ખોટો ઠરે છે ત્યારે કેશવાનંદના પ્રસંગને શી રીતે માન્ય રખાય? જો એ પ્રમાણે પ્રસંગ સાંપડયો જ હોત તો એ બાબતનું સૂચન શ્રી. દયારામભાઈએ કયાંયે પણ કર્યું જ હોત. જે શ્રી.ઇચ્છારામભટ્ટજીનો ઉલ્લેખ વારંવાર કરે તે શું કેશવાનદને ભૂલી જાય? એ શું બનવા જોગ છે? શુ શ્રી.દયારામભાઈ નગુણા હતા, કે ગુણ કરનારને યે વિસરી જાય? જે ગુણીજનને સોનાનો અછોડો બક્ષીસ આપે તે શું કેશવાનંદનો ઉલ્લેખ કરવાનું ભૂલે ખરા કે?

(૮) 'ગુરુ મોટા ગુરુ મોટા' વાળું પદ બૃ. કા. દો. ના કોઈ પણ ભાગમાં તેમ જ અત્યાર સુધી પ્રકટ થએલા ગ્રંથોમાં કયાંયે પણ છપાયુ જ નથી.

(૯) શ્રી.દયારામભાઈએ પોતાના મિત્રો પાસે કયી લાવણી ગવડાવરાવી હતી તે જણાવવામા આવ્યુ જ નથી. તેમ જ તેમના ગાનાર મિત્રોનાં નામઠામ પણ જણાવવામા આવ્યા જ નથી.

(૧૦) સ્વ. નર્મદાશંકરભાઈ નર્મગદ્યમા સ્પષ્ટ જણાવે છે **કે હાલમાં એકલી રતનબાઈ જ જીવતી** છે (જૂનુ નર્મગદ્ય–પા. ૪૮૭). તો પછી પ્રશ્ન એ થાય છે કે સ્વ. ઇચ્છારામભાઈને કમલાબાઈનો બેટો કયાંથી થયો?

સદર કારણોને લીધે કમલાબાઈને, રતનબાઈની સગી સોનારણુને તેમ જ કેશવાનંદને કાલ્પનિક માનવા પડે છે.

શક શબ્દ પરથી સંવત તારવવાની કલ્પના સ્વ. નર્મદાશંકરભાઈએ જે 'ભગવદ્‌ગીતા માહાત્મ્ય' ગ્રંથના રચના કાળ માટે કરી છે તે સાવ અસ્થાને છે એટલું જ નહીં પણ તદ્દન ખોટી છે.

એ પ્રમાણે ગણીશું તો શ્રી.દયારામભાઈએ શક શબ્દ મૂકીને જે જે અર્થો લખ્યા છે તે તે શ્રી.દયારામભાઈના અવસાન પછીના અને સંવત ૨૦૦૦ પછીના એટલે આશરે એક સદી પછીના આવે છે, જે દરેક દષ્ટિએ ખોટા જ ઠરે. શ્રી.દયારામભાઈએ શક શબ્દ સંવતના જ અર્થમાં વાપર્યો છે.

"શક અષ્ટદસ અધ્યાય, શ્રાવણે સુભગ શ્રાવણ માસ;
જન્માષ્ટમી ગુરુવાર ગાયા, પૂરણ થઈ ઇતિહાસ."

(શ્રી. ૬. કૃ. કા. સંગ્રહ ભગવદ્ગીતા માહાત્મ્ય).

સ્વ. નર્મદાશંકરભાઈ 'શક' શબ્દ પરથી આ પ્રમાણે સંવત તારવે છે. "શક એટલે શાલીવાહન શક ૧૭૦૦ તો ખરો જ. પણ તે ઉપર અષ્ટદશ તે અઢાર અને 'શ્રી' તે દશ (દશ વિધિ લક્ષ્મી કહેવાય છે) એટલે ૧૭૨૮. એટલે ૧૮૬૩માં એટલે ૩૦ વરસની ઉમ્મરે ઉપલી કવિતા જોડી છે." (જૂનુ નર્મગદ્ય પા. ૪૮૦).

શક સંવતના અર્થમાં લેવાનો છે. શક સંવત તરીકે ગણવાનો છે. અષ્ટ દશ એટલે અઢાર ને અધ્યાય એટલે ૯૦. 'અધ્યાય' શબ્દ શ્રીમદ્ભાગવતના દશમ સ્કંધના અધ્યાય દર્શક—સૂચક છે. દશમ સ્કંધના અધ્યાય ૯૦ છે. તેથી શ્રીદયારામભાઈએ શ્રીમદ્ભગવદ્ગીતા માહાત્મ્ય ગ્રંથ સંવત ૧૮૯૦માં ૫૭ વરસની વયે ચાણોદ-ડભોઈ રહી રચ્યો કહેવાય. દશમ સ્કંધના ત્રણ અધ્યાય પ્રક્ષિપ્ત ગણીએ તો સંવત ૧૮૮૭મા ૫૪ વરસની વયે એની રચના થઈ ગણાય. આ ગ્રંથ રચના કાળની તારવણી ન્ય નર્મદાશંકરભાઈની કલ્પના મુજબ નક્કી થઈ.

વધારે સરલતા ખાતર શ્રીદયારામભાઈએ શક શબ્દથી લખેલા બીજા ગ્રંથો તપાસીએ.

પત્રલીલા:—

**દયાશંકર દર્ભાવતી સેવે, મૂળ ચાણોદ નિવાસ;**
**શક અષ્ટાદશ બાસઠમાંહિ, દયા પ્રીતમે પૂરી આશ.**

સ્વ. નર્મદાશંકરભાઈની ગણત્રી મુજબ શક એટલે શક. અષ્ટાદશ બાસઠ એટલે ૧૮૬૨. ૧૮૬૨માં ૧૩૫ ઉમેરવાથી સંવત ૧૯૯૭ આવી. ૧૯૯૭ની સંવત શ્રી. દયારામભાઈના અવસાન પછીની છે. સંવત, ૧૯૦૯।। મહાવદી પાંચમના દિવસે શ્રી. દયારામભાઈનું, ડભોઇમાં અવસાન થયુ હતું. આથી શક શબ્દને સંવતના અર્થમાં ગણીશું તો જ બરાબર બંધબેસતુ આવશે. શ્રી. દયારામભાઇનો શક શબ્દ લખતી વખતે એ જ આશય હતો. એ પ્રમાણે ગણતાં શ્રી. દયારામભાઈએ સંવત ૧૮૬૨માં ૨૯ વરસની વયે ડભોઈમાં પત્રલીલા રચી.

સતસૈયા:—

"શક અષ્ટાદશ દુહુતરા, શુભ્ર પચ્છ નભ માસ;
મિતિ શ્રીરાધાઅષ્ટમી, બાર ગુરુ શુભ રાસ."

સ્વ. નર્મદાશંકરભાઈની કલ્પના મુજબ ગણીશુ તો શક એટલે શક, 'અષ્ટાદશ દુહુતરા' એટલે ૧૮૭૨. શક ૧૮૭૨માં ૧૩૫ ઉમેરવાથી સંવત ૨૦૦૭ આવી. એ સંવત આવવાને હજી વાર છે. એ પ્રમાણે ગણીએ તો સતસૈયા અને તેની પછી રચાએલા ગ્રંથો શ્રી. દયારામભાઈના ન જ ગણાય—તે તો કોઈ કહેવાને સમર્થ નથી. કારણકે દરેકની હસ્તલિખિત પ્રત મળે છે. તેથી શ્રી. દયારામભાઈએ શક શબ્દને સંવતના અર્થમાં જ વાપર્યો છે, એમ જ માનવું પડશે. એ પ્રમાણે માનતાં શ્રી. દયારામભાઈએ સંવત ૧૮૭૨ ના ભાદરવા સુદી આઠમના દિવસે ગુરુવારે ૩૯ વરસની વયે ચાણોદમાં સતસૈયા સર્જ્યો.

ભાગવતાનુક્રમણિકા —

"શક અઢાર અધન્યાસિ, શુભ ફાગુન દ્વિતીયા કૃષ્ણ,
અથ સમાપતિ તાહિ દિન, પુરન કરી પ્રભુ તૃષ્ણ" (૨)

સ્વ નર્મદાશંકરભાઈની તારવણી મુજબ તારણ કાઢીશું તો શક એટલે શક "અઢાર અધન્યાસિ" એટલે ૧૮૭૯ શક ૧૮૭૯મા ૧૩૫ ઉમેરવાથી સવત ૨૦૧૪ આવી જેને આવવાને હજી રાહ જોવી પડશે. આથી આ તારવણીને કોરણે જ મૂકવી પડશે. શકને સવતના અર્થમા ગણીને જ સવત તારવી એ પ્રમાણે રચનાકાળ ગણવો પડશે એ રીતે ગણતા શ્રીદયારામભાઈએ સવત ૧૮૭૯ના ફાગણ સુદી (વદી) બીજના રોજ ૪૬ વરસની વયે આશ્રોત્મા ભાગવતાનુક્રમણિકા પૂરી કરી, એમ જ માનવુ પડશે

સારાવલિ —

"શક અષ્ટાદશ એશી, શ્રાવણ દ્વાદશી રવિવાર
વર વસન્ત પક્ષોત્સવ વાસર, 'સારાવલિ' સરસ વિચાર (૧૧૧૫)

સ્વ નર્મદાશંકરભાઈની ગણની મુજબ સવત તારવીશુ તો શક એટલે શક અષ્ટાદશ એશી એટલે ૧૮૮૦ શક ૧૮૮૦મા ૧૩૫ ઉમેરવાથી સવત ૨૦૧૫ આવી. જેને માટે હજી ઘણી રાહ જોવી પડશે એ ન જોવી પડે તે માટે શકને સંવતના જ અર્થમા વાપર્યો છે એમ માને જ છૂટકો. એ રીતે માનતા શ્રી દયારામભાઈએ સવત ૧૮૮૦ના શ્રાવણ સુદી બારશને રવિવારે ૪૭ વરસની વયે ડભોઇમા સૂર સારાવલિનુ સરસ ભાષાતર કર્યુ

વ્રજવિલાસામૃત —

"શક અષ્ટાદશ બીહાસીયા, પચમિ શુક્લ કુઆર,
પુરન અથ તા દિન ભયો, ઞગુપુર' રચના સાર (૬)"

સ્વ. નર્મદાશંકરભાઈની કલ્પનાનુસાર શક એટલે શક

'અષ્ટાદશ બીહાસીયા' એટલે ૧૮૮૨મા ૧૩૫ ઉમેરવાથી સવત ૨૦૧૭ આવી જેને આવવાને ઘણી વાર છે એ વાર જોવાનો સમય ન આવે તે માટે શકને સવતના જ અર્થમા વાપર્યો છે એમ ગણવુ પડશે એ રીતે શ્રી દયારામભાઈએ સવત ૧૮૮૨ના આસો વદી પાચમના દિવસે ૪૯ વરસની વયે ભરુચમા વ્રજવિલાસામૃત સપૂર્ણ રચ્યો

રસિકવલ્લભ —

"શક અષ્ટાદશ ચોરાશી, શ્રાવણ એકાદશી ગુરુવાર,
કે અમલ પક્ષોદ્ભવ દિવસ, આ ગ્રથના વિસ્તાર (૯)"

સ્વ નર્મદાશકરભાઈની તારવણી મુજબ શક એટલે શક 'અષ્ટાદસ ચોરાશી એટલે ૧૮૮૪ શક ૧૮૮૪મા ૧૩૫ ઉમેરવાથી સવત ૨૦૧૯ આવી જેને માટે હજી ખૂબ રાહ જોવી પડશે એ જોવી ન પડે તે માટે શકને સવતના જ અર્થમા વાપર્યો છે એમ જ માનવુ જ પડશે એ પ્રમાણે માનતા શ્રી દયારામભાઈએ સવત ૧૮૮૪ના શ્રાવણ સુદી અગિયારશને ગુરુવાર ૫૧ વરસની વયે ચાણોદમા રસિકવલ્લભ રચ્યો

સ્વ નર્મદાશકરભાઈના કલ્પના મુજબ શક પરથી સવત તારવીશુ તો જે ગ્રથો શ્રી દયારામભાઈના જ છે તે એમના અવસાન પછી ઘણી જ લાબી મુદતે લગભગ એક સૈકા બાદ લખાયા હોય એમ ભવિષ્યના અભ્યાસકોને લાગ્યા વગર રહેશે જ નહી એ ન લાગે તે માટે શ્રી દયારામભાઈએ શક શબ્દ સવતના જ અર્થમા વાપર્યો છે એમ માનવુ જ પડશે

પણ, સ્વ નર્મદાશકરભાઈની તારવણી મુજબ શક શબ્દ પરથી સવત તારવવાની જે અત્યાર સુધી વિધિ કરી તેની હવે જરુર નથી કારણ કે અમારી પાસે શ્રીદયારામભાઈના હાથની

લખેલી ભગવદ્‌ગીતા માહાત્મ્ય ગ્રંથની જે હસ્તલિખિત પ્રત છે તેમાં સ્પષ્ટ શબ્દોમાં રચનાકાળ જણાવવામાં આવ્યો છે. પણ, આ બધી મહેનત કરવાનું કારણ ફક્ત એ જ કે સ્વ. નર્મદાશંકરભાઈની શક પરથી સંવત તારવવાની કલ્પના શ્રી. દયારામભાઈના ગ્રંથોના રચના કાળ માટે દરેક દૃષ્ટિએ લગીરે બંધબેસતી નથી એ બતાવવાનું છે. હવે અસલ પ્રત પર આવીએ.

ભગવદ્‌ગીતા માહાત્મ્ય —

"શક અષ્ટદશ અષ્ટ્યનાશિ, મધ્યે સુભગ શ્રાવણ માસ;
જનમાષ્ટમી ભૃગુવાર માધ્યા, પૂર્ણ થૈ ઇતિહાસ (૪૨)"

(હસ્તલિખિત અસલ પ્રત. પાન. ૨૩૯)

ઉપરની ચર્ચા પરથી આપણને સ્પષ્ટ માલૂમ પડ્યું છે અને સંપૂર્ણ ખાતરી થઈ છે કે શ્રી. દયારામભાઈએ પોતાના ગ્રંથોમાં જ્યાં જ્યાં શક શબ્દ વાપર્યો છે તે સંવતના જ અર્થમાં વાપર્યો છે. એથી શ્રી. દયારામભાઈએ સંવત ૧૮૭૬ના શ્રાવણ વદી આઠમને ગુરુવારે ડભોઈ અને ચાણોદ બંને ઠેકાણે રહી ૪૬ વરસની વયે ભગવદ્‌ગીતા માહાત્મ્ય ગ્રંથ સંપૂર્ણ રચ્યો—સ્વ. નર્મદાશંકરભાઈની તારવણી મુજબ ૩૦ વરસની વયે નહીં જ. શ્રી. દયારામભાઈએ ૪૬ વરસની વયે બે ગ્રંથો લખ્યા. ભાગવતાનુક્રમણિકા અને ભગવદ્‌ગીતા માહાત્મ્ય. એક લખ્યો વ્રજભાષામાં અને બીજો રચ્યો ગુર્જરગિરામાં. શ્રી. દ. કૃ. કા. સંગ્રહમાં ભગવદ્‌ગીતા માહાત્મ્ય છપાયું છે. તે અસલ પ્રત સાથે મેળવતાં ઘણું જ અશુદ્ધ માલૂમ પડે છે અને તેથી અર્થનો અનર્થ થવાનો ઘણો જ સંભવ છે. એ ન થાય તે માટે વહેલી તકે એને પ્રસિદ્ધ કરવાની જરૂર છે. તેવી જ રીતે પ્રા. કા મા. મા. છપાયેલી ભાગવતાનુક્રમણિકાની ૯

શ્રી. દયારામભાઈનો અને રત્નભક્તનો પહેલી મુલાકાતનો સંબંધ

ટાંકતો પ્રસંગ સ્વ. નર્મદાશંકરભાઇએ જે ટાંક્યો છે તે એમના જ લખાણથી ખોટો ઠરે છે. સ્વ. નર્મદાશંકરભાઈ સ્પષ્ટ જણાવે છે કે શ્રી. દયારામભાઈની '૨૦ થી ૪૦' વરસની ઉંમર દેશાટનમાં પસાર થઈ હતી. (જૂનું નર્મગદ્ય પા. ૪૭૯). શ્રી. દયારામભાઈની ૧૪ થી ૨૬-૩૧ થી ૩૯ વર્ષની વય હિંદના પહેલા અને બીજા પર્યટનમાં પસાર થઈ હતી તેથી ૩૨ વરસના દયારામભાઈને ૧૮ વરસની રતનબાઈનો ભેટો કયાંથી થાય? બીજો એક પ્રસંગ આલેખતી વખતે સ્વ. નર્મદાશંકરભાઈ શ્રી દયારામભાઈની ઉંમર '૫૧'ની અને રતનબાઈની '૨૫' સેકની જણાવે છે. (જુઓ જૂનું નર્મગદ્ય પા. ૪૭૬-૪૭૯). સ્વ. ઇચ્છારામભાઇના જણાવવા મુજબ રતનબાઈ ઇ. સ. ૧૮૬૬માં ગુજરી ગયાં હતા—(બૃ. કા. દો. ભા. ૫-પા. ૪૫). સ્વ. નર્મદાશંકરભાઈના જણાવવા મુજબ ઇ.સ. ૧૮૫૯માં રતનબાઈની ૬૦ વરસની ઉંમર હોવાથી ઇ. સ. ૧૮૬૬મા મરણ વખતે તેમની વય ૬૭ વર્ષની હોવી જોઇએ. ૫૧ ને ૨૫ વય ખરી માનવી કે ૩૨ ને ૧૮? ૫૧ ને ૨૫ વરસની વય ખરી માનીએ તો જ ૬૦ વરસની વય બંધબેસતી આવે. ઇ. સ. ૧૮૬૬ માં ૬૭ વરસની વયે રતનબાઈ ગુજરી ગએલાં હોવાથી એમનો જન્મ ઇ. સ. ૧૭૯૯માં થએલો હોવો જોઈએ. તે વખતે શ્રી. દયારામભાઈની ઉંમર ૨૩ વર્ષની હતી. શ્રી. દયારામભાઈનો જન્મ ઇ. સ. ૧૭૭૬માં થયો હતો. (સ્વ. ઇચ્છારામભાઈ અને રા. બા. હરગોવિન્દદાસે જણાવેલી ઇ. સ. ૧૭૬૭ પ્રમાણે ગણતાં તો રતનબાઈના જન્મ સમયે શ્રી. દયારામબાઈ ૩૨ વર્ષના હોય છે. ત્યારે શું ૩૨ વરસના દયારામભાઈને જન્મ પામેલી રતનબાઇનો ભેટો થયો હશે? (પ્રસંગ સાંપડયો હશે?) શ્રી. દયારામભાઈની ૩૨ વરસની વય હોય છે ત્યારે રતનબાઈ ફક્ત ૯-૧૦ વરસનાં હોય છે. ૫૧ અને ૨૫ વરસની વય ગણતાં તો શ્રી. દયારામભાઈની ૩૨ વરસની વયે રતનબાઈ ફક્ત સાત જ

વરસના હોય છે આથી એને રીતે જોતા ૩૭ ને ૧૮ વરસની મુલાકાતનો પ્રસંગ ખોટો ઠરે છે '૩૨ ને જન્મ', '૩૨ ને ૭' તેમજ '૩૨ ને ૯–૧૦'ની વયે સ્વ નર્મદાશંકરભાઈના કથન મુજબ મુલાકાત સંભવી શકતી જ નથી

ચાણોદની નામજાદી ગાનારીની હકીકત સાચી માની શકાય જ નહીં સ્વ ઇચ્છારામભાઈના શ્રી દયારામભાઈની પાછલી વય —ઉત્તરાવસ્થા માટે ઉમંગ અભિપ્રાય મુજબ, સદર બાઈની—નામજાદી ગાનારીની બતાવેલી વય મુજબ તો તે સર્વથા શિષ્યાને જ લાયક છે ઇ સ ૧૮૮૪મા સ્વ ઇચ્છારામભાઈ ચાણોદ ગયા હતા ત્યારે સદર બાઈની વય ૭૫–૭૬ વરસની હતી, એમ એઓશ્રી જાતે જ જણાવે છે (બૃ કા. દો ભા ૫ પા ૧૬) ઇ સ ૧૮૮૪મા ૭૫–૭૬ વરસની વય હોય તો તેણીનો જન્મ ઇ સ ૧૮૦૮મા થએલો હોવો જોઈએ એનો જન્મ થયો હતો ત્યારે શ્રી. દયારામભાઈની વય ૩૭ વરસની હતી સદર બાઈની ૧૮ વરસની વય થાય છે ત્યારે શ્રી દયારામભાઈ ૫૦ વરસના હોય છે ૫૦ ને ૧૮, ૬૦ ને ૨૮ ૭૦ ને ૩૮, ૭૫ ને ૪૩ આ વય સર્વથા શિષ્યા થવાને જ યોગ્ય છે સ્વ ઇચ્છારામભાઈના જ અભિપ્રાયો શિષ્યા ઠરાવવા કમર કસે છે (બૃ કા દો ભા ૫ પા ૪૩, ૨૨ ૨૩, ૧૭) તદુપરાત સ્વ. નર્મદાશંકરભાઈ નર્મગદ્યમા પણ સ્પષ્ટ જણાવે છે કે હાલમા એકલી રતનબાઈ જ જીવતી છે (જુનુ નર્મ ગદ્ય પા ૪૮૭) ત્યારે પ્રશ્ન એ થાય છે કે આ નામજાદી ગાનારીનો ભેટો સ્વ ઇચ્છારામભાઈને ચાણોદમા શી રીતે અને ક્યાથી થયો !! સ્વ નર્મદાશંકરભાઈ ઇ સ ૧૮૫૯મા વડોદરા ચાણોદ ડભોઈ ગયા હતા સ્વ ઇચ્છારામભાઈ ઇ સ ૧૮૮૪મા ચાણોદ ગયા હતા સ્વ. નર્મદાશંકરભાઈ ગયા ત્યારે એકલી રતનબાઈ જ જીવતી હતી તે આ પછી કેટલા વર્ષ જીવી એ

એથી નામજાદી ગાનારીનું પાત્ર કલ્પનાના ખોળે જન્મેલું લાગે છે. નામજાદી ગાનારીનું અને તેની ભાળ આપનાર એક વૃદ્ધ નાગરનું નામ સ્વ. ઇચ્છારામભાઈએ શા વાસ્તે—શા હેતુથી નહીં જણાવ્યું હોય?' જેઓશ્રી વૃદ્ધ નાગર સાથે વાતચીત કરે, જેમને વાતચીતમાં વૃદ્ધ બાઇની, નામજાદી ગાનારીની ભાળ મળે, જે તે નામજાદી ગાનારી પાસે કવિતા સાંભળે તે શું તે વૃદ્ધ નાગરનાં તે નામજાદી ગાનારીનાં નામ ઠામ જાણ્યા વગર રહે ખરા?' શું નામ ઠામ જાણે જ નહીં'! તે નામજાદી ગાનારીએ કયી કવિતા સંભળાવી હતી તે પણ શું તેઓશ્રી ન જાણે?! તેણીએ કયી કવિતા સંભળાવી હતી તે પણ સ્વ. ઇચ્છારામભાઈએ જણાવી નથી. એ જણાવી હોત તોપણ સ્વ.ની શોધ પર કંઇક વિશ્વાસ રખાત. એ પ્રમાણે નથી એટલે વિશ્વાસ રાખી શકાય જ નહીં. જોઈતીબાઈ અને કમલાબાઈનાં નામ આપવામાં—જણાવવામા આવ્યાં ત્યારે વૃદ્ધ નાગર અને નામજાદી ગાનારીનાં નામ આપવામાં—જણાવવામાં શો વાંધો આવ્યો હશે? વાંધો હશે તેથી જ નહીં જણાવ્યાં હોય. તેથી જ વૃદ્ધ નાગર અને નામજાદી ગાનારીને કલ્પનાનાં પુતળા જ માનવાં પડશે, એ વગર છૂટકો જ નથી

સ્વ. ત્રિભુવન જમનાદાસ શેઠની પ્રસ્તાવના વાંચતા જ જ્યારે સ્પષ્ટ માલુમ પડે છે કે કવિ વિજ્યાશંકરનું કાર્ય ફક્ત શ્રી. દયારામભાઈની છબી પુરતું જ હતું, શ્રી. દયારામભાઈના જીવનચરિત્ર વિશેની હકીકતો મેળવવામાં એમનો જરાયે ભાગ કે લગીરે હિસ્સો નહોતો જ; જનું નર્મગદ્ય પા. ૪૭૭—૪૭૮ ઉપરના સ્વ. નર્મદાશંકરભાઈના લખાણથી સ્વ. વિજ્યાશંકરનું કાર્ય ફક્ત શ્રી. દયારામભાઈની છબી મેળવવા પુરતુ જ હતું. એમ જ્યારે ચોક્કસ પાયે અપ્રમાણ્ ખાતરી થાય છે ત્યારે બૃ. કા દો. ભા. ૫માં આલેખવામાં આવેલો રતનબાઈ અને વિજ્યાશંકરનો પ્રસંગ માત્ર કપોલકલ્પિત

જ માનવો પડે છે. વિઠ્ઠયાશંકર એ બાબતની જાતે જ ના પાડે છે, ત્યારે આપણે બળજબરાઇથી કેવી રીતે હા પડાવી શકીએ?! જો એ પ્રસંગ રતનભાઈએ વિઠ્ઠયાશંકરને કહ્યો જ હોત તો જરુર એઓશ્રીએ નર્મદાશંકરભાઇને કહ્યો જ હોત અને એમણે, કે જેમણે શ્રી. દયારામભાઇના જીવનચરિત્ર માટે અનહદ પ્રયાસ કરી અથાગ શ્રમ વેઠ્યો હતો, તેમણે વિના વિલંબે નર્મગદ્યમાં તે લખ્યો જ હોત, જે સારુંયે નર્મગદ્ય તપાસતા ક્યાંયે પણ માલૂમ પડતો જ નથી. જેને વાત કહેવામાં આવે છે તે જ જ્યારે ના પાડે છે ત્યારે તેને સાચી ઠરાવવા—ઠસાવવા પ્રયત્ન આદરવો એ શું હાસ્યાસ્પદ ન કહેવાય શું?!

બૃ. કા. દો. ભા. ૫ માં જે વાર્તાઓ છાપવામાં આવી છે. તે નીચેનાં કારણોને લીધે ખોટી ઠરે છે.–

(૧) શિષ્યને ગુરુની જન્મતિથિ યાદ હોય કે નહિ? ડાહ્યાભાઈ લાલશંકર સાઠોદરાએ શ્રી.દયારામભાઇની જે જન્મતિથિ લખી છે તેથી સ્પષ્ટ માલૂમ પડે છે અને ચોક્કસ ખાતરી થાય છે કે તે શ્રી દયારામભાઇનો શિષ્ય સંભવી શકતોજ નથી. શ્રી દયારામભાઇનો જન્મ સંવત ૧૮૩૩ ના ભાદરવા સુદી એકાદશી ઉપરાંત વામન દ્વાદશીના દિવસે શનિવારે થયો હતો. ડાહ્યાભાઈ લાલશંકર સાઠોદરો 'કાર્તિક સુદી અષ્ટમીને ગુરુવાર' જણાવે છે. શ્રી. દયારામભાઇની જન્મકુંડલી, એમના જન્માક્ષર અને એમના સ્વરચિત કવિત્તના આધારે ડાહ્યાભાઈ લાલશંકર સાઠોદરાએ જણાવેલી જન્મતિથિ સાવ જૂઠી સિદ્ધ થાય છે. જો શિષ્ય હોય તે શું જન્મતિથિ સુદ્ધાંયે ન જાણે? શું માસ, તિથિ કે વાર સુદ્ધાંયે ન જાણે? શું જાણમાં આટલો બધો ફરક સંભવી શકે ખરો? શું આટલું બધું અંધેર હોઈ શકે ખરું? હોય તો સાચું મનાય ખરું. (જુઓ બૃ. કા. દો ભા. ૫. પા ૧૨ વાળાં પહેલી.)

(૨) 'કૃષ્ણને રાધારમણમાં લીન થયેલ' સૂચવતું વાક્ય. (જૂ કા. દો. ભા. ૫. પા. ૧૧ પહેલી ત્રણ-લીટી—વાર્તા પહેલી). શું કૃષ્ણ વળી રાધારમણમા લીન થતા હશે? શું 'રાધારમણ' એ કૃષ્ણનું નામ નથી?.

(૩) વાર્તા ચોથીમાં ગિરિજાશંકરભાઈ કેવીરીતે ગડબાઇ ગયા તે જરાયે સમજી શકાતું નથી. (જૂ. કા. દો. ભા. ૫. વાર્તા ચોથી પા. ૨૦—લીટી સાતમી) શ્રી. દયારામભાઈની ૩૯ વરસની વયે ગિરિજાશંકરભાઈ હશે ખરા કે? આ વાર્તા સંવત ૧૮૭૨ માં લખાઈ. સૌ કોઈ જાણે છે કે ગિરિજાશંકરભાઈ શ્રી. દયારામભાઈના પટ્ટ શિષ્ય જોશી રણછોડભાઈના નાનાભાઈ થાય છે. જ્યારે આ બનાવ બન્યો ત્યારે—જ્યારે આ વાર્તા લખાઈ ત્યારે જોશી રણછોડભાઇનો જન્મ થયોજ ન હતો, તો પછી ગિરિજાશંકરભાઈની તો વાત જ શી રીતે થાય? એમને વાર્તામા કેવી રીતે રજુ કરાય? એ રજુઆત શું વાર્તાને ખોટી ઠરાવતી નથી? શ્રી. દયારામભાઈની ૪૭ વરસની વય હતી ત્યારે જોશી રણછોડભાઈનો જન્મ થયો હતો. શ્રી. દયારામભાઈની ૬૦ વરસની વય હતી તે સમે જોશી રણછોડભાઇને એમની તેર–ચૌદ વરસની વયે શ્રી. દયારામભાઈની પહેલ વહેલી પહેલી મુલાકાત થઈ હતી. આથી શ્રી. દયારામભાઈની ૩૯ વરસની વયે ગિરિજાશંકરભાઈ ન જ હોય એ સ્વાભાવિક અને નૈસર્ગિક છે. રણછોડભાઈ ન જ હોય તો પછી ગિરજાશંકરભાઈ કેવી રીતે હોય? જોશી રણછોડભાઈના નાનાભાઈ ગિરિજાશંકરભાઈ વગર બીજા કોઈ પણ ગિરિજાશંકર અત્યાર સુધી કોઈ પણ જીવનચરિત્ર લેખકે ક્યાંયે પણ લખ્યા જ નથી તેથી સદર વાર્તા વજૂદ વગરની લાગે છે. વજૂદ વગરની હોવાથી તે સાચી અને વિશ્વાસપાત્ર ઠરી શકતી નથી.

(૪) રતનબાઇ જાતે માસ્તાન સોની હતાં. છતાં જ્ઞી

વાર્તામાં 'શ્રીમાળીજ્ઞાતવાળાં' બનાવવામાં આવ્યાં છે. (બૃ. કા. દો ભા. ૫. વાર્તા છઠ્ઠી. પા. ૩૦. લીટી પાચમી) જે શ્રીદયારામભાઈનો શિષ્ય હોય ને જે રતનબાઈની વાર્તા લખે તે શું રતનબાઈ કઈ ન્યાતમાં હતા તેટલુંયે ન જાણે? આટલું બધું અજુગતું અજ્ઞાન સંભવી શકે—કોઈ શકે ખરું? એવું અજ્ઞાન દર્શાવનારને શિષ્ય માની શકાય ખરો? રાત દિવસ પાસે રહેનારો શિષ્ય શું આટલુંયે—નામઠામેયે—ન્યાતજાતેયે ન જાણે?

(૫) બહિયાન, કબાણુ, બાગર, મલડા, સપડાઇ, કેયે વાણુ વગેરે શબ્દો ચાણોદ—ડભોઈ તરફના નથી જ. એ શબ્દો સુરત—નવસારી તરફના હોય એમ લાગે છે. નર્મગદ્યમાં શ્રી. દયારામભાઈના જ જીવનચરિત્રમાં જ નર્મદાશંકરભાઈ 'કેયે' શબ્દ વાપરે છે. (જુઓ નર્મગદ્ય. પા ૪૮૧).

(૬) 'સિદ્ધાંતસાર' ગ્રંથની પાછળ સદર વાર્તાઓ લખવામાં આવેલી હતી એમ સ્વ. ઇચ્છારામભાઈ જણાવે છે (બૃ. કા. દો. ભા. ૫. પા. ૧૦). એ સિદ્ધાંતસાર સુરતના પ્રસિદ્ધ મહેતાજી દુર્ગારામને શ્રી. દયારામભાઈના પરમ મિત્ર ચિમનલાલે વાંચવા આપ્યો હતો. દુર્ગારામ મહેતાજી પાસે એ સિદ્ધાંતસાર ઘણો સમય પડી રહેલો હોવો જ જોઇએ. તે સમે સદર વાર્તાઓ કોઈએ લખી નાખી હોય એમ લાગે છે. વાર્તાઓ જ એવા પ્રકારે લખાઈ છે કે એ અનુમાન સાચું પડે છે ચોથી વાર્તામાં ગિરિજાશંકરભાઈનું નામ આવે છે તે એ બતાવે છે કે એ વાર્તા ગિરિજાશંકરભાઈના જન્મ પછી જ કોઇયે લખેલી હોય. એટલે એ વર્તાઓ શંકાસ્પદ જ માનવી પડે છે. સ્વ. ઇચ્છારામભાઈએ સદર વર્તાઓ છાપી છે. પરંતુ સિદ્ધાંતસાર ગ્રંથ એઓશ્રીએ બૃ. કા. દો. ના કોઈપણ ભાગમાં ક્યાયે પણ છાપ્યો જ નથી. તેમ જ તેમના વિદ્વાન અને સાહિત્યપ્રિય વંશજોએ, પણ હજી સુધી ક્યાંયે પણ તે ગ્રંથ છાપ્યો જ

નથી. એથી જ એ વાર્તાઓને શંકાસ્પદ જ માનવી પડે છે. સદર વાર્તાઓવાળું પુસ્તક જો અસલ સ્વરૂપમાં જોવામાં આવે તો જ તેને માટે ઘટતો વિચાર થઈ શકે. બાકી તો એ વાર્તાઓને કાલ્પનિક ગાને જ છૂટકો.

(૭) વાર્તા પાચમીમાં શ્રી. દયારામભાઈના સિદ્ધાંતથી વિરુદ્ધ સિદ્ધાંત આલેખવામા આવ્યો છે. એથી પણ એ વાર્તાઓ ખોટી ઠરે છે. શ્રી. દયારામભાઈનો શિષ્ય શ્રી. દયારામભાઈના સિદ્ધાંતથી અજાણ્યો રહે—હોય એ માની શકાય નહીં. શુ શ્રી. દયારામભાઈનો શિષ્ય એમના સિદ્ધાંતથી વિરુદ્ધ સિદ્ધાંત આલેખે ખરો? એવો સિદ્ધાંત આલેખનાર શું શ્રી. દયારામભાઈનો શિષ્ય સંભવી શકે છે ખરો? '**હરિ અને હર જગતના દીઠામાં નિરાળા છે, પણ એક જ છે.**' (જૂ. કા દો. ભા ૫ પા ૧૩. લીટી ચોથી. વાર્તા પમી). શું આ સિદ્ધાંત શ્રી. દયારામભાઈનો છે? સર્વથા નહીં. એ સિદ્ધાંત જ બતાવે છે કે વાર્તાલેખક શ્રી. દયારામભાઈનો શિષ્ય હોઈ શકે જ નહીં. વાર્તાલેખક કોઈ બીજો જ હોઈ શકે કે જેને એ સિદ્ધાંત માન્ય હોય. વાર્તાલેખકનો સિદ્ધાંત શ્રી. દયારામભાઈનો સિદ્ધાંત છે જ નહીં. એમનો અક્ષરદેહ એ બાબતની આવ સાચી સાખ પૂરી રહ્યો છે. એ સિદ્ધાંત વાર્તાલેખકનો જ હોઈ શકે. "હરિહરાદિ સ્વરૂપ તારતમ્ય, પ્રશ્નોત્તરમાલિકા વગેરે ગદ્ય ગ્રંથો વાંચતાં સ્પષ્ટ માલુમ પડે છે કે શ્રીદયારામભાઈના સિદ્ધાંત પ્રમાણે હરિ અને હર ભિન્ન જ—જુદા જ છે; એટલું જ નહીં પણ હરિ સર્વોત્કૃષ્ટ છે. સદર ગદ્ય ગ્રંથો સાથે વાર્તાઓનું બખાણ સરખાવતાં આપાની દૃષ્ટિએ ઘણો જ ફરક પડે છે. જરા પણ સામ્ય દેખાતું નથી. એથી પણ સદર વાર્તાઓને ખોટી જ માનવી પડે છે.

(૯) વાર્તાઓ અનુક્રમવાર લખવામાં આવી જ નથી. વાર્તા પહેલી પછી પાચમી, પાચમી પછી ત્રીજી, ત્રીજી પછી ચોથી,

ચોથી પછી બીજી અને બીજી પછી છઠ્ઠી આવે છે. પહેલી વાર્તામાં પ્રથમ પ્રવાસનું વર્ણન છે. પાંચમીમાં બીજા પ્રવાસનું વર્ણન છે. ત્રીજીમાં ત્રીજા પ્રવાસનું વર્ણન છે. ચોથીમાં ગિરિજાશંકરભાઈ ઝડપાઈ ગયા છે. બીજીમાં કાંકરોલીના મહારાજશ્રીની વાત છે. છઠ્ઠીમાં રતનબાઈનો પ્રસંગ છે. પહેલી વાર્તામાં પ્રથમ પ્રવાસનુ વર્ણન આવે પણ પાંચમીમાં બીજા પ્રવાસનું વર્ણન શી રીતે આવે? ત્યારે બીજી ત્રીજી અને ચોથી વાર્તા તે પહેલાં લખાએલી માનવી? ત્યારે બીજા પ્રવાસનું વર્ણન લખતાં પહેલાં એકદમ ત્રીજા પ્રવાસનું વર્ણન શી રીતે લખાય? પાંચમી વાર્તા ક્યારે લખવામાં આવી તે શા માટે નહીં જણાવવામાં આવ્યું હોય? પહેલી વાર્તા સંવત ૧૮૯૨ની કાર્તિક સુદી અષ્ટમીને બ્રુગુવારે લખવામાં આવી છે. ત્યારે તે પછીની વાર્તાઓ તે પછી લખાએલી માનવી કે નહીં? ત્યારે વાર્તા ચોથી સંવત ૧૮૭૨ના કાર્તિક સુદી ૧૧ને બ્રુગુવારે શી રીતે લખાઈ? જ્યારે વાર્તા ચોથી સંવત ૧૮૭૨ના કાર્તિક સુદી ૧૧ બ્રુગુવારે લખાએલી હોય ત્યારે વાર્તા પહેલી સંવત ૧૮૯૨ના કાર્તિક સુદી અષ્ટમીને બ્રુગુવારે લખાએલી સંભવી શકે છે ખરી? જો એ પ્રમાણે સંભવી શકતું હોય તો વાર્તા પહેલી લખતાં પહેલાં વાર્તા ચોથીનો અંક ચોથો એકદમ ક્યાંથી આવી ગયો? વાર્તા પહેલી જો ચોથી વાર્તાના પહેલાં લખવામાં આવી હોય તો તેની લખ્યા સંવત ૧૮૯૨ હોય કે ૧૮૭૨ પહેલાંની હોય? વાર્તા ચોથી તો સંવત ૧૮૭૨માં લખાઈ છે, ત્યારે વાર્તા પહેલી સંવત ૧૮૯૨મા લખાઈ છે' આ શું બતાવે છે? જ્યારે વાર્તા ચોથી સંવત ૧૮૭૨માં લખાઈ ત્યારે વાર્તા પહેલી સંવત ૧૮૯૨મા લખાઈ હોય એમ સંભવી શકે છે ખરું? એમ માની શકાય ખરું? વાર્તા પહેલી લખતા પહેલાં વાર્તા ચોથી લખી શકાય ખરી? ૧, ૨ને ૩ લખતા પહેલાં એકદમ '૪' નાખી શકાય ખરો? જો 'વાર્તા

ચોથી લખતાં પહેલાં વાર્તા પહેલી, બીજી અને ત્રીજી લખાએલી હોય તો વાર્તા પહેલીની લખ્યા સંવત ૧૮૯૨ સંભવી શકે છે ખરી? જો વાર્તા પહેલીની લખ્યા સંવત ૧૮૯૨ સંભવી શકે તો વાર્તા ચોથીની લખ્યા સંવત ૧૮૭૨ ખરી મનાય ખરી? વાર્તા ચોથીની સંવત ૧૮૭૨ છે તો પછી વાર્તા પહેલીની સંવત, સંવત ૧૮૭૨ પહેલાંની હોય કે નહીં? જો તે પ્રમાણે હોઈ શકે તો વાર્તા પહેલીની સંવત ૧૮૯૨ શી રીતે લખાઇ? પહેલી વાર્તામાં પહેલા પ્રવાસનું વર્ણન છે. ત્રીજીમાં ત્રીજા પ્રવાસનું વર્ણન છે. ત્યારે બીજા પ્રવાસનું વર્ણન બીજીમાં આવે કે પાંચમીમાં? એ અનુક્રમ કેમ નહીં સચવાયો હોય? બીજા પ્રવાસનુ વર્ણન બીજીમાં ન આવે તો તે ત્રીજીમાં કે ચોથીમાં આવે પણ એકદમ પાચમીમાં શી રીતે આવે? શું બીજા પ્રવાસનું વર્ણન એટલું બધું મોડું કરવામાં આવ્યું હશે? કે તેને પાંચમી વાર્તામાં કરવું—લખવું પડયું? જ્યારે પહેલી વાર્તાની લખ્યા સંવત ૧૮૯૨ કાર્તિક સુદી અષ્ટમી ને ભ્રગુવાર, વાર્તા ચોથીની સંવત ૧૮૭૨ના કાર્તિક સુદી ૧૧ને ભ્રગુવાર, વાર્તા છઠ્ઠીની સંવત ૧૯૦૧ ફાગણુ વદી ૧૫—આ પ્રમાણે લખવામાં આવે છે ત્યારે વાર્તા બીજી, ત્રીજી અને પાંચમીની સંવતો કેમ નહીં લખવામાં આવી હોય? લખવામાં શો વાંધો આવ્યો હશે? વાર્તા લેખક લખવાની ધૂનમાં ને ધૂનમાં ફાગણુ સુદી ૧૫ને બદલે ફાગણ વદી ૧૫ લખે છે. ફાગણુ વદી ૧૫ હોય કે ફાગણુ વદી અમાસ?

(૧૦) સદર વાર્તાઓનું લખાણુ શ્રી. દયારામભાઈના પ્રશ્નોત્તર માલિકા અને હરિહરાદિસ્વરૂપતારતમ્ય ગ્રંથોના ગદ્ય લખાણુ સાથે ભાષાની દૃષ્ટિએ જરાયે મળતું આવતું જ નથી.

સદર કારણોને લીધે વાર્તાલેખક ડાહ્યાભાઈ લાલશંકર આડોદરા શ્રી. દયારામભાઈનો શિષ્ય હોઈ શકે જ નહીં. શ્રી. દયારામભાઈનો શિષ્ય આવી ગંભીર ભૂલો ન કરે, આટલું બધુ જૂઠું

ન જ લખે. આથી સદર વાર્તાઓ શ્રી. દયારામભાઈના સમયમ લખાએલી નથી જ એમ સપ્રમાણ માનવું જ પડે છે. તેથી જ એ વાર્તાઓ પર લગીરે વિશ્વાસ મૂકી શકાય જ નહીં. કાલ્પનિક વાર્તાઓ પર વિશ્વાસ મૂકવા પ્રયત્ન કરીએ તો તે હાસ્યાસ્પદ જ ગણાય.

પ્રા. કા. મા. ગ્રંથ બેના કવિચરિત્રના પાન ૨ અને ૩ વાચતાં સ્પષ્ટ માલૂમ પડે છે કે પ્રા. કા. મા. ગ્રં. બેનુ કવિચરિત્ર, ડભોઈમાં ઘણી જ જઈફ અવસ્થા ભોગવતા દયારામભાઈના શિષ્યોમાંના એકે જે હકીકત કહી હતી તેના આધારે તેમ જ નર્મગદ્ય અને 'તા. ૧૯મી અક્ટોબર સને. ૧૮૮૪ના 'ગુજરાતી'માં 'દયારામ અને તેની બાની' એ મથાળા તળે કવિ વિષે કેટલીક હકીકત આવી છે' તેના આધારે આલેખવામાં આવ્યુ છે. નર્મદાશંકરભાઈ નર્મગદ્યમાં સ્પષ્ટ જણાવે છે કે "દયારામને ઘણા શિષ્યો હતા, તેમાં ખાસ અને હાલ જીવતો જોષી રણછોડ છે.' (જૂનું નર્મગદ્ય પા ૪૮૭). ત્યારે એ પ્રશ્ન થાય છે કે સ્વ. હરગોવિંદદાસને શ્રી. દયારામભાઈના કયા શિષ્યનો ભેટો થયો? એ શિષ્યે કહેલી હકીકતોમા અને જોષી રણછોડભાઈએ સ્વ. નર્મદાશંકરભાઈને કહેલી મુખ્ય બાબતોમાં ફેર પડે છે તેનું શુ? મુખ્ય બાબતોમાં ફેર પડે ખરો? એવા ફેરવાળી હકીકતો કહેનાર શિષ્ય સભવી શકે છે ખરો? નર્મદાશંકરભાઈની તપાસ ખરી કે હરગોવિંદદાસની? સ્વ. નર્મદાશંકરભાઈ ઈ. સ. ૧૮૫૯મા ચાણોદ, ડભોઈ, વડોદરા ગયા હતા. સ્વ હરગોવિંદદાસ કાંટાવાળા ઈ. સ. ૧૮૭૬–૭૭માં ડભોઈ ગયા હતા. સ્વ નર્મદાશંકરભાઈ જોષી રણછોડભાઈ વગર બીજો કોઈ ખાસ શિષ્ય જીવતો નહીં હોવાનું જણાવે છે તેનું શું? ત્યારે પ્રશ્ન એ થાય છે કે સ્વ. હરગોવિંદદાસને કોઈ શિષ્યનો ભેટો થએલો સંભવી શકે છે ખરો? થયો હોય તો

તે સાચો શિષ્ય હોઈ શકે ખરો? જો એ સાચોસાચ શિષ્ય જ હોય તો મુખ્ય બાબતોમાં ફેર પડે ખરો? એવા શિષ્યે કહેલી વાતોને માન્ય રાખી શકાય ખરી? એવી વાતો પર વિશ્વાસ મૂકાય ખરો? મુખ્ય બાબતોમાં જ જ્યારે ફેર પડે છે ત્યારે પછી પૂછવાનું જ —કહેવાનું જ શું રહ્યું?

પ્રા. કા. મા. ગ્રંથ બેનુ કવિચરિત્ર, નર્મગદ્ય અને બૃ. કા. દો. ભા. ૫માં આવેલી હકીકતોને આધારે લખવામાં આવેલું હોવાથી તેમ જ સ્વ. ત્રિભુવનદાસ જમનાદાસ શેઠથી તે રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ સુધીના એક એક જીવનચરિત્ર લેખક થોડે ઘણે અંશે નર્મગદ્ય પ્રા. કા. મા. ગ્રંથ ૨ અને બૃ. કા. દો. ભા. ૫માં લખાએલા જીવનચરિત્રને જ અનુસરેલ હોવાથી—એ બધાં જીવનચરિત્રોની આ ટૂંકા લેખમાં સમીક્ષા કરવાનું યોગ્ય ધારતો નથી. સાહિત્યરસિકો, અભ્યાસકો અને વિવેચકો અત્યારે તો આટલેથી જ સંતોષ માનશે.

લેખક :

જીવણલાલ છગનલાલ જોષી, એડવોકેટ

ડભોઈ.

(શ્રી. દયારામભાઈના પટ્ટશિષ્ય પ્રપૌત્ર)

॥ श्रीकृष्णः ॥

॥ श्रीवल्लभ. ॥

॥ श्रीगुरुगोपीजनवल्लभायनमः ॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

॥ श्रीगुसांईजीपरमदयालवे नमः ॥

## "ભક્તિદૃઢત્વ" (ભક્તિદૃઢાવ).

ગૂંથી લાવોરે માલનીયાં મેરેરા રે ........એ નરોદ.

હોય ભક્તિવશ ગિરિધારી રે, તેથી લાગી મુને ઘણી પ્યારી રે,
સૌ ધર્મનું ફળ તે જ રે, હરિ આરાધન એ જ રે. ૧
ભક્તિવિણુનો ધર્મ શ્રમરૂપ રે, એકાગ્ર મને સેવવા મજભૂપ રે;
ફલ અનુસંધાનરહિતની ભક્તિ રે, તેની કરવી રાખી આસક્તિ રે. ૨
એ દૃઢભક્તિ પરમ ધર્મ રે, એ સમ આવે ન કોઈ કર્મ રે;
એ ભક્તિયોગે તત્કાળ રે, વૈરાગ્ય જ્ઞાનનું હોય પ્રતિપાળ રે. ૩
જેણે હરિકથામાં ન પ્રીતિ ઉપજે રે, તે ધર્મને સુજ્ઞો તજે રે,
આત્મારામો રમણવત્ જન રે, તે પણ ભક્તિ કરે નનગન રે. ૪
સ્વધર્મ ત્યાગીને હરિ ભજનાર રે, અપૂર્ણ ભક્તિ પણ તે સાર રે;
ભક્તિવંત પણ જો ભ્રષ્ટ વિકારી રે. તદપિ શ્રેયકર્તા સુખકારી રે. ૫
હરિની લીલા સુણે સ્મરે ગાય રે, સ્વલ્પમાં તરી હરિને પાય રે;
શ્રીભાગવત પ્રથમ સ્કંધે રે, કથ્યાં વચન ગાયાં પદ બધે રે. ૬

---

त्वं तु भक्तिः प्रिया तस्य सततं प्राणतोऽधिकम् ॥
त्वयाहूतस्तु भगवान्यातिनीचगृहेष्वपि ॥८॥
सत्यादि त्रियुगे बोधवैराग्यौ मुक्तिसाधकौ ॥
कलौतु केवला भक्तिर्ब्रह्मसायुज्यकारिणी ॥९॥

**નવમસ્કંધે** ભાખ્યુ પણ એહ રે, શ્રીહરિ મુક્તિ આપે નિઃસંદેહ રે;
પણ ભક્તિ ભગવંત ન આપે રે, માટે મુક્તિ ન આવે એ માપે રે. ૨૦
**પદ્મપુરાણ ભાગવત માહાત્મ્ય** રે, નારદજીનાં વચન છે સત્ય રે;
યોગ્યતા સમજવા દાખી મુક્તિ રે, ભક્તિની દાસી છે મુક્તિ રે. ૨૧
શ્રીહરિજ્ઞાને અતિશય ખંત રે, ઘણા કાળ જન્મ પર્યંત રે,
બ્રહ્મલોક પર્યંત અનંત રે, સૌ પદાર્થે વિરક્તવંત રે. ૨૨
એવો શાંત ધીર જે સંત રે, યથાર્થ સ્વરૂપનો તે લહે અંત રે,
પરમાનંદ સ્વરૂપે વિરામે રે, ભક્તિયે જીવતા જ પ્રભુને પામે રે. ૨૩
**તૃતીયસ્કંધે** આ વચન રે, જેના સુણતા હુલસે મન રે,
બ્રહ્મનુ જ્ઞાન જેને થાય રે, મુક્તિ અધિકારી તે ગણાય રે. ૨૪
પ્રેમભક્તિયે હરિની પ્રાપ્તિ રે. પ્રેમોપાસને સૌની સમાપ્તિ રે,
વાચ્યજ્ઞાને તો અર્થ ન હોય રે હરિનુ સુખ તે સ્વપ્ને ન જોય રે. ૨૫
રાવણ શિશુપાલ વાચ્ય જ્ઞાન રે. ગોપી સમ ન કર્યું હરિધ્યાન રે,
અજ્ઞજન સુખ લેશ ન જાણે રે, એ રસ તે ગોપી જ માણે રે. ૨૬
**શાંડિલ્યસૂત્રમાં** ભાખ્યુ એમ રે, ભક્તિ મીમાંસાએ વર્ણ્યો પ્રેમ રે,
હરિ ભક્તોને જોવા સુલ્લભ રે, શુકદેવાદિકને સ્વપ્ને પણ દુર્લભ રે. ૨૭
નિવેદન પરભાર્યુ હરિને રે, ભાવયુક્ત ઉરમાં ધરીને રે
બીજું ગુરુદ્વારે જે કરશે રે. તેહ ઉત્તમ બીજુ ઠરશે રે. ૨૮
નામને દ્વારપાળપણુ ભાખ્યુ રે, બલિએ નિજ સ્વાર્થે મન રાખ્યુ રે
સ્વામીસેવકભાવ જ છોડ્યો રે, ઉલટ ભાવ હરિ શું જોડ્યો રે ૨૯
ઉપવાસ આરતાદિ જુદા હોય રે, ભોગ્ય યોગ્ય વસ્તુ તે સોય રે,
વસ્તુ માત્રમા દોષ અપાર રે, શુદ્ધતા વિધિ હોય ગુરુદ્વારે રે ૩૦
આર્તપૂર્ણ સ્નેહે અર્પણ કરશે રે, ત્યારે પ્રભુ અંગીકાર કરશે રે
અંગીકાર થવુ દુર્લભ જાણી રે શુદ્ધ સ્નેહે અતિ આદર આણી રે. ૩૧
દીનતાએ ગુરુની કહાણી રે, જાણી નમવુ વેણપાણિ રે
કેવળ હરિઅર્થે નિષ્કામ રે, દીનતાથી સુંદર શ્યામ રે. ૩૨

**નવમસ્કંધે** ભાખ્યું પણ એવું રે, શ્રીહરિ મુક્તિ આપે નિત્ય દેવ રે,
પણ ભક્તિ ભગવંત ન આપે રે, માટે મુક્તિ ન આવે એ માપે રે. ૨૦
**પદ્મપુરાણ ભાગવત માહાત્મ્ય** રે, નારદજીનાં વચન છે સત્ય રે;
ભોગવતા સમજાવ્યા દાખી મુક્તિ રે, ભક્તિની દાસી છે મુક્તિ રે. ૨૧
શ્રીહરિજ્ઞાને અતિશય ખંત રે, ઘણા કાળ જન્મ પર્યંત રે,
બ્રહ્મલોક પર્યંત અનંત રે, સૌ પદાર્થે વિરક્તવંત રે. ૨૨
એવો શાંત ધીર જે સંત રે, યથાર્થ સ્વરૂપનો તે લહે અંત રે,
પરમાનંદ સ્વરૂપે વિરામે રે, ભક્તિયે છવતા જ પ્રભુને પામે રે. ૨૩
**તૃતીયસ્કંધે** આ વચન રે, જેના સુણતાં હુલસે મન રે,
બ્રહ્મનું જ્ઞાન જેને થાય રે, મુક્તિ અધિકારી તે ગણાય રે. ૨૪
પ્રેમભક્તિયે હરિની પ્રાપ્તિ રે, પ્રેમોપાસને સૌની સમાપ્તિ રે,
બ્રહ્મજ્ઞાને તો અર્થ ન હોય રે, હરિનું સુખ તે સ્વપ્ને ન જોય રે. ૨૫
રાવણ શિશુપાલ વાચ્ય જ્ઞાન રે, ગોપી સમ ન કર્યું હરિધ્યાન રે;
સજ્જન સુખ લેશ ન જાણે રે, એ રસ તે ગોપી જ માણે રે. ૨૬
**શાંડિલ્યસૂત્રમાં** ભાખ્યું એમ રે, ભક્તિ મીમાંસાએ વર્ણ્યો પ્રેમ રે,
હરિ ભક્તોને જેવા સુલભ રે, શુષ્કવેદાંતીને સ્વપ્ને પણ દુર્લભ રે. ૨૭
નિવેદન પરણાવ્યું હરિને રે, ભાવયુક્ત ઉલટ ધરીને રે
બીજું ગુરુદ્વારે જે કરશે રે, તેહ ઉત્તમ બીજું ઠરશે રે. ૨૮
વામને દ્વારપાળપણું ભાખ્યું રે, બલિએ નિજ સાથે મન રાખ્યું રે;
સ્વામીસેવકભાવ જ છોડો રે, ઉલટ ભાવ હરિ શું જોડો રે. ૨૯
ઉપવાસ આરતાદિ જદા હોય રે, ભોગ્ય યોગ્ય નદી તે મોય રે,
વસ્તુ માત્રમાં દોષ અપાર રે, શુદ્ધતા વિધિ હોય ગુરુદ્વારે રે ૩૦
આર્તપૂર્ણ સ્નેહે અર્પણ કરશે રે, ત્યારે પ્રભુ અંગીકાર કરશે રે
અંગીકાર થવું દુર્લભ જાણી રે, શુદ્ધ સ્નેહે અતિ આદર આણી રે. ૩૧
દીનતાએ ગુરુની કહાણી રે, ભાખી નમવું વેણુપાણિ રે
કેવળ હરિઅર્થે નિષ્કામ રે, ગીતવાણી સુંદર શ્યામ રે. ૩૨

ગુરદ્વાર વિણ અર્પણ ધરતાં રે, હરિને શ્રમ પડે શુદ્ધ જ કરતાં રે;
સદ્દગુરુનો સંબંધ વિચારી રે, ઝટ દયાળુ લેશે સ્વીકારી રે. ૩૩
ગુરુદ્વારે શુદ્ધ સદ્ય થાય રે, વળી ઇચ્છિત કાર્ય સધાય રે;
મૂળ સદ્દગુરુ શ્રીનું અંગ રે, જાણી હરિને અંતર થાય ઉમંગ રે. ૩૪
માટે આદ્ય સર્વમાં ગુરુ રાય રે, કરતાં હરિ પણ પ્રસન્ન જ થાય રે.

"નારદીય પુરાણે"

કેવળ ભક્તિથી હરિની પ્રાપ્તિ રે, દ્રવ્યાદિક[1] સાધન સૌની સમાપ્તિ રે. ૩૫
ભક્તિથી કરે જે પૂજન રે, પૂરે મનોરથ લહિ નિજજન રે;
સર્વાંગે યજન કર્તાનો અતિ પ્રભાવ રે, ચર્ણયજનનો કરું દર્શાવ રે. ૩૬
એકાંગ પણ જો પૂજન થાય રે, તેણે સૌ દુઃખ સદ્ય દૂર જાય રે;

"વામન પુરાણે"

નારાયણ જે શંખ ચક્ર ધારી રે, અનન્ય ભક્તિ મહિમા ભારી રે, ૩૭
અદ્વિતીય અનન્ય કરે જાય રે, નિશ્ચે નારાયણની પ્રાપ્તિ થાય રે;

"મહાભારતે"

હજારો જન્મોમાં જપ-તપ-ધ્યાની રે, તેણે કરી જેણે પાપની હાની રે.
ભક્તિ તેના હૃદયમાં જાય રે, ત્યારે ભગવદ્દભક્તિ થાય રે; [૩૮

"પદ્મપુરાણે"

પ્રેમભક્તિ હોય જેને મન રે, તેને સ્વપ્ને ન યમ દર્શન રે. ૩૯
પ્રેત પિશાચ કે કોઇપણ દેવ રે, વિઘ્ન ન કરે જેને ભક્તિની ટેવ રે;

"નારદીય પુરાણે"

ચૌપદાર્થ* ઇચ્છાએ કરે અમર રે, તદપિ દુર્લભ કહે નિગમ રે. ૪૦
વિણ પરિશ્રમે સર્વ સાધ્ય રે, એવી ભક્તિ અતિ નિર્બાધ્ય રે;

---

૧ नार्य सुखापी भगवान् देहिनां गोपिकासुतः ॥
ज्ञानीनां चात्मभूतानां यथा भक्तिमतामिह ॥

*ચૌપદાર્થ—ધર્મ, અર્થ, કામ, મોક્ષ.

"પદ્મ પુરાણે"

અન્ય સાધને ન હોય નિસ્તારરે, ભક્તોને મુક્તિનું ખુલ્લું દ્વાર રે. ૪૧

"શ્રીમદ્‌ભાગવતે"

દેવ કિંવા ઋષિ કે ઉચ્ચ વર્ણ રે, કેવળ ભક્તિયે ભગવદ્દશર્ણ રે,
નહિ જરૂર વ્રત યજ્ઞ ને જ્ઞાનરે, ભક્તિયે જ પ્રસન્ન ભગવાન રે, ૪૨
અન્ય સાધન ગણીયાં એવાંરે, આડંબર ચાળા ચુંથવાં જેવાં રે.
ભીલ જાતિ સવરી બાઈ રે, કરી ભક્તિ આરતે રઘુરાઈ રે. ૪૩
શ્રીમુખે રઘુનંદને[1] ભાખ્યુંરે, મુખ્ય ભક્તિ વરણી દાખ્યું રે,

"શ્રીમદ્‌ભાગવતે"

નહિ વય વિદ્યાનું કામરે, વિત્ત-વર્ણ-રૂપ અભિરામ રે ૪૪
ન પરાક્રમ પવિત્રાચારરે, નહિ કોઈની જરુર લગાર રે;
ધ્રુવને વય ક્યાં[2]? સુદામાને ધનરે, ઉગ્રસેન શુ પુરુષાતન રે? ૪૫
ગજને ક્યાં હુતી વિદ્યાયરે ? શુભાચરણ ક્યાં પારધી ગણાય રે?
કુબ્જા નાં રૂપે લગારરે, સૌમાં ભક્તિભાવ એકસારરે. ૪૬
કેવળ ભક્તિ મુખ્ય સરદારરે, હરિ આપ્તિ થઈ નિર્ધારરે;

---

૧ પુંસ્ત્વે સ્ત્રીત્વે વિશેષો વા જાતિનામાશ્રમાદયાઃ ॥
न कारणं यद् भजने भक्तिरेव हि कारणम् ॥ કડી ૪૩ માટે
(વાલ્મીકી રામાયણે સવરી પ્રતિ શ્રી રઘુનાથજી વચનમ્)

૨ व्याधस्याचरणं ध्रुवस्य च वयो विद्या गजेन्द्रस्य का ।
कुब्जायाः किमु नामरूपमधिकं किं तत् सुदाम्नो धनम् ॥
वंशः को विदुरस्य यादवपतेरुग्रस्य किं पौरुषम् ।
भक्त्या तुष्यति केवलं न तु गुणैर्भक्तिप्रियो माधवः॥
કડી ૪૪-૪૫-૪૬ માટે.

"શ્રીમદ્‌ભાગવત ચતુર્થ સ્કંધ"

ભક્તોના સંગથી ભક્તિ ઉપજે રે,
ભક્તિ અભિલાષી કુસંગને તજે રે. ૪૭
સંસાર સમુદ્રથી પાર રે, સહેજે ભાકતથી થાય નિસ્તાર રે;
મન નિર્મળ એથી જ થાય રે, ભક્તિયોગે અભય થઈ જાય રે ૪૮
વર્ણ ધર્મ બહુ જન્મ સમ પાળે રે, બ્રહ્માના સ્થાને જતાં નહિ ખાળે રે;
એથી વિશેષ પુણ્ય જો થાય રે, ત્યારે કૈલાસ સ્થાનને પાય રે. ૪૯
પણ ભક્તિથી ભક્ત જ જાય રે, ઉત્તમ વૈકુંઠ પ્રાપ્તિ થાય રે
નિર્વિકાર દિવ્ય એ ધામ રે, ભક્તિવંતનો હોય ત્યાં ઠામરે. ૫૦
પ્રાપ્તિ ભક્તિની ગુરુ ઉપદેશે રે, શ્રીમદ્‌ગુરુ સહેજે દેશે રે;
ચતુર્થ સ્કંધ તણો આ સાર રે, ભક્તિ મહિમા અપરંપાર રે. ૫૧

"શ્રીમદ્‌ભાગવત પંચમ સ્કંધ"

ક્ષણે ક્ષણે ભક્તિવૃદ્ધિ થાય રે, હૃદય કોમલ થઈ પીગળી જાય રે,
ઉત્કંઠા જ્યારે વાધે રે, વિકળ પરવશપણું તવ સાધે રે. ૫૨
પ્રેમ અશ્રુએ ટીપાં પડતાં રે, તન રોમાંચ ઊભાં તેણે થાતા રે,
દાસનું દાસપણું હરિ કરતા રે, ભક્તેચ્છિત પૂરણ ભરતા રે ૫૩
સામાન્યજનને મુક્તિ આપે રે, પણ પ્રેમ-ભક્તિ મોંઘી તેન આપે રે;
માટે મુક્તિ વર્ણી સોંઘી રે, સૌ પુરુષાર્થોથી એ ઘણી મોંઘી રે. ૫૪
પંચમ સ્કંધમાં આ વૃત્તાંત રે, એ પ્રેમભક્તિ સિદ્ધાંત રે,
મુક્તિનું ફલ ભક્તિરસ દાખ્યું રે, ભાગવતે કહ્યું તે ઘણું ભાખ્યું રે. ૫૫

"શ્રીમદ્‌ભાગવત એકાદશ સ્કંધ"

ઘર ત્યાગી વૈરાગ્ય થવાની રે, આખ્ય કે વેદાભ્યાસ કરવાની રે,
કશાની પણ સ્પૃહા ન લગાર રે, એક ભક્તિ જેને છે સરદાર રે. ૫૬
શ્રીમુખે ઉદ્ધવ પ્રતિ ભાખ્યું રે, ભક્તિએ વશ એવું સ્ફુટ દાખ્યું રે,

"સ્કંદ પુરાણે"

એસમ માર્ગ ન અન્ય કો કહાવે રે, જે ભક્તિની તોલે આવે રે. ૫૭

"શ્રીમદ્ ભાગવતે"

વૃક્ષ સર્પ અસુરાદિ પણ તરીઆ રે, જે ભક્તિપદે કરી વરીઆ રે,
કર્મ તપ જ્ઞાન વૈરાગ્ય દાન રે, સૌનુ ફલ તોયું ન ભક્તિ સમાન રે. ૫૮

"મહાભારતે" "શ્રીમદ્‌ભાગવતે"

[1]ચારવેદનો કદિ પાઠી હોય રે, તદપિ ભક્તિ વિણ જો હોય રે,
વેદાધ્યયન કૃતિ કરે ગથી રે, તદપિ હરિને પ્રિય લાગતો નથી રે. ૫૯
તદ્વત્ ભાગવત એકાદશમાંહે રે, ઉદ્ધવપ્રતિ કૃષ્ણે કહ્યું ત્યાંહે રે,

"વચણ"

મુજ ભક્તિએ વિમુખ છતા,[2] કરે શાસ્ત્રાધ્યયન
સો જન્મ લગી કદિ કરે તોહે, ન જ્ઞાન કે મોક્ષ સદન ૧

"શ્રીમદ્‌ભાગવતે"

વારંવાર કામ ને લોભથી, જે પંડિત આતમમન,
શ્રીહરિ સેવન ભક્તિ થકી, શાંતિ પામે તે જન. ૨

---

१विप्राद्द्विषड्गुणयुतादरविन्दनाभ-
पादारविन्दविमुखात् श्वपचं वरिष्टम् ।
मन्ये तदर्पितमनोवचनेहितार्थप्राणम्
पुनाति सकुलं न तु भूरिमानः ॥१०॥
શ્રીમદ્‌ભાગવત સ્કંધ ૭, અધ્યાય ૯, શ્લોક ૧૦.

२मद्भक्तिविमुखानां हि शास्त्रगर्तेषु मुह्यताम् ॥
न ज्ञानं न च मोक्षः स्यात् तेषां जन्मशतैरपि ॥

યમનિયમાદિ યોગમાર્ગો ઘણા, પણ તેથી થાય ન શાંત.
યોગ માર્ગે ગમન કરતા મુનિ,[1] ભક્તિ ઉપર સિદ્ધાંત. ૩

"શ્રીમદ્ભાગવત પ્રથમસ્કંધ"

આત્મસ્વરૂપે રમણાર્થી, એ હૃદયગ્રંથીના વિકાર,
અહંકાર ક્રોધાદિ તજ્યાં સૌ, તદપિ કરે તે ભક્તિ લહી સાર. ૪
નિષ્કામ ભક્તિ એવા પણ કરે, ભક્તિ પ્રભાવ અપાર,
શ્રીભાગવતમાં વર્ણવ્યું, પ્રથમસ્કંધ મોઝાર.[2] ૫

———o———

દેવ બ્રાહ્મણ કે ઋષિપણું, સદાચાર શાસ્ત્રજ્ઞાન ઘણું રે. ૬૦
દાન તપ વ્રત શૌચ ને યજ્ઞ રે, નતાદિકે રાજી ન સર્વજ્ઞ રે,
નિર્મળભક્તિયે જ પ્રસન્ન થાય રે, પ્રહ્લાદજી[3] સ્ફુટ કરીને ગાય રે ૬૧
સ્ત્રી શૂદ્ર[4] કે યક્ષ રાક્ષસ રે, મનવાણી આહિર ખાસ રે,
પક્ષી મૃગ કે પાપી જીવ રે, ભક્તિયે હોય સર્વનું શિવ[5] રે. ૬૨
સૌ ભગવદ્ ભક્તિ કારણ રે, પામ્યા છે અશરણશરણ રે,

---

१यमादिभिर्योगपथै कामलोभहता मुहु. ॥
मुकुन्दसेवया यद्वत् तथात्माऽद्धा न शाम्यति ॥
२आत्मारामश्च मुनयो निर्ग्रंथा अप्युरुक्रमे ॥
कुर्वंत्यहैतुकीभक्तिमित्थं भूतगुणो हरि ॥
३नालं द्विजत्वं देवत्वमृषित्वं वाऽसुरात्मजा ॥
प्रीणनाय मुकुन्दस्य न वृत्त न बहुज्ञता ॥ ५१ ॥
न दानं न तपो न चेज्या न शौचं न व्रतानि च ॥
प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम् ॥ ५२ ॥
(શ્રીમદ્ભાગવત, સ્કંધ ૭ અધ્યાય. ૭ શ્લોક ૫૧. ૫૨)
४दैतेया यक्षराक्षांसि स्त्रिय. शूद्रा व्रजौकस ॥
खगा मृगा पापजीवा. सन्ति ह्यच्युततां गताः ॥
૫ શિવ=કલ્યાણ (શ્રીમદ્ભાગવત)

## શ્રીમદ્ભાગવત ષષ્ટસ્કંધ

સુખ્ય ને સુગમ કહ્યો એ ઉપાય રે, શરણભક્તિયે સઘ શ્રેય થાય રે. ૬૩

એકલી ભક્તિ સૌ પાપ કાપે રે, પ્રભુપ્રાપ્તિને પણ એ આપે રે;
જ્ઞાનમાર્ગથી પણ શ્રેષ્ટ કહાવે રે, માટે ભક્તિ રુડી ભાવે રે. ૬૪

વૈષ્ણવ સેવાથી નિકટે આવે રે, એ સમ નહીં સરલ અન્ય કહાવે રે;
મોક્ષના સ્વામી શ્રીભગવાન રે, તેનું ભક્તિયે અનુસંધાન રે. ૬૫

તેને અન્ય ક્ષુદ્રનું શું કામ રે, જેને ભક્તિ શ્રીસુંદર સ્યામ રે;
ભાગવત ષષ્ટમસ્કંધે સંવાદ રે, માટે ભક્તિશું લાગ્યો નાદ રે. ૬૬

### " સ્મૃતી "

વાસુદેવનું ન વદન કરે તેહ રે, ચતુર્વેદી[1] કદિ વિપ્ર હોય જેહ રે,
ખર ચંદનભાર જ્યમ તાણે રે, ત્યમ ભક્તિહીન વિપ્રને પ્રમાણે રે. ૬૭

વેદવેદાંગ જાણે કદિ પૂર્ણ રે, તદાપિ ભક્તિવિણનું સર્વ અપૂર્ણ રે;
**વિપ્ર બારે**[2] ગુણે કદિ યુક્ત રે, પ્રભુથી વિમુખ તો તે ન સુક્ત રે. ૬૮

ચાંડાલજાત પણ જો ભક્તિ સહિત રે, માન વાણી કર્મ ધન હરિ
અર્પિત રે;
શ્વપચ છનાં વિપ્રથી તે શ્રેષ્ટ રે, જેણે ભક્તિયે કર્યું સૌ ભેટ રે. ૬૯

કુલ સહિતને પાવન કરે રે, વિપ્ર પોતે પણ નહીં તરે રે;
સપ્તમસ્કંધે નવમે આધ્યાય રે, પ્રહ્લાદજીએ ગાયો મહિમાય રે ૭૦

---

[1] चतुर्वेदी तु यो विप्रो वासुदेवं न विन्दति ॥
वेदभारभराक्रान्तः स वै ब्राह्मणगर्दभः ॥
यथाखरश्चन्दनभारवाही भारस्य वेत्ता न चन्दनस्य ॥
तथाहि विप्रान्श्रुतिवेदपूर्णान्भक्तिहीनं खरवत् वहन्ति ॥

[2] જુઓ કડી ૫૯ ઉપરની નોંધ.

પ્રહ્‌લાદે[1] નિશ્ચય ભાખ્યો રે, અષ્ટમસ્કંધે સ્ફુટ કહી દાખ્યો રે,
ભગવદ્‌ભક્તિયે મસ્ત જે હોય રે, અન્યની ભક્તિયે મન નહિ હોય રે. ૭૧
નવધાભક્તિમાંથી પણ એક રે, થાય પ્રાપ્ત યોગ્યતા વિશેક રે,
સ્મરણ ભક્તિ એક પ્રહ્‌લાદ ને, ભક્ત નામે મુનિને અહ્‌લાદ રે. ૭૨
સર્વ પ્રકારે જે ભક્તિ કરે રે, તેના સકળ મનોરથ સરે રે,

"શ્રીમદ્‌ભાગવત નવમસ્કંધ"

શીલ સ્વભાવી સમર્થી ભક્ત રે, જે ભગવતમાં જ આસક્ત રે ૭૩
જેણે હૃદય રંગ્યું હરિ સાથ રે, તેને વશ છે ત્રિલોકનાથ રે,
પતિવ્રતા આને પતિ સ્વાધીન રે, તેમ શ્રીહરિ ભક્તાધીન રે. ૭૪
નવમસ્કંધે શ્રીમુખની વાણી રે, તેથી ભક્તિયે મતિ રંગાણી રે,

"નારદ ભક્તિસૂત્ર"

જેને લબ્ધ થઈ[2] હોય ભક્તિ રે, નહિ અન્યમાં કદિ આસક્તિ રે. ૭૫

---

१श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ॥
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥ ભા. ૭-૫.
कीर्तनं श्रवणं चैव वन्दनं पादसेवनम् ॥
तत्पादोदकसेवा च तन्निवेदितभोजनम् ॥ (पाद्मे).
शंखचक्रोर्ध्वपुण्ड्रादिधारणं स्मरणं हरेः ॥
तन्नामकीर्तनं चैव तन्निवेदितभोजनम् ("हारीत").
श्रीविष्णोः श्रवणे परीक्षिदभवत् वैयासकी कीर्तने ।
प्रह्लादः स्मरणे तदंघ्रिभजने लक्ष्मी पृथु पूजने ॥
अक्रूरस्त्वभिवन्दने कपिपतिर्दास्ये च सख्येऽर्जुन ।
सर्वस्वात्मसमर्पणे बलिरभूत् कैवल्यमेतं विदु ॥
(શ્રીમદ્‌ભાગવત સ્કંધ ૧૦. અ. ૫૪) (કડી ૭૧-૭૨-૭૩-૭૪ માટે)
२यत्प्राप्य न किंचिद्वाञ्छति न शोचति न द्वेष्टि न रमते-
नोत्साही भवति (५) नारद भ. सू. (કડી ૭૫-૭૬ માટે)

ઇચ્છા શોક દ્વેષથી રહિત રે, ભક્તિ વિણુ કૃતિમાં ભાસે અહિત રે;
ભક્તિ વગરનાં અન્ય સૌ કાર્ય રે, નિરુત્સાહી લડે સૌ આર્ય રે. ૭૬
નિસ્પૃહી[૮] સ્તબ્ધ થઈ જાય રે, આત્માનન્દ મગ્ન થઈ જાય રે;
ભક્તિ કામનાથી નવ થાય રે, કામના નિરોધભક્તિયે થઈ જાય રે. ૭૭
લોક શાસ્ત્ર પ્રણીત બેઉ કર્મ રે, લૌકિક વૈદિક એવા ધર્મ રે;
ભક્તિ વગરનાં કર્મો સર્વ રે. ભક્તિ એ જ શ્રેષ્ઠ મહાપર્વ રે. ૭૮
એ બુદ્ધિયે કર્મો છોડે રે, તેનું નામ નિરોધ[૧] કહ્યુ કોડે રે,
ભક્તિવંત અનન્ય એક નિષ્ટ રે, નિરોધ લક્ષણુ એ અધિષ્ટ રે.
ભક્તિવિણુ કાર્ય વીતરાગી રે, નિરોધ ચિહ્નને [૨]ગણ્યુ બડભાગી રે; ૭૯
બીજા સર્વ આશ્રય મૂકે રે,[૩] અનન્ય નિષ્ઠા નાં ચૂકે રે;
શાસ્ત્ર વેદ રહસ્ય[૪] અનુકૂળ રે, વર્તી ત્યાગે એથી પ્રતિકૂળ રે, ૮૦
ભક્તિ વિરોધી ન કદા આચર્ણ રે, ભક્તિમાર્ગ ભવાબ્ધિ[૫] તર્ણ રે,
કર્મ યોગ અને જ્ઞાન રે,[૫] સૌથી શ્રેષ્ઠ ન કો એ સમાન રે. ૮૧
કર્મ યોગ જ્ઞાન ત્રિસાધન રે, ફલ ત્રણેનુ ભક્તિ વન[‡] રે,
કેવળ ભક્તિનું જ્ઞાન જ હોય રે, નહિ વર્તન તો સાધન[૬] સોય રે. ૮૨
એવું એક આચાર્યનું મત રે, જાણ્યાવત્ કરવા લહો ગત રે;
જ્ઞાન ભક્તિ ઉભયનો સંબંધ રે, એક આચાર્યમત અનુસંધ રે. ૮૩

---

૮યज्ज्ञात्वा मत्तो भवति स्तब्धो भवत्यात्मारामो भवति ॥६॥
सा न कामयमाना निरोधरूपत्वात् ॥७॥ (નારદ ભક્તિસૂત્ર)
૧निरोधस्तु लोकवेदव्यापारन्यासः ॥८॥ કડી ૫_ માટે
૨ तस्मिन्ननन्यता तद्विरोधिषूदासीनता च ॥९॥ કડી ૭૬ માટે
૩ अन्याश्रयाणां त्यागोऽनन्यता ॥१०॥ કડી ૮૦ માટે
૪ लोकेषु वेदेषु तदनुकूलाचरणं तद्विरोधिषूदासीनता ॥११॥
૫ सा तु कर्मज्ञानयोगेभ्योऽप्यधिकतर ॥२५॥ કડી ૮૧ માટે
‡ फलरूपत्वात् ॥२६॥ કડી ૮૧ માટે
૬ तस्याज्ञानमेव साधनमित्येके ॥२८॥

અન્યો અન્યમાં એકમેક[7] રહે છે રે, ભક્તિસૂત્રે આવશું ન કહે છે રે;
પણ નારદજી વધિ એમ ભાખે રે, ભક્તિ ભક્તિ ફલરૂપિણી[8] દાખે રે. ૮૪

રાજા ઉત્તમ[9] એવું હોય જ્ઞાન રે, પણ તેથી ન હોય તે તુષ્ટમાન રે;
ભોજન સામગ્રી જાણે હોય રે, તેણે ક્ષુધા નિવર્ત ન હોય રે. ૮૫

તદ્વત્ જ્ઞાન જેનું તેનું મોન રે, તેણે તે હોય પ્રસન્ન રે;
તેમ પાક સામગ્રી[10] કરી જમે જ્યારે રે, ભૂખ નિવારણ હોય ત્યારે રે. ૮૬

માટે મોક્ષેચ્છિત[11] જે જન રે, જ્ઞાનોત્તર ભક્તિ કરવા વચન રે;
સૌ સાધન ફલ કહાવે ભક્તિ રે, બે વાત છોડે તેની પ્રીતિ રે. ૮૭

[12]સર્વ વિષયતજી દુસ્સંગતિ મૂકે રે, આવે ભક્તિ ગાઉં રે.
નિરંતર વ્યાવૃત્તિ રહિત[13] ભજન રે, કરે પ્રાપ્તિ તેનેય સદન રે. ૮૮

---

૭ अन्योन्याश्रयत्वमित्यन्ये॥२९॥
૮ स्वयफलरूपेति ब्रह्मकुमारः ॥३०॥
૯ राजगृह भोजनादिषु तथैव दृष्टत्वात् ॥३१॥(નારદભક્તિ સૂત્ર
કડી ૮૨ થી ૮૮ માટે ૨૮ ૩૬
૧૦न तेन राजपरितोषः क्षुच्छांतिर्वा ॥३२॥
૧૧तस्मात्सैवग्राह्या मुमुक्षुभिः ॥३३॥
૧૨तत्तु विषयत्यागात्संगत्यागाच्च ॥३५॥
૧૩अव्यावृत्त भजनात् ॥३६॥

૧लोकेऽपि भगवद्गुण श्रवण कीर्तनात् ॥३७॥
मुख्यतस्तु महत्कृपयैव भगवत्कृपा लेशाद्वा ॥३८॥
(૮૯ મી કડી માટે).
२महत्संगस्तु दुर्लभोऽगम्योऽमोघश्च ॥३९॥ ૯૦ કડી માટે.
३लभ्यतेऽपितत्कृपयैव ॥४०॥
तस्मिन्तज्जने भेदाभावात् ॥४१॥
तदेव साध्यतां, तदेव साध्यताम् ॥४२॥ } ૯૧ કડી માટે.

[૧]શ્રીહરિગુણ શ્રવણે ધરે રે, અથવા વાણીથી ઉચ્ચરે રે;
[૨]હરિ કે હરિજનની કૃપા થાય રે, તેણે ભક્તિ મધ્ય પમાય રે. ૮૯
હરિ હરિજન જાણો સમાન રે, મહત્સંગ લાધ્ય તે અતિ ભાગ્યવાન રે;
[૨]અગમ્ય અગોધ ને વળી દુર્લભ રે, છતાં પ્રાપ્તિ તો સર્વે સુલભ રે. ૯૦
સત્સમાગમ મળે છે જ્યારે રે, લહો કૃષ્ણ કૃપા થઈ ત્યારે રે;
માટે મહત્સંગની કરો શોધ રે, મળે સમાગમે મહો સદા બોધ રે. ૯૧
ભાગવત અર્થ ટીકા અનેક રે, બિંદુ માધવે પ્રમાણી[1] એક રે;
ભક્તિરહિત ને મદ મનમાંહિ રે, સર્વેને ફીકા કરિયા ત્યાંહિ રે. ૯૨
જ્ઞાન સહિત ભક્તિયે યુક્ત રે, શ્રીધર સ્વામી અન્યથી મુક્ત રે;
વૈરાગ્યમાં પણ પૂરા રે, નહિ હરિરસમાં લેશ અધુરા રે. ૯૩
તદપિ તે નિરભિમાન રે, તે સ્વીકાર્યું ભાગવત વ્યાખ્યાન રે;
ગનિ હરિજશ ગાવા એહ રે, કેવળ આત્મ બોધાર્થ તેહ રે. ૯૪
અન્યને વિદ્યામદ જગજશ રે, તેણે વિશ્વેશ્વર નહીં વશ રે;
શ્રીધરી સંમત કરી શૂલપાણી રે,[2] જગ માન્ય પ્રશસ્ત પ્રમાણી રે. ૯૫
વેદાચાર્ય આગ્રહી કર્મ રે, લોકાચાર્ય બુદ્ધિ હરિ ધર્મ રે;
શ્રીસાંપ્રદાયિક આચાર્ય માહેરે, શ્રીરંગે પ્રસંગ ઘડ્યો ત્યાંહિ રે. ૯૬
સાયંસંધ્યાકર્મની વેળા રે, ઉત્સવે વૈષ્ણવ થયા સૌ ભેળા રે;
વિગ્રહમૂર્તિ વિમાન સિધાર્યું રે, લોકાચાર્યે મનમાં ધાર્યું રે. ૯૭
હરિ તુલસી વાડીએ જાય રે, સેવા પ્રવૃત્તિની કરી ઇચ્છાય રે;
હરિ સેવા કર્મ જ મોટું રે, અન્ય કર્મ મને ગણ્યુ છોટું રે, ૯૮
સંધ્યા વંદનાદિક કૃતિ છોડી રે, હરિ સેવાના થયા કોડી રે;
વિમાન લીધું સ્કંધે ઉમંગી રે, વેદાચાર્યે ઝઘડો કર્યો જંગી રે. ૯૯

---

૧. બિંદુ માધવે પ્રમાણી એકરે=કાશી વિશ્વેશ્વરે ગણી એકરે (પાઠાંતર)

૨. શૂલપાણીરે=જગજાણીરે (પાઠાંતર)

પોતાથી અધિક હરિ માની રે, હરિ કારણ થઈ ટાળે સૌ હાની રે,
હરિપ્રાપ્તિ શી રીતે થાય રે? ખાંતપણથી શોધતા ઉપાય રે ૧૨૫
આતુરતા અતિ દામોદરદાસ રે, ગંભરવાળા દયામા પ્રભાશ રે,
વિરહે આતુરતા જ્યારે વાધે રે, ત્યારે પુષ્ટિભક્તિ લાધે રે. ૧૨૬
હરિ–ગુરુનો અનુગ્રહ થાય રે, ત્યારે આતુરતાને પાય રે,
સ્નેહાસક્તિ વધી પડે જ્યારે રે, કૃપાનું પાત્ર થાય તે ત્યારે રે. ૧૨૭
ભજનશ્રાવનવત્ હોય ભક્તિ રે, ત્યારે કહાવે તે સ્નેહાસક્તિ રે,
અનુભવાદિ હરિ ચમત્કાર રે, દૃઢ વિશ્વાસાર્થે દયા નિર્ધાર રે. ૧૨૮
પદ્મનાભ વિપ્ર હરિભક્ત રે, અનુભવથી હરિશું આસક્ત રે
મહાભાગ્યે ધર્મપ્રતિ ભાખ્યું રે, શ્રીકૃષ્ણે વરણી દાખ્યું રે. ૧૨૯
ભૂપપર દાખી હરિ પ્રીતિ રે, સુણો, ભૂપ ભક્તની રીતિ રે,
સેવામા અતિ પ્રીત ધારે રે, બહુભાતિ સ્તુતિ વિસ્તારે રે. ૧૩૦
વંદન કરે પ્રદક્ષિણા દેઈ રે, માથાગ ચરણામૃત લેઈ રે,
સર્વમા એક મુજને જાણે રે, મુજ જન ત્યા મુજ પ્રેમ માણે રે. ૧૩૧
મારું હિત હોય તે જ કરે રે, મુજ વશ તેને પરહરે રે,
મારા હેતુ અર્થે સૌ ત્યાગે રે, આડે ભોગે મન વૈરાગે રે. ૧૩૨
યોગ યજ્ઞ જપતપ વ્રત દાન રે, શયનાસન ભોજન જલપાન રે,
આદિ સર્વ મુજ હિત કરે રે, એમા અંતર તે પરહરે રે. ૧૩૩
સદા આપનું મને નિવેદે રે, પ્રેમ શાસ્ત્ર ને અવિધિ છેદે રે,
મુક્તિ શુક્તિ આદિ ન કોઈ આશ રે, તેના હૃદયે કરું હું વાસ રે. ૧૩૪
એવી જ્યારે માહરી ભક્તિ લહેર, તેને બાકી કશું ના રહે રે,
જેણે હિત ભક્તિ હૃદયામા ધારી રે, તે સૌ સુધર્મના અધિકારી રે. ૧૩૫
મારી ભક્તિ હૃદય જે જન નહી રે, તે સૌ ધર્મ અધર્મ જ સહી રે,
તે શુચિ સાધુ કહ્યો કેમ રે, તેને ભક્તિ મારી કિંચિત્ હોય રે. ૧૩૬
પ્રથમ ભક્તિનું સાધન કરાય રે, તેથી ભક્તિ ઉદય થાય રે;
રીત પ્રથમ આરત જાગે રે, ત્યારે હરિ તેની પાસે આવે રે ૧૩૭

પછી આસક્તિ જય વાધે રે, ત્યારે ભક્તિ તેને લાધે રે;
ગુરુ વૈષ્ણવ પણ વહાલા લાગે રે, જાણે સૌ ભક્તિમાં તે આગે રે. ૧૩૮
**શ્રીવિઠ્ઠલનાથસુતની** એ રીત જે, અષ્ટ પ્રહર સેવામાં ચિત્ત રે;
અહિતુકી ભક્તિ કરતા રે, હરિ હિતે સેવન ચિત્ત ધરતા રે. ૧૩૯
આરત પૂર્વક સેવા સદા રે, અન્યે રંચ મતિ નહીં કદા રે;
નિષ્કામવૃત્તિ પણ ન અધૂરી રે, વળી દીનતા પણ હરિ પૂરી રે. ૧૪૦
તદપિ શ્રી ગુસાંઇજી વાણી એમ રે, શું સમજે સેવા પ્રેમ રે ?
પુષ્ટિમાર્ગને રસ્તે પડીઆ રે, હજુ વયમા છે નોધડીઆ રે. ૧૪૧
હરિ આજ્ઞાએ ડાકોર ધામ રે, **મટુલાલજી** ગોસ્વામી નામ રે;
છપ્પન ભોગ કર્યો જે વાર રે, બાલ સમયનો કર્યો ઉદ્ગાર રે. ૧૪૨
નિજતાત શ્રીનાથજી જાય રે, અર્પતા ધન મન કાય રે;
તેમની સાથે મુને તેડી જાય રે, સેવા કરી પછી પડતા પાય રે. ૧૪૩
ત્યારે વિરહે પ્રેમાશ્રુ ઝરતા રે, મુખ પર બિન્દુ આવી ઠરતા રે;
બાલક બુદ્ધ અવસ્થા મારી રે, તદપિ જોતો આ નિર્ધારી રે. ૧૪૪
મુજ પિતાને કોઈ કષ્ટ જ ભારે રે, મને શોચ કરૂં હું વારેવારે રે;
એકદા પૂછયો રુદનનો પ્રસંગ રે, નાત ! શું દુ:ખ થાય છે અંગ રે. ૧૪૫
બાલ જાણીને આંતર્ય મર્મ રે, પ્રકટ ન કર્યો નિજનો ધર્મ રે;
ત્યારે માજીને વાત મેં જણાવી રે, તદપિ ગોપ્ય મુને ન જણાવી રે. ૧૪૬
પિતાશું આગ્રહ જ્યારે કીધો રે, ત્યારે બોધ એવો દીધો રે,
રડવાની વાત તું શું જાણે રે ? જાણે તે જન જે રસ માણે રે. ૧૪૭
મુજ સમ થઈશ તું જ્યારે રે, આપો આપ સમજાશે ત્યારે રે;
આશીર્વચને થઈ કાંઈ લાધ્ય રે, નથી સાધનથી એ સાધ્ય રે. ૧૪૮
વળી એક બાલક હતા એવા રે, લાવ લગ્ન સમય કરી સેવા રે;
લગ્ન કાર્યથી સેવા પડે રે, જાણી આક્રંદ કરીને રડે રે. ૧૪૯
લગ્ન કાર્યમાં રંચ ન ગંન રે, સેવા કરી થયા મનથી પ્રસન્ન રે;
**એનુ નામ તે સેવાભક્તિ રે, જેને આરતે સ્નેહાસક્તિ રે. ૧૫૦**

વાક્યા પ્રમાણે ન છોડવા કર્મ રે, લોકાચાર્યે વખાણ્યો હરિધર્મ રે
હરિ કિંકર થઈ હરિ અર્થ રે, જે અનુકૂળ ન થાય તે વ્યર્થ રે. ૧૦૦
વાદનો કયમ આવે અંત રે, વેદાચાર્ય આગ્રહી કર્યો તંત રે,
શ્રીરંગ સમીપ બેઉ વાત રે, સ્વમત બેઉના અભિમાન રે ૧૦૧
લખી હરિ આગળ બેઉ ધરે રે, હરિ માન્ય કરે તે ખરો રે,
વેદાંતાચાર્યે પણ કર્યું ભારે રે, મુજ અમાન્ય તો વર્ષ જ મારે રે ૧૦૨
હરિથી દૂર રહું એ સ્વીકારી રે, લોકાચાર્યને કરવા મતિ ધારી રે,
તમે પણ 'પણ' કરો આ વાર રે, નમ પક્ષની હોય જો હાર રે ૧૦૩
ત્યારે નિર્માની બોલ્યા તેહ રે, હરિ માને તે નિસ્પૃહ દેહ રે
ન એમાં 'પણ'નું પ્રયોજન રે, આગ્રહે માન્યું ન તેનું વચન રે ૧૦૪
ત્યારે બોલ્યા લોકાચાર્ય રે, હરિ ભૃત્ય ભૃત્ય થઈ કરું કાર્ય રે
વેદાંતાચાર્ય શાસ્ત્રે ન અધૂરા રે, લોકાચાર્ય ભક્તિરસે પૂરા રે ૧૦૫
પર પર સ્વમત અનુસાર રે, પ્રમાણ લખીઆ તેણે ઠાર રે
હરિ સમીપ ધર્યાં તે વાર રે, સૌને આરત કોનો સ્વીકાર રે ૧૦૬
વેદાચાર્યને પ્રમાણમદ ભારે રે, લોકાચાર્યની સ્તુતિ વારવાર રે,
લોકાચાર્ય ગ્રંથ જે સાર રે, હરિએ સ્થાપ્યો તેને ઉરહાર રે ૧૦૭
ચકિત થયા હરિજન રે લોકાચાર્ય ન લોકાચાર્યને મન રે
એમાં નીપજ્યું એ સિદ્ધાંત રે, એક હરિઅર્થ કર્મ પ્રમાણ રે ૧૦૮
અન્ય કર્મે સાધનમય થાય રે, તેણે હરિથી દૂર જવાય રે
હરિઅર્થે જો કર્મ સધાય રે ગર્વરહિત વિરામે થાય રે ૧૦૯
હરિપરિચર્યા એક જ કર્મ રે, એ તોને ન આવે કો ધર્મ રે
કોઈ પ્રચ્છા શ્રીની કરતા રે, જીજ્ઞાસા માત્ર જ ધરતા રે ૧૧૦
સ્વાર્થ પરમાર્થને કાજે રે, કોઈ મોક્ષને અર્થે માગે રે
જેની જેવી આરત જાગે રે તેને તેવું જ રહું લાગે રે ૧૧૧

અન્ય ફીકાં લહી સહુ ત્યાગે રે, લાગી લગની તેહ જ માગે રે;
અર્થી અર્થ થતા લગી કરે રે, પછી સ્પૃહા ન તેની ધરે રે. ૧૧૨
જ્ઞાન ધરાવી હરિ હિત કરીએ રે, રંચ ગર્વ ન મનમાં ધરીએ રે;
જો અર્થ ન તેનો સધાય રે, ઉલટ અવગુણ તેના ગાય રે. ૧૧૩
જેની ઇચ્છા તે ઉદ્યમ કરવો રે, આલસાદિ સ્વભાવ પરહરવો રે;
હરિહિતાર્થે ને જનપરમાર્થે, એમ ઉભય ને ત્રીજી સ્વાર્થે રે. ૧૧૪
શ્રેષ્ઠ હરિ હિત, પરાર્થ મધ્યમ, સ્વાર્થ તો ક્રમે ગણ્યો અધમ રે;
કામના કોઈ વાતે ન જેને રે, હરિહિત ચિંતક ભૃત્ય તેને રે. ૧૧૫
એ નિષ્કામી નિર્ગુણ ભક્તિ રે; કૃપાવંતની ત્યાં લાગે આસક્તિ રે;
લૌકિક અલૌકિક સૌ વાતે રે, મોક્ષ ઉત્તમ જાણે ભલી ભાતે રે. ૧૧૬
તદપિ તેની ન સ્વપ્ને આશ રે, હરિ સેવા નિમગ્ન તે દાસ રે;
પ્રેમ અતિ ઉમંગ ભરપૂર રે, તદપિ દીનતા સદા રહે ઉર રે. ૧૧૭
હરિની મોટમતા અતિ જાણી રે, ગર્વ રહિત મૃદુ ઝરે વાણી રે;
નિજજન માટે હરિનો અપાર રે, ઉંડા હારદે ભલો વિચાર રે. ૧૧૮
અલ્પજીવ કિંકર કયમ જાણે રે. નિજ સ્થાન મુખ્ય મન આણે રે;
હરિયે નિર્મ્યું સર્વે હોય રે. તેને જે ગમ્યું તે ભલ સોય રે. ૧૧૯
હરિ જંત્રી જંત્ર જગત રે, જંત્રી હાથ રહી સૌ ગત રે.
સ્વામી હિતકાર્ય કરવા સદા રે, એમાં કાચો પડે નહીં કદા રે. ૧૨૦
એ જ સહજ સ્વભાવ હોય જેનો રે, સદા દાસ વિચાર દૃઢ તેનો રે;
દાસાનુદાસથી તે ભક્તિ રે, કરે નિર્ગુને પૂર્ણ આસક્તિ રે. ૧૨૧
મા સહ થાના સૌ દાસ રે, સેવા અર્થ રહે નિકટ નિવાસ રે;
નિજ કરનાં પ્રિય નિજ જન રે, જાણી શીઘ્ર હરિ પ્રસન્ન રે. ૧૨૨
ભક્તિ વાસ કરીને રહે છે રે, એવો મહિમા મહદ જન કહે છે રે;
હરિની ભક્તિમાં એકાગ્ર ચિત્ત રે, વ્યાવૃત્તિથી પણ થાતું રહિત રે. ૧૨૩
ધ્યાન ધારણા એકાંત અવાસ રે, ઇત્યાદિ સાધન જોઈએ પાસ રે,
ભક્તની જે ભક્તિ કરશે રે, તે પર સદા હરિમન ઠરશે રે. ૧૨૪

---

"શ્રીમદ્ ગર્ગ સંહિતાયાં વિજ્ઞાન ખંડે પંચમાધ્યાયે ઉગ્રસેન-
પ્રતિ શ્રીવેદવ્યાસ વચનમ્"

ભક્તિ વિના યજ્ઞ તપ તીર્થ ધર્મ, યોગ સાંખ્ય યજ્ઞ વ્રત કે પર્વ,
વેદ પુર્ણ નિયમ દક્ષિણા ને ઇષ્ટ, ભક્તિ સમોવડે ન સૌ ઉચ્છિષ્ટ. ૧૫૧
ઇત્યાદિ સૌ મળી જે પમાય, એક કૃષ્ણભક્તિમા સર્વે સમાય,
અન્ય સૌ સાધને ભક્તિપદ નહીં પ્રાપ્તિ ભક્તિ પદમા સૌની સમાપ્તિ. ૧૫૨

"શ્રીમદ્ ભાગવત દશમસ્કંધે"

સાંખ્ય યોગ જ્ઞાન સ્વાધ્યાય રે, તપ ત્યાગે પણ પ્રાપ્તિ ન થાય રે,
સ્નેહભક્તિ સેવા મુખ્ય જાણી રે, દશમસ્કંધે કહ્યું વેણુપાણી રે ૧૫૩

"શ્રીમદ્ ભાગવત એકાદશ સ્કંધે"

યજ્ઞ દેવાર્ચન તપ દાન રે, કોઈ પણ ભક્તિની નહિ સમાન રે,
સૌ સાધનની ઇચ્છા છોડી રે, દેહ અંત કરણ ભક્તિયે જોડી રે, ૧૫૪
અનિર્વાચ્ય સુખ એમા જાણી રે, ભક્તિયે મતિ સુજ્ઞ સધાણી રે
શ્રીકૃષ્ણે પણ એ પક્ષ તાણી રે, શ્રીમુખથી કહી છે વાણી રે. ૧૫૫
જીવને શુદ્ધતા સર્વ પ્રકાર રે, થવાનો કહ્યો એ ઉપચાર રે,
જેવી ભક્તિયે શુદ્ધતા થાય રે, તવ બીજે થાય એમ ગાય રે ૧૫૬
મારી ભક્તિ એ જ મુખ્ય ધર્મ રે, બીજા ગૌણ ધર્મ ને કર્મ રે
કર્મ શુદ્ધ થાય તે વારે રે, પ્રભુને અર્પણ કરે ત્યારે રે ૧૫૭
ભગવત્સેવોપયોગી નિષ્કામી રે, ન રાખવી ફલબુદ્ધિ સકામી રે,
જેમ પ્રદિપ્ત અગ્નિ સૌ બાળે રે, તેમ ભક્તિ સૌ પાપ પ્રજાળે રે ૧૫૮
તપ જ્ઞાન વૈરાગ્ય ને કર્મ રે, યોગ સાધન દાનાદિ ધર્મ રે,
સર્વનુ ફલ સામટુ સાધે રે, એક ભક્તિથી અર્થ તે તારે રે ૧૫૯
અન્યે શ્રમ ભારી ને ફલ છોટુ રે, વિણ શ્રમ ભક્તિનુ ફલ અતિ મોટુ રે
યોગ સાંખ્ય ધર્મ વેદાધ્યયન રે, જપ યાગાદિ સૌ સાધન રે ૧૬૦
તેમા કોઈથી હુ ન રોધાઉં રે, એક ભક્તિયે સહજે સધાઉં રે,

શ્રદ્ધા સહિતની ભક્તિ ત્યાં જાણી રે, એથી સ્વલ્પમાં આમ હું વાણી રે. ૧૬૧
પ્રેમ ગદ્ગદ્ કંઠ થઈ જાય રે, તનનાં રોમાંચ ઊભાં થાય રે;
હર્ષ અશ્રુએ ભરાયે નેત્ર રે, એવું સ્થળ તે શ્રેષ્ઠ જ ક્ષેત્ર રે. ૧૬૨
પ્રેમી હરિગુણગાની જન રે, પૃથ્વીને પણ કરે પાવન રે;
કુળ સહિતને તે જન તારે રે, એવો પ્રેમનો મહિમા ભારે રે. ૧૬૩
એવા ભક્તો પ્રકટે જ્યારે રે, પિતરો પણ આનંદે ત્યારે રે;
દેવતાઓ જોઈ નૃત્ય કરે છે રે, પૃથ્વી સનાથપણાને ધરે છે રે. ૧૬૪
દેવકાર્યાદિ નિમિત્ત નિર્ધાર રે, લેઈશ જ્યારે મનુષ્ય અવતાર રે;
હું સ્વતઃયજન કરું તે વાર રે, વર આપ્યો પ્રભુએ તે હાર રે. ૧૬૫
શ્રીરામાદિક ધર્યો હરિ અવતાર રે, ત્યારે વચન સત્ય કર્યું તે સાર રે;
એ કૃતિથી રુદ્રને ભગવાને રે, સફલ કરવા આપેલું વરદાન રે. ૧૬૬
ભક્તિ પ્રભાવે ચાંડાલ પણ તરે છે રે, જાતિ દોષથી પવિત્ર તે કરે છે રે;
સત્યને દયાથી યુક્ત ધર્મ રે, તપે યુક્ત વિદ્યાનો કહ્યુ મર્મ રે. ૧૬૭

---

कण्ठावरोधरोमांचाश्रुभिः परस्परं लपमानाः पावयन्ति कुलानि पृथिवीं च ॥ નારદ ભક્તિસૂત્રે. કડી ૧૬૨–૧૬૩ માટે.
मोदन्ते पितरो नृत्यन्ति देवताः सनाथा चेयं भूर्भवति ।
कृतकर्मक्षयो नास्ति कल्पकोटिशतैरपि ॥
कृतस्य कर्मणो भोगादेव क्षयः ॥
कर्मणा पितृलोक ॥ इतिश्रुतौ.

देवकार्यानिमित्तेषु मानुषत्वमुपागतः ॥
त्वामेवाराधयिष्यामि त्वं च मे वरदो भव ॥
भविष्यन्ति मद्भिमुखाः क्षणादेव न संशयः ॥
अहमप्यवतारेषु त्वां च रुद्र महाबल ॥११॥
तमोवृतां विमोहाय पूजयामि युगे युगे ॥
मतमेतदवष्टभ्य पतंत्येव न संशयः ॥१२॥
(કડી ૧૬૫–૧૬૬ માટે)

ભક્તિ રહિત જાણો ચિત્ત સ્નાન રે, ભક્તિ યુક્ત કરવા ધરો ધ્યાન રે;
વિના પુલકિત જ્યા લગી તન રે, પ્રેમાશ્રુ જ્યા નહીં વહન રે ૧૬૮
રોમ રોમ ઊભા નહિ જ્યારે રે, જાણો પ્રેમભક્તિ નહીં ત્યારે રે,
ભક્તિવિણ ચિત્ત શુદ્ધ ન થાય રે, માટે ભક્તિનો કરવો ઉપાય રે ૧૬૯
જ્યારે અંતર પીગળી જાય રે, ત્યારે અંતર શુદ્ધ સદા થાય રે,
લજ્જા મુકી રુવે હસે ગાય રે, ગદ્ગદ્ સ્વરે વાણી થઈ જાય રે ૧૭૦
સ્નેહે નાચે જેણી વારે રે, સદા સર્વે પવિત્ર થાય ત્યારે રે,
ઉદ્ધવ પ્રત્યે શ્રીકૃષ્ણે ગાયો રે, એકાદશ સ્કંધ ઉપદેશ દીનો રે, ૧૭૧

"શ્રીમદ્ ભગવદ્‌ગીતાયાં દ્વાદશાધ્યાયે"

પ્રભુને અર્પણ કર્મો કરે રે, વળી ધ્યાન હરિનું ધરે રે.
અનન્ય ભક્તિ ઉપાયે કરે રે, સ્વલ્પ કાળમા સહેજે તરે રે. ૧૭૨
જેનું ચિત્ત ભગવત્મા ઠર્યું રે, હરિ અનુગ્રહથી સૌ કાર્ય સર્યું રે,
ગીતાનો દ્વાદશમો અધ્યાય રે, શ્લોક છઠ્ઠામા મહિમાય રે ૧૭૩
નહિ સાધન બુદ્ધિથી કર્મ રે, પ્રભુની પ્રીતિ અર્થે સ્વધર્મ રે,
ઇષ્ટ સ્વામી હરિ હું દાસ રે, એ હેતુએ કરવા ખાસ રે. ૧૭૪
નિષ્કામ પ્રભુ અર્થે જે થાય રે, તે યજન ભક્તિમા ગણાય રે,

"વરાહ પુરાણે વરાહજી ભગવાનનુ વચન"

વરાહજી ભગવતની વાણી રે, તેથી પ્રતીતિ મનમા આણી રે ૧૭૫
યોગ—ભક્તિ અથવા પ્રપત્તિ રે, બેમાથી એક રંગી મતિ રે,
એ વિણ કરે જો કોટિ ઉપાય રે, પણ મોક્ષ ન તેણે થાય રે ૧૭૬

"નારદ ભક્તિસૂત્રે"

ભક્તિ પ્રેમ અનિર્વાચ્ય સ્વરૂપ રે, પ્રેમી ભક્ત હરિ તદ્રૂપ રે,
પ્રથમ કર્મના ફલ ત્યાગ કરે છે રે, શત્રુ મિત્ર સમભાવ ધરે છે રે. ૧૭૭
વેદ કર્મની ન તેને જરર રે, જેને સ્નેહ ભક્તિ છે પૂર રે,
સતત એકધાર પ્રેમી પૂર રે, સુખ અમાપ જાણે તેનું ઉર રે ૧૭૮

મુંગો માણસ ઉત્તમ કાંઈ ખાય રે, સ્વાદ વર્ણન તેણે નાં થાય રે;
પ્રેમભક્તિ પ્રભુની પામે રે, પછી તે જ પદે તે વિરામે રે. ૧૭૯
જેવું સુણવું ચિંતન તેનું રે, અખંડ રંગાયુ ચિત્ત જેનું રે;
જ્ઞાની વેરાગી યોગી તન ઇંદ્રિ રોકે રે, કષ્ટ સાધ્ય કરે અતિ થોડે રે. ૧૮૦
દુઃખ દેઈ દૂર કરે આપ રે, તેને ઇંદ્રિયો દે છે શાપ રે;
વૈષ્ણવતા પ્રાપ્ત જ થાય રે, એ હેતુએ રુદ્રાદિક ચહાય રે. ૧૮૧
ત્રણજન્મ પ્રજાપતિ ભક્ત રે, સાતજન્મ શંકર આસક્ત રે;
અગ્નિ ઇંદ્ર સૂર્ય જન્મ વીસ રે, વૈષ્ણવતા હરિની સર્વને શીશ રે. ૧૮૨
ભરદ્વાજ સંહિતામાં પરિશિષ્ટ રે, પ્રથમાધ્યાયે કર્યુ નિર્દિષ્ટ રે,

---

यः कर्मफलं त्यजति कर्माणि संन्यसति ततो निर्द्वंद्वो भवति ॥४८॥
वेदानपि संन्यसति केवलमविच्छिन्नानुरागं लभते ॥४९॥
નારદ ભક્તિસૂત્ર. કડી ૧૭૭–૧૭૮ માટે

मूकास्वादनवत् ॥५२॥ કડી ૧૭૯ માટે

तत्प्राप्य तदेवावलोकयति तदेव शृणोति तदेव चिंतयति ॥५५॥
माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढ सर्वतोऽधिकः स्नेहो भक्तिरितिप्रोक्त-
स्तया मुक्तिर्न चान्यथा ॥ નારદ પંચરાત્ર. કડીએ ૧૭૯–૧૮૦ માટે

श्रीमुद्रां मकरध्वजस्य जयिनीं सर्वार्थसंपत्करी-
मेनां ये प्रविहाय यान्ति कुधियो मिथ्याफलान्वेषिणः ।
ते तेनैव निहत्य निर्दयतरं नग्नीकृता मुण्डिताः
केचिद्भस्मपटीकृताश्च जटिला कापालिकाश्चापरे ॥ કડી ૧૮૦ માટે

त्रिभिः प्रजापतेर्भक्तः सप्तभिः शङ्करस्य च ॥
विंशत्याग्नीन्द्रसूर्यादिर्जन्मभिर्वैष्णवो भवेत् ॥
भरद्वाज संहितायाम् परिशिष्टे अध्याय १
(કડી ૧૮૧—૧૮૨ માટે.)

"નારદ પંચરાત્રે"

હરિમાં અનન્ય મમતા જેને રે, પ્રેમભક્તિ કહે છે તેને રે. ૧૮૩
દઢ નિષ્ઠા ને સ્વસ્થ જ ચિત્તે રે, સંસારાર્ણવને છતે રે,
પ્રેમપુરઃસર ક્ષણ પણ જાય રે, પ્રભુ સદ્ય કરે તેની સહાય રે. ૧૮૪
એક હરિજન આદર કરતો રે, મુક્ત વૈષ્ણવ સંગ ઇચ્છા ધરતો રે,
આરત જાણી દેવ અધિરાય રે, દર્શ દેઈ થયા જુઓ સહાય રે. ૧૮૫
નારદજી અતિ આદર આણી રે, ક્યારે પ્રાપ્તિ થશે ચક્ર પાણી રે,
વિનતિ પરાર્થે પ્રભુની કીધી રે, બંધારણ શીખ હરિયે દીધી રે. ૧૮૬
નારદે હરિને પૂછીને ભાખ્યું રે, સારોપ્તમવર્ણ દાખ્યું રે,
ધન્ય નિમ વ્રત ભક્તિનો સાર રે, પણ પ્રાપ્તિ થાતાં હજુ વાર રે. ૧૮૭
વર્ષો વૃક્ષ પત્ર સો ગરે રે, ત્યારે મનોરથ તાગ સરે રે;
સુણતાં પ્રેમ વધી પડયો ત્યારે રે, ફરી અતિ આદરે ઘણું પ્યારે રે. ૧૮૮
એથી તુર્ત હરિ ત્યાં આવ્યા રે, તાપ ક્લેશ સૌ મનના બુઝાવ્યા રે;
મર્યાદ છુટી ગઈ જ્યારે રે, હરિ પ્રત્યક્ષ થયા સદ્ય ત્યારે રે. ૧૮૯
નારદજીને શંકા આવી રે, ઉગ્ર કેરી ભક્તિ હરિ ભાવી રે;
સ્નેહ આગળ સર્વે મંદ રે, એવું ભાખ્યું ત્યાં શ્રીનંદચંદ રે. ૧૯૦

"પદ્મપુરાણે ઉત્તરખંડે ભાગવત માહાત્મ્યે"

ભક્તિ પ્રત્યે નારદજીનું વચનરે, દઢતા આવશે વૈષ્ણવ જન રે;
થાને પ્રાણથી પણ અધિક તું પ્યારી રે, તુ બોલાવે ત્યાં જાય
ગિરિધારી રે. ૧૯૧
નહીં નીચ ઊંચનું કામરે, જ્યાં ભક્તિ ત્યાં ભગવત્ ધામરે;

---

શ્રીમદ્ ગર્ગસંહિતાયાં વિજ્ઞાનખંડે તૃતીયાધ્યાયે નિર્ગુણભક્તિ-
યોગવર્ણને ઉગ્રસેનપ્રતિ શ્રીવેદવ્યાસવચનમ્

श्रीकृष्णगोविन्दहरे ब्रुवन्तः श्लक्ष्णया गिरा ॥
अहर्निशं हरौ लग्ना- स्नेहि भागवतोत्तमा- ॥ ३० ॥

કડી ૧૯૦ માટે.

"નારદપંચરાત્રે"

માહાત્મ્યજ્ઞાન પૂર્વક દઢ ભક્તિ રે, સેવન સ્મરણ સ્નેહાસક્તિ રે ૧૯૨
પ્રાપ્તિ પુરુષોત્તમની તેને રે, આગ્રહ ભક્તિનો હોય જ જેને રે;
નારદપંચરાત્રમાં સિધાંતરે, સુણી ટાળવી મનની ભ્રાંતરે. ૧૯૩

"પદ્મપુરાણે ઉત્તરખંડે"

જ્ઞાન વૈરાગ્યે ત્રણ યુગમાં મુક્તિ રે, કલિમાં તો કેવળ ભક્તિ રે;
ભક્તિવંત છતાં કદિ પાપી રે, તદપિ તે જશે વૈકુંઠ વ્યાપી રે. ૧૯૪
સદા પ્રેમભક્તિ જ્યાં ચિત્ત વસે છે રે, સ્વપ્ને પણ યમદૂતો ખસે છે રે;
હજાર જન્મો સુકર્મ થાય જ્યારે રે, ભક્તિ ઉપજ થાય છે ત્યારે રે. ૧૯૫
ભાગવત માહાત્મ્યનો બીજો અધ્યાય રે, તેમાં આ ભક્તિનો સમુદાય રે;
ઉત્તરખંડે પદ્મપુરાણે રે, તેમાં ભક્તિ રત્નોની ભરી ખાણે રે. ૧૯૬

"શ્રીમદ્‌ભગવદ્‌ગીતાયાં વચનમ્"

અનન્ય ભક્તિયે જ ભગવત્ શક્ય રે, તે વિણ સાધને અશક્ય રે;
ભક્તિથી બુદ્ધિયોગ પ્રભુ આપે રે, તેથી સંશય સર્વે કાપે રે. ૧૯૭
જ્ઞાન સહ ધર્મ આસ્તિક બુદ્ધિ રે, ભક્તિ યુક્તથી સર્વ શુદ્ધિ રે,
એ વિણુ કરે જે અન્ય ઉપાય રે, તેણે જનમ મરણ નહીં જાય રે. ૧૯૮
સ્વતંત્ર ઇંદ્રાદિક યજ્ઞે સેવે રે, શ્રદ્ધાસહ આરાધે અન્ય દેવે રે;
જો કે તે પણ મારું યજન રે, વિધિવત્ ન તે પૂજન રે. ૧૯૯

---

माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः स्नेहो
भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्न चान्यथा ॥ (કડી. ૧૯૨-૧૯૩ માટે.)

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ॥
शक्य एवं विधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥५२॥
भक्त्या त्वनन्यया शक्य अहमेवं विधोऽर्जुन ॥
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥५३॥
શ્રીમદ્ ભગવદ્‌ગીતા. અ. ૧૧ શ્લોક ૫૨-૫૩

તે તે યજ્ઞદેવનો અંતર્યામી રે, ફલ દેનાર શ્રીકૃષ્ણ સ્વામી રે,
યજ્ઞ ભોક્તા પણ કૃષ્ણ એક રે, એવી બુદ્ધિયે ધરવો વિવેક રે. ૨૦૦
અવિધિપૂર્વક તો ભજ્યું તેહ રે, શ્રીમુખ વચને ખોયો સંદેહ રે;
વેદ તપ યજ્ઞ ને દાન રે, તેણે પ્રાપ્તિ નહીં ભગવાન રે ૨૦૧
ભગવદ્ગીતાતણો આ સાર રે, કર્યો પૃથક્ વચન એક હાર રે;

"નારદીય પુરાણે હરિભક્તિશુદ્ધોદયગ્રંથે" અ. ૨.

હરિ ચરિત્રે પ્રીતિવંત હોય રે, અંતર શુદ્ધિમાં બાકી ન હોય રે. ૨૦૨
હરિ યશે અ કિનની વાણી રે, હરિજન તે જ અધિકારી પ્રમાણી રે;
જે વાણીમાં હરિજશ નવ હોય રે, કાળ નિર્ગમન જાણો હોય રે. ૨૦૩

"તૃતીયાધ્યાયે"

સ્વરૂપ અવલમ્બીને ભક્તિ કરે રે, તો જ હરિપદ પ્રાપ્તિયે ઠરે રે.
ચૌદ વિદ્યા ખટ શાસ્ત્ર ચોવેદ રે, જો ભક્તિરહિત તો મિથ્યા સૌ ભેદ રે. ૨૦૪
મહદ યાગ કરે જન હોય રે, હરિભક્ત વિણ નાસ્તિક સોય રે,
કોટિ તીર્થ કરે કોઈ સ્નાન રે, અનેક પ્રકારનાં કરે જો દાન રે. ૨૦૫
મોક્ષના ન એ એકો ઉપાય રે, હરિ સેવાયે હરિ પ્રાપ્તિ થાય રે;
દઢાશ્રય હરિનો ફલ શ્રેષ્ટ રે, તૃતીયાધ્યાયે વર્ણ્યું યથેષ્ટ રે. ૨૦૬

"પંચમાધ્યાયે"

કર્મ બન્ધનની જે આસક્તિ રે, છૂટે કેવળ કરે હરિભક્તિ રે;

"અષ્ટમાધ્યાયે"

બહિર્મુખ જો અતિ પંડિત રે, ભક્તિરહિત તો તે ખંડિત રે. ૨૦૭
અવૈષ્ણવ પંડિત અધમ રે, વૈષ્ણવ ભક્તિવંત ઉત્તમ રે,

"નવમાધ્યાયે"

હરિસ્વરૂપે તદાત્મ જે થાય રે, તેની રક્ષા કરે યદુરાય રે. ૨૦૮

---

येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥२३॥
શ્રીમદ્ ભગવદ્ગીતા અ.૯ શ્લો. ૨૩ (કડીઓ ૧૯૭ થી ૨૦૧ માં)

"દશમાધ્યાયે"

અલૌકિક અતિ મનોહર નામ રે, માટે જપવું આઠે જામ રે;
કોટિ જન્મનાં પાતિક જાય રે, પરિતાપ શમન સૌ થાય રે. ૨૦૯
ભવ દુઃખ મટવાનો મુખ્ય ઉપાય રે, જો હરિભજન સધાય રે;
હરિ સેવા વિણુ જે ક્ષણુ જાય રે, મિથ્યા કાળ તે એળે જાય રે. ૨૧૦
ત્રિલોક ભોગ અરુચિ તે ટાળે રે, પૂર્ણાનંદ ભક્તિ આનંદ જાણે રે;

"એકાદશાધ્યાએ"

હરિ ભજતાં ન કષ્ટ પ્રયાસ રે, પ્રેમનું જ પ્રયોજન દાસ રે. ૨૧૧
હરિભક્તિ વિણુ સાધન કરે રે, રાજધાની મૂકી ભિક્ષાએ ફરે રે;
એવો પદાર્થ ન ભક્તિ ઉપરાંત રે, એ છે સર્વોપરી સિદ્ધાંત રે. ૨૧૨
ધ્યાન શ્રીહરિતણું કરવું રે, મન ઇંદ્રિ જોડીને હરિ વરવુ રે;
નિમિષ માત્ર ન છૂટે હરિ નામ રે, હરિલીલા ચિંતન અષ્ટ યામ રે. ૨૧૩
હરિ સુખાર્થે સર્વ અર્પણુ રે, અનન્ય ભાવે ગ્રહેવુ હરિ શર્ણ રે;
નિશા ભગવદ્‌નામની કરવી રે, વૈષ્ણવ કથા ઉલટે સાંભળવી રે. ૨૧૪
હરિ નામે પાપ જે કપાય રે, તેટલું પાપ ન છવથી થાય રે;
ત્યાગી વ્યગ્રતા એ કરવું રે, ધ્યાન શ્રીહરિનું પણુ ધરવું રે. ૨૧૫
વ્યાવૃત્તિ મૂકી એકાંત રે, સ્મરણુ વિધિનો એવો સિદ્ધાંત રે;

---

न मे प्रियश्चतुर्वेदी मद्भक्तः श्वपचः प्रियः ॥
तस्मै देयं ततो ग्राह्यं स च पूज्यो यथा ह्यहम् ॥
મહાભારતે ભગવદ્ વાકયમ્

न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ॥
प्राप्तिश्च मामेव किं कोटियत्नैः सर्वात्मकं प्रेमसूत्रेऽपि बद्धः ॥
છાંદોગ્યોપનિષદે ભગવદ્ વાકયમ્

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ॥
एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥
(ભગવદ્‌ગીતા અ. ૯ શ્લોક ૨૧) કડી ૨૦૪થી ૨૧૨ માટે

ઉષઃકાળે ઊઠી નિત્યકૃત રે, સ્નાન કરીને સ્મરવા એ વ્રત રે. ૨૧૬
બ્રાહ્મમુહૂર્તમાં નિત્યે સાધે રે, સ્નેહે થાયનિ આરાધે રે;
દિન દિન ક્ષણે ક્ષણે વાધે રે, એ આરતે ભક્તિ સાધે રે. ૨૧૭
નામ રુંવે રુંવે વસી જાય રે, દેહ પડ્યા પછી પણ ધ્વનિ થાય રે;
અસ્થિમાંથી નીકળ્યું નામ રે, સવરી ભજન હતું નિષ્કામ રે. ૨૧૮
જનીબાઈના છાણામાં નેમ રે, વિઠ્ઠલનામે હતો અતિ પ્રેમ રે;
માને રાગતાને જો ચિત્ત જાય રે, સાદું ભોજન પણ શ્રેષ્ઠ ગણાય રે. ૨૧૯
પ્રેમ પુરઃસર નામે ગાય રે, તે સમ કોન ભક્તિ મપાય રે;
યથાર્થ જે પૂર્ણ સ્વરૂપ રે, ઓળખી તે ભજવા નજરૂપ રે. ૨૨૦
સ્વરૂપજ્ઞાનની ખાસ જરૂર રે, સ્વયં અનાદિ શ્રેષ્ઠ ભરપૂર રે;
પરાત્પર પરબ્રહ્મ જે કહાવે રે, વેદ નેતિ નેતિ કહી ગાવે રે. ૨૨૧
સુઆચાર્ય કે તાદશીદ્વાર રે, પરબ્રહ્મ ઓળખવો નિર્ધાર રે;
પૂર્ણ પુરુષોત્તમ અવ્યક્ત રે, ઈશ્વરેશ્વર પર એક રક્ત રે. ૨૨૨
અતિ આરતે આદર કરવો રે, પ્રાપ્તિ થાવા સ્નેહ ઘણો ધરવો રે;
ક્ષણપલ વિસ્મરણ ન હોય રે, એવું ચિત્ત અખંડ જ પ્રોય રે. ૨૨૩
સાધનબળનો ગર્વ ન રંચ રે, અસાર જાણી ત્યાગવો પ્રપંચ રે;
હરિકૃપા એ જ પરમ રે, સમજી કૃપા મેળવવા ધર્મ રે. ૨૨૪
હરિકૃપા રંચ અપાર રે, નિજેચ્છાએ થાય તે જ સાર રે;
હરિ અનુગ્રહથી જે પ્રસાદ રે, મળે તે સમ નહિ અન્ય સ્વાદ રે. ૨૨૫
પ્રસાદ નામ કૃપાનું જાણો રે, અનુગ્રહ સમજે તે જ અતિ શાણો રે;
હરિની પ્રાપ્તિ કૃપાએ થાય રે, તદપિ હરિ રાજીના કરવા ઉપાય રે. ૨૨૬
પ્રાપ્તિ થયે પણ અધીરના ચિત્ત રે, તૃપ્તિ નાં પામી અધિક કરે પ્રીત રે;
જ્યમ પારો દરતમાં ફરવો રે, હરિ કૃપા અધીર મન ધરવો રે. ૨૨૭
જાણે અજાણે પ્રાપ્તિ થાય રે, તદપિ અધિકતાના કરવા ઉપાય રે;
ક્ષણે ક્ષણે નવ્ય અધિક રે, ન થાએ તેની ધરી બીક રે. ૨૨૮
જે રીતે સ્નેહ વધતો જાય રે, એવા કરવા સદા ઉપાય રે;
શોધી એવા પુરુષોત્તમ રે, સજ્જન શોધજી કરે ઉત્તમ રે. ૨૨૯

સર્વાંગે સેવન સદા રે, દાણુાર્થ પાણુ પડે ન કદા રે;
જેમનો દેહ શૈયા રૂપ રે, પોઢે નારાયણ અનૂપ રે. ૨૩૦
કોમલ ભાગ તોષક સમાન રે, કેણે સહસ્ર દીપમાળ સ્થાન રે;
સહસ્ર જીહ્વા સમરે હરિનામ રે, નેત્રે દર્શન આઠે યામ રે. ૨૩૧
શ્રીઅંગ સહ તુલસી સુગંધ રે, સદા સમીપ સેવનનો સંબંધ રે;
રેણુ ફુંફાડે શ્વસેશ્વાસ રે, વેદ સદ મંત્ર જપે અવિનાશ રે. ૨૩૨
પર્વત ભૂમિ વનસ્પતિ અદાર રે, તેનો લાગે મુને ઘણો ભાર રે;
વિષ્ણુભક્તિ હીન થાય જ્યારે રે, સદા ભાર લાગે મુને ત્યારે રે. ૨૩૩
હરિ વરાહ થયો અવતાર રે, શ્રીઅંગ સ્પર્શ થયો તે વાર રે;
એક બ્રહ્માંડ તણો તવ ભાર રે, સામર્થ્ય આવ્યુ તેણે નિર્ધાર રે. ૨૩૪
હરિજન હરિ ચિહ્ન ધારે રે, ફરે ભૂતલ કૃતાર્થ થાઉં તે વારે રે;
ભક્તશિરોમણિ પ્રહ્લાદ જ્યારે રે, ભૂ પ્રકટી સંચર્યા ત્યારે રે. ૨૩૫
એ ભક્તને સ્પર્શ કરીને રે, શિર કોટિ બ્રહ્માંડ ધરીને રે;
માંહેમાં હરિ ભક્તો રહે છે રે, તેણે શેષજી સૌ ભાર સહે છે રે. ૨૩૬
એવું નારદીય પુરાણે ભાખ્યુ રે, ત્રયોદશાધ્યાયનું કહી દાખ્યુ રે;
પૂર્ણ ભક્તિ પરબ્રહ્મમાં વસી રે, તે પ્રાપ્તને બાકી ન કશી રે. ૨૩૭
ભક્તિરૂપ શ્રીરાધાનામ રે, ભક્તવત્સલ આપે ઘનસ્યામ રે;
હરિભક્તોને લાડ લડાવે રે, અપાર સ્નેહ દયા દર્શાવે રે. ૨૩૮
ગોપીજન પ્રતિ શ્રીમુખે ભાખ્યો રે, તે પ્રમાણથી અત્રે દાખ્યો રે;
પૂર્ણકામ અજિત સ્વતંત્ર રે, અજન્મા હરિ થાય પરતંત્ર રે. ૨૩૯

---

"अथातो भक्तिजिज्ञासा" સૂ-૧ "सापरानुरक्तीश्वरे" સૂ-૨
"પ્રીતિ નિરૂપણાર્થ શાંડિલ્યસૂત્રકારે ભક્તિ મીમાંસા ગ્રન્થે"
વિષ્ણુપુરાણે પ્રહ્લાદવાક્યાનુવાદ

या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी ॥
त्वामनुस्मरतः सा मे हृदयान्मापसर्पतु ॥
"शेष उवाच":—न मे भूम्या पर्वतानां नैव भारो वनस्पतेः ॥-
विष्णुभक्तिविहीनस्य तस्य भारः सदा मम ॥ કડી ૨૩૩ માટે

અજ્ઞાનીનું ઉદ્ધાર કદિ થાય રે, ચિત્તે ભક્તિમાં મન કરમાય રે;
જ્ઞાનોત્તરની છે ભક્તિ શ્રેષ્ઠ રે, કોઈ જ્ઞાન તે તો બહુ નેષ્ટ રે. ૨૫૮

**શ્રીમદ્ ભગવદ્ગીતાયાં દ્વાદશાધ્યાયે ભક્તિયોગે વચનમ્.**

કયહું જ્ઞાનનું માહાત્મ્ય ભાખો રે. ક્યહું ભક્તિને ઉંચી દાખો રે.
એમાં શ્રેષ્ઠ સરલ કોણ સાર રે? કહો કૃષ્ણ, મુને નિર્ધાર રે. ૨૫૯
અર્જુનની શંકા જાણી રે, સ્પષ્ટ ભાખ્યું ત્યાં સારંગપાણી રે;
યદપિ જ્ઞાનથી પ્રાપ્ત હુ થાઉં રે, પણ ભક્તિથી હુ બંધાઉં રે. ૨૬૦
જ્ઞાનમાં કષ્ટ અતિશય થાયરે, સરલ ને શ્રેષ્ઠ ભક્તિ ઉપાય રે,
નિષ્કામ ભક્તિયે જણાઉં છું જેવો રે, જ્ઞાને યથાર્થ હું નહી તેવો રે, ૨૬૧
ભક્તિજ્ઞાનનું તારતમ્ય દાખ્યુ રે, ગીતામાનું આ ગ્રથે ભાખ્યુ રે;
સર્વ પ્રાણીમાં સમદષ્ટિ જ્ઞાન રે, હોય તે જ પ્રેમ ભક્તિવાન રે. ૨૬૨
જ્ઞાને ભક્તિની અપેક્ષા રહે છે રે, ભક્તિમા સ્વતઃ સિદ્ધ સૌ રહે છે રે;

"બ્રહ્માંડ પુરાણે"

મુક્તિ કે જ્ઞાન કોટિ કલ્પે ન થાય રે, વિષ્ણુભક્તિ વિણ અર્થ ન સધાય રે;
બ્રહ્માંડપુરાણે કર્યો વિસ્તાર રે. તે જ અત્રે કર્યો ઉચ્ચાર રે,

"નારદીય પુરાણે"

શ્રીહરિ ભક્તિથી હળે રે, અન્ય ભાવને નવ મળે રે. ૨૬૪
જે ભક્તિથી પૂજન કરે રે, તેના સર્વે મનોરથ સરશે રે;
એકાંગી ભક્તિથી પૂજન રે, તેણે પળાય સૌ કષ્ટ વિઘન રે. ૨૬૫
ધર્મ અર્થ કામ મોક્ષને માટે રે, કરે મનુષ્ય શ્રમ તે માટે રે;
જ્યારે વિણશ્રમે પ્રાપ્તિ થાય રે, એક ભક્તિને જો સધાય રે. ૨૬૬
નારદ પુરાણે નિશ્ચય કરિયું રે, તે સિદ્ધાંત અત્રે ધરિયુ રે;

"પદ્મપુરાણે"

દેવો વિનતિ પ્રભુને કરે ત્યાર રે, તેમાં માગે ભરતખંડ અવતાર રે. ૨૬૭
કર્મભૂમિ ભૂતલ નિર્ધાર રે, ભક્તિ કરવા માગે આ વાર રે;

"વૈશાખ માહાત્મ્યે"

વૈશાખ માહાત્મ્યે ભાખ્યુ જેમ રે, તે સાર પ્રાકૃતે ભાખ્યું તેમ રે. ૨૬૮
મૂળમાં મનુષ્ય દેહ જ દુર્લભ રે, પ્રાપ્તિ થાય તો સર્વે સુલભ રે;
ભરતખંડે જન્મ અમૂલ્ય રે, નહીં આવે કો એની તુલ્ય રે. ૨૬૯
પામ્યા પછી રહેવું સાવધ સ્વકર્મ રે, ભક્તિ પ્રાપ્તિયે પરમ ધર્મ રે;
સૌમાં કરૂણતા ભાખી ન ભક્તિ રે, માટે ભક્તિમાં કરવી આસક્તિ રે. ૨૭૦

"બૃહન્નારદીય પુરાણે"

મુક્તિ થવાનો જ્ઞાન ઉપાય રે, ભક્તિ વિણ જ્ઞાન નહી ફલદાય રે;
હજાગે હયમેધ યજ્ઞ કરે જાય રે, વેદ વિહિત કર્મે પણ ધાય રે. ૨૭૧
તદપિ ભક્તિવિણ નિષ્ફલ થાય રે, બૃહન્નારદીય પુરાણે કથાય રે.

"નારદ ભક્તિસૂત્રે"

શ્રીહરિની સેવા વિશે જેની પ્રીતિ રે, ગાણી તેને ભક્તિની રીતિ રે. ૨૭૨
પારાશર્ય જે વેદવ્યાસ રે, તેમણે કર્યો એમ કરી પ્રકાશ રે;
કથાકીર્તન પુરાણ ભજન રે, ભક્તિ ગણતા ગર્ગમુનિ વચન રે, ૨૭૩
આત્મચિંતને થવું એકતાર રે, શાંડિલ્ય ભક્તિ લક્ષણ નિર્ધાર રે;
પણ નારદમર્ષિ જે કહાવે રે, ભક્તિલક્ષણ કથ્યુ એ જે ભાવે રે. ૨૭૪
તે સુણવું દેજો ચિત્ત રે, કરજો ભક્તિ પયશુ પ્રીત રે;
સૌ કર્મ શ્રીહરિઅર્પિત થાય રે, નામ વગર ક્ષણ ખાલી ન જાય રે. ૨૭૫
જે ક્ષણમાં હરિ વિસરાય રે, પશ્ચાત્તાપ હૃદય અતિ થાય રે;
એ વિધિયે કરી જે કૃતિ રે, ભક્તિ ગણવા નારદ શુભ મતિ રે. ૨૭૬

---

"पूजादिष्वनुरागः" इतिपाराशर्यः ॥ १६ ॥ નારદ ભક્તિ સૂત્રે. (કડી. ૨૭૨ માટે.)
"कथादिष्विति गर्गः ॥ १७ ॥ કડી. ૨૭૩ માટે.
"आत्मरत्याविरोधेनेति" शांडिल्यः ॥ १८ ॥ કડી. ૨૭૪ માટે.
नारदस्तु मदर्पिताखिलाचारता तद्विस्मरणे परमव्याकुलेति ॥१९॥ કડી ૨૭૫–૨૭૬ માટે.

અપ્રાકૃત છતા પ્રાકૃત થાય રે, નિર્વિકારી ધરે તે કાય રે,
પૂર્ણ સત્તાવંત હરિ ભાગે રે, ભક્તાધીન થઈને પ્રભુ હાગે રે. ૨૪૦
સ્તવે બ્રહ્મશિવાદિક આય રે, તે ભક્તને જોડે હાથ રે,
આણી અર્વે હરિને ગાય રે, આણી પોતે વરે મન્ગાય રે. ૨૪૧
અખિલ જક્તનુ જે જીવન રે, પય પીવા કરે હરિ મન રે,
જે અચ્યુત આત્મારામ રે, રમણસ્નેહ ધર્યો વ્રજધામ રે ૨૪૨
વેદ કહે અનાદિ બ્રહ્મચારી રે, ગોપીસંગ થયા રાસ વિહારી રે,
સમાધિયે જણાય ન પાર રે, વણ તેડે આવે ગોપી દ્વાર રે. ૨૪૩

"શ્રીમદ્ ભાગવતે"

યોગી ધ્યાને હજારો વર્ષ રે, તદપિ ચૈતન્ય સ્વરૂપે ન દર્શ રે,
ભાવે ઉપાસન હરિનુ કરે રે, ઝટ મનેચ્છિત અર્થ સરે રે ૨૪૪

"શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧૧"

ભક્તિતણી ભાખી છે રીત રે, કરે બધારો પ્રભુ શુ પ્રીત રે,
એકાદશ સ્કંધે સત્તાવીશ અધ્યાય રે, ઉદ્ધવપ્રતિ ભાખ્યુ શ્રીયદુરાય રે,

"બૃહન્નારદીય પુરાણે"

વૈરાગ્ય પછી જ્ઞાન પ્રાપ્ત જ થાય રે, જ્ઞાન કેરેથી ભક્તિ પમાય રે.
શ્રીહરિનો આવેશ હોય જેહ રે, હરિપરાયણ રહે છે તેહ રે. ૨૪૬
હરિ અર્થે ક્રિયા કરે જાય રે, તે તનના ધણી શ્રીહરિ થાય રે,
એવા દામ સામગ્રી કર્મ રે, સર્વ ભગવન્મય લહો ધર્મ રે ૨૪૭
તે હરિ હરિજનમાં ન ભેદ લગાર રે, એવો નારદે કર્યો નિર્ધાર રે,

"પદ્મપુરાણે"

પ્રજ્વલિત અગ્નિ કાષ્ટ પ્રજાળે રે, આણુ ને પૂર્વના પાપ બાળે રે. ૨૪૮
દેવો હરિની કરે છે વિનતિ રે, માગે જન્મ કરવા ભક્તિ રે,
દેવ પ્રેત પિશાચાદિ અશક્ત રે, જ્યા હોય છે ભગવદ્ભક્ત રે ૨૪૯
જ્ઞાનયોગાદિકે શુ હોય રે, ભક્તિથી બાકી નવ રહે કોય રે,
પદ્મપુરાણનો સંમત જાણી રે, ભક્તિ ઉપર શ્રદ્ધા આણી રે. ૨૫૦

"સ્કંદ પુરાણે"

બીજાં સાધન એવાં ન કોય રે, જે ભક્તિની તોલે હોય રે;
સ્કંદપુરાણે વચન અનેક રે, સંક્ષેપે સારનું લખ્યું છે એક રે. ૨૫૧

"મહાભારતે"

ચાર વેદનો પાઠી હોય રે, પણ ભક્તિથી રહિત જો હોય રે;
ભક્તિવિણ ભગવદ્‌ને અકારો રે, ભક્તિવાળો તે પ્રભુને પ્યારો રે. ૨૫૨
મહાભારતે મહિમા વરણે રે, ભક્તિથી રહેવું શ્રીહરિને શરણે રે;
ઉગ્રતપ યજ્ઞ વેદાધ્યયન રે, કર્માદિ કોટિ ઉપાય ને દાન રે. ૨૫૩
મુજ પ્રાપ્તિ અન્યે નવ થાય રે, પ્રેમે શ્રીહરિ વશ થઈ જાય રે;

"બૃહન્નારદીય પુરાણે"

અશ્વમેધ સહસ્ર કરે કોય રે, વેદાનુસાર કર્મ પણ કરતો હોય રે. ૨૫૪
હરિની ભક્તિ વિણ તે અફલ રે, ભક્તયુક્તનુ સર્વે સફલ રે;
બૃહન્નારદીય પુરાણે આખ્યાન રે. ન આવે કોઈ ભક્તિ સમાન રે. ૨૫૫

**બૃહન્નારદીય પુરાણે હરિભક્તિ શુદ્ધોદય ગ્રંથે અ. ૧૯.**

નવધાભક્તિનું ફલ પ્રેમ ભક્તિ રે, તેણે હરિશુ તદાત્મ આસક્તિ રે,
અજ્ઞાને કરે જે ભક્તિ રે, માહાત્મ્ય વિણ ન વૃદ્ધિ આસક્તિ રે. ૨૫૬
નિર્દોષ પૂર્ણ જ્ઞાનવાન રે, એવા જ્ઞાની લહે અનુમાન રે;
૪૯ અજ્ઞાની દોષિત જાણે રે, ઉભયે મુક્ત હરિરસ માણે રે. ૨૫૭

---

अन्यस्मात्सौलभ्यं भक्तौ ॥ ५८॥ प्रमाणान्तरस्यानपेक्ष्यत्वात्स्वयं प्रमाणाच्च ॥ ५९ ॥ નારદભક્તિ સૂત્ર.

तपस्विभ्योऽधिको योगी ज्ञानीभ्योऽपि मतोऽधिकः ॥
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥
योगिनामपिसर्वेषां मद्गतेनान्तरात्मना ॥
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥ ४७ ॥

શ્રીમદ્ ભગવદ્‌ગીતા. અ. ૭. શ્લોક ૪૬–૪૭.
(કડી–૨૪૬ થી ૨૫૫ સુધીના ભાગ માટે) સારાંશ રીતે.

ભગવત્ વિસ્મરણ પળ નવ થાય રે, પ્રેમ ભક્તિમાં ગોપી ખજાય રે;
વિરહે પર્મ વ્યાકુળ થઈ જાય રે,
અંતર ઉલટ સ્વામીનું હિત ચહાય રે. ૨૭૭
ગોપિકા ગીતમાં ભાખ્યું જેમ રે, નિશ્ચે ગોપીને નંદ સુત એમ રે;
અખિલ દેહીના અંતરાત્મા રે,
એમ સમજતાં એ પ્રભુ પરમાત્મા રે. ૨૭૮
જુઓ ભાગવત દશમસ્કંધ રે, ગોપિકાગીત સ્તુતિ પદબંધ રે;
જેથી માહાત્મ્યજ્ઞાન સંપૂર્ણ જાણી રે,
સાક્ષાત્ વેદઋચા મને આણી રે. ૨૭૯
માહાત્મ્યજ્ઞાન વિસ્મૃતિ અપવાદ રે, ન ધરવો આ સુણી સંવાદ રે,
જારભાવારોપ નવ ધરવો રે,
શ્રીઅંગી સૃષ્ટિનો ભાવ ઉર ધરવો રે. ૨૮૦
ગોપી ઉદ્ધવ સુણો સંવાદ રે, ભ્રમરગીત સુણો આહ્લાદ રે;
પ્રભુ કુશળતા ને શ્રીહરિનું હિત રે, કૃષ્ણ ચિંતવે અખંડિત ચિત્ત રે. ૨૮૧

"પદ્મ પુરાણે ઉત્તર ખંડે ભાગવત માહાત્મ્યે"

ભક્તિ સુત જ્ઞાન વૈરાગ્ય કહાવે રે, જ્યાં જનુની ત્યાં વત્સો આવે રે;
એમ ભાગવતમાહાત્મ્ય મોઝાર રે, કરી ભક્તિ સૌમાં સરદાર રે. ૨૮૨
હરિ મંત્રથી સરે સૌ અર્થ રે, બીજા મંત્ર જાય તે વ્યર્થ રે;
હરિ નિજજનની વિનતિ સ્વીકારી રે, મૃત્યુથી પણ લે છે ઊગારી રે. ૨૮૩
મૃત જીવને પણ જીવાડે રે, ભૃત્ય અહિતમાં પણ આવે આડે રે;
"બૃહન્નારદીય પુરાણે, હરિભક્તિ શુદ્ધોદયમધ્યે ત્રયોદશાધ્યાયે"
ભક્તિ કોણ? સ્વરૂપ તેનું કેવું રે લક્ષણ ભક્તિનું સમજવું એવું રે. ૨૮૪

---

यथाव्रजगोपिकानाम् ॥ २१ ॥ કડી ૨૭૭ માટે,
तत्रापि न माहात्म्यज्ञानविस्मृत्यापवादः ॥२२॥ .
तद्विहीनं जाराणामिव ॥२३॥ કડી ૨૮૦ માટે.

શ્રીહરિમાં જેની પૂર્ણ પ્રીતિ રે, તેનું નામ તે સમજવું "ભક્તિ" રે;
વેદને સૂત્રોમાં નિશ્ચે શોધ્યો રે, ભક્તિમાર્ગ સુગમતાનો સીધો રે. ૨૮૫
શાંડિલ્ય મુનિનું સૂત્રોમાં નિર્માણ રે, તે જ તત્ત્વ દર્શાવ્યું જાણ રે;
અખંડિત ભાગવતમાં મન લાગ્યું રે, અન્યે અરુચિ ઉપજી ને ત્યાગ્યું રે. ૨૮૬
ગંગા પ્રવાહ ધારા સતત વહે છે રે, સદા એક રસ ભક્તિ કહે છે રે,
એ ભક્તિ આચાર્ય એ બતાવે રે, માટે ભક્તિ મનને ભાવે રે. ૨૮૭
**અમૃત સ્વરૂપિણી ભક્તિ જાણી રે**, નારદ ભક્તિસૂત્રે પ્રમાણી રે,
પ્રથમ નવધા ભક્તિ જણાવી રે, સર્વોપરી પ્રેમભક્તિ બતાવી રે. ૨૮૮
પ્રભુ સંબંધમાં પ્રેમરૂપિણી રે, માટે નવધામાં એ અગ્રણી રે;
ગીતામાં શ્રીકૃષ્ણે જણાવ્યાં રે, પૃથક્ પૃથક્ પણે જે જે ગણાવ્યાં રે. ૨૮૯
મુખ્ય તાત્પર્યનાં જે સાર રે, ભેદ પાડી ગણાવ્યાં ચાર રે;
આદ્ય ભગવાનનું **સેવન** રે,[1] બીજું **ધ્યાન**[2] ને **ભજન**[3] રે. ૨૯૦
એક જ પ્રભુમાં **મન–ચિત્ત**[4] જોડે રે, ભગવત્ વર્ણન કરવું કોડે રે;
ગીતા સમગ્ર અષ્ટાદશાધ્યાય રે, **શરણભક્તિ**[5] કરવા આશય રે. ૨૯૧
જે રીતે હરિ પ્રસન્ન જ થાય રે, તે ફલરૂપ ભક્તિ કહેવાય રે;

"લિંગ પુરાણે"

મન કર્મ વચને જે કરે સેવા રે, તેનું નામ ભક્તિવૃક્ષ મેવા રે. ૨૯૨
લિંગ પુરાણે એમ ભક્તિ વખાણી રે, તેથી ભક્તિ શ્રેષ્ઠ જ જાણી રે;

"આદિપુરાણે"

ભક્તિ નામ છે ભાવ જ તણું રે, શ્રેષ્ઠ સ્નેહ ભક્તિ જ ગણું રે. ૨૯૩
સર્વમાં ભાવના એ મુખ્ય જાણ રે, આદિપુરાણનું વચન પ્રમાણ રે;
વદ્યા નારદ દેવના ઋષિ રે, ભાવનાં લક્ષણ દાખ્યાં થઈ ખુશી રે. ૨૯૪

---

"अमृतस्वरूपा च" (૩) सा त्वस्मिन्परमप्रेमरूपा"
(૨) નારદ ભક્તિસૂત્રે. કડી ૨૮૮–૨૮૯ માટે.

જે જીવ જન્માર'ભથી પ્રાણાંત રે, ગંગા સ્નાનપાન કર્તાનું વૃત્તાંત રે;
ગંગામૃતાસેવી સહસ્ર વાર રે, સ્નાન કરતો હોય નિર્ધાર રે. ૨૯૫
પરંતુ શ્રદ્ધા કે સ્નેહ ભાવ જો નથી તેને રે, ધર્મ મોક્ષ પ્રાપ્તિ નહીં એને રે.

"યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ વચનમ્"

યાજ્ઞવાલ્કય ઋષિયે સ્મૃતિ મધ્ય રે, બાધી તીર્થફલઉદયની હદ રે; ૨૯૬
સ્નેહ વિના એ કયમ કરી તરીએ રે, તેવું જ અશ્રદ્ધાથી તીર્થદાન કરીએ રે;
વળી યથા વિધિ નહી જેહ રે, એ ફલ સૌ અસુરાગ્રહે તેહ રે. ૨૯૭

"વાયુપુરાણે"

વાયુ પુરાણે કથા કંઈ જેવી રે, સાર એંની પ્રાકૃત કર્યું તેવી રે;
જેને શ્રદ્ધા નહિ લગાર રે, તેની તે કૃતિ સર્વ અસાર રે. ૨૯૮

"શ્રીમદ્ભાગવતે"

એ સિદ્ધાંતનુ ભાગવતમાંહે રે, પરીક્ષિત પ્રતિ શુકવચ ત્યાંહે રે,
શ્રીહરિથી વિમુખવંત જ્યારે રે, આશ્રવ વિણ તેનું નહીં શિવ રે. ૨૯૯
એવા પાપીષ્ટ હોય જે જન રે, પાપ મૂકવા કરે અન્ય સાધન રે;
તીર્થમાં સ્નાન અર્થે જાય રે, તદપિ ત્યા પણ તે કાંઈ ન મુકાય રે. ૩૦૦
તીર્થ આધ્યાત્મિક સ્વરૂપ જે શુક્ત રે, અંતર્ધ્યાન અદૃશ્ય થાવ ગુપ્ત રે,
મદિરા કેરો કુંભ જ્યાં ભરાયો રે, તે ગંગાજલે કદિ નહાયો રે ૩૦૧
તદપિ શુદ્ધતા તેની ન હોય રે, મદિરા સ્પર્શે અશુચિ સોય રે,
ઉત્તમ કપુર હિંગ સંગે ભળતાં રે, ઉચ્ચ સ્વભાવ જઈ નીચ થાય રળતાં રે.
સુગંધ કપુરની તદ્દન જ જાય રે, હિંગની ગંધ નખશીખ વ્યાપી જાય રે;
એમ ભાવભક્તિની જ્યાં ત્યાં જરુર રે, માટે ભક્તિએ જ ભરવું ઉર રે. ૩૦૨
સદા જેનું શ્રીહરિશું લગન રે, અષ્ટ પ્રકાર રહે એ રંગે મન રે,
પ્રભુચરણકમલ જે સનમુખ રે, ધર્મેસઘાણાગી, ન બાકી અન્ય સુખ રે.

સર્વ ધર્મ કરતો વેદઉચિત રે, પણ હરિથી વિમુખ તે સૌ નિંદિત રે;
બ્રહ્માજીએ નારદ પ્રતિ ભાખ્યુ રે, પદ્મ પુરાણે પ્રમાણ આ દાખ્યુ રે. ૩૦૫

"તાંત્રિકોઅર્થે"

તંત્રશાસ્ત્રે કર્યો ભક્તિનો અર્થ રે, જાણો અમૂલ્ય અતિ એ ગર્થ રે;
"ભ" અક્ષર ભવમોચન રે, "ક્" અક્ષર કલ્યાણ વચન રે. ૩૦૬
"તિ" અક્ષર જ્ઞાનને આપે રે, અજ્ઞાન તિમિર સૌ કાપે રે;
ત્રણે અક્ષરનો એ સમુદાય રે, પૂર્ણભાવ તે ભક્તિ કહેવાય રે. ૩૦૭

"સનત્કુમાર સંહિતાયામ્"

સનત્કુમાર સંહિતામાં અર્થ જણાવ્યો રે, બે પ્રકારે તેમાં ગણાવ્યો રે;
સર્વ દુઃખને દૂર જે કરે રે, સ્વામી સેવક ભાવ ઉર ધરે રે. ૩૦૮
મુખ્ય ત્રણ ગુણ ભક્તિમાં ગાય રે, વદ્યા સ્વયમ્ નારદ ઋષિરાય રે;
સિદ્ધ અમર ને તૃપ્તિ થાય રે, ભક્તિ પ્રાપ્ત ધન્ય તે કાર્ય રે. ૩૦૯

"વિષ્ણુ પુરાણે"

શાસ્ત્રાનુસારે કર્મ કરે રે, છોડવા યોગ્ય નાં તેથી ડરે રે,
વિહિત નહિ તે કર્મને ત્યાગે રે, કર્મ કર્યાનું ફલ નવ માગે રે. ૩૧૦
ભગવદર્થે અર્પીને કરે રે, હરિ આજ્ઞાને અનુસરે રે;
રૂપ ભક્તિનું કહ્યું એહ રે, સુણ ! ભક્તિયે ઉપજે સ્નેહ રે. ૩૧૧
વિષ્ણુપુરાણે વચન અપાર રે, તત્ત્વ ખેંચી કથ્યો આ સાર રે;

"શાંડિલ્યસૂત્રે"

શાંડિલ્યસૂત્રે ભાખ્યુ જેમ રે, સંક્ષેપે કહું છું તેમ રે. ૩૧૧
થાય ભક્તિ જીજ્ઞાસા માત્ર રે, ચારે અર્થનું થાયે પાત્ર રે;
પરમપ્રીતિ પ્રભુ વિશે થાય રે, તેનું નામ તે ભક્તિ કહેવાય રે. ૩૧૨

---

यं लब्ध्वा पुमान्सिद्धो भवत्यमृतो भवति तृप्तो भवति ॥४॥
કડી. (૩૦૯ માટે) નારદ ભક્તિસૂત્ર.

સ્નેહ પર્યંત ભક્તિની સીમા રે, એવો ભક્તિનો ભાખ્યો મહિમા રે;
એ વણ અન્ય રુચે નહીં જેને રે, નિરોધ પૂર્ણ થયો કહે તેને રે. ૩૧૩
ક્ષણપણ વિયોગ નવ સહેવાય રે, વિરહાત્મક એમાં સમાય રે;

" નારદપંચરાત્રે "

અનન્યસ્નેહ પ્રભુ વિશે હોય રે, અન્ય કરવું ન રહ્યું તેને કોય રે. ૩૧૪
નારદપંચરાત્રમાં પ્રમાણ છે, સૌ સાધનમાં ભક્તિ ભાણ રે;
રૂપ સમજવા કોઈ લક્ષણ દાખું રે, પ્રેમી ભક્ત અવસ્થા ભાખું રે. ૩૧૫
આદ્ય સ્તંભ[1] દશા જે કહેવાય રે, જેની સ્થિતિયે સ્તબ્ધ થઈ જાય છે;
તદ્રૂપ મૂર્છા[2] ગતિ દશા બીજી રે, જાય ભગવદ્રસમાં ભીંજી રે. ૩૧૬
કહેતાં સુણતાં જોતાં મૂર્છા વળે રે, દેહ વિકળ થઈ જાય પળે પળે રે;
દેહ દશાનું ભાન ન જ્યારે રે, પ્રાણ છતાં મૃત્યુ પ્રાય ત્યારે રે. ૩૧૭
શરીરનાં રુંવેરુંવાં ઊભાં થઈ જાય રે, રોમાંચ[3] અવસ્થા
તૃતીય કહેવાય રે;
અગણિતાનંદ સુખમાં જ્યારે મહાલે રે, પ્રસ્વેદના રેલા ચાલે છે. ૩૧૮
એ સ્વેદ[4] અવસ્થા ચોથી દાખી રે, વિવર્ણ[5] પંચમ કહું કાંઈ
ભાખી રે;
મુખાદિ આકૃતિ રંગ પલટી જાય રે, રસાત્મકે રસરૂપ તે થાય રે. ૩૧૯
છઠ્ઠી અવસ્થા દેહકંપ[6] કહેવાય રે, વિપ્રયોગે મુજે થરથર કાય રે.
પ્રેમ વિરહાશ્રુ નયને ઝરે રે,[7] આ સપ્તમ ચિહ્નને સૌ અર્થ જ
સરે રે. ૩૨૦
સંકુચિત ગદ્‌ગદ્ થઈ જાય રે, ખંડિતવાણી બોલી બદલી જાય રે,
એનું નામ છે સ્વરભંગ રે[8] પ્રેમભક્તિનું એ અષ્ટમ અંગ રે. ૩૨૧
જડાત્વરાવત્ ગતિ થઈ જાય રે, ઉન્માદ[9] અવસ્થા એ કહેવાય રે,
વિરહપણાનું મનભાવતા વચન રે, શ્રીકૃષ્ણ સાઠય કહ્યું નિજ તન રે. ૩૨૨

હું શ્રીકૃષ્ણ, ગતિ મુજ જુઓ રે, ભાગવત વચનથી સંદેહ ખુઓ રે;
મુખ્ય નવ બાબતો જણાવી રે, લક્ષણરૂપ સમજવા ગણાવી રે. ૩૨૩
સૌ પ્રાણીમાં સમદષ્ટિવાન રે, નિર્મલ મને બ્રહ્મરૂપનું જ્ઞાન રે;
તે પુરુષ પરમભક્તિને પામે રે, ગીતામાં ભાખ્યું શ્રીસુંદર શ્યામે રે. ૩૨૪
નિશ્ચિંત નિરપેક્ષિત તે જન રે, લક્ષણ ભાખ્યાં શ્રીનંદનંદન રે;
દેહાભિમાન હોયે ન લગાર રે, આત્મારામે મગ્ન નિર્ધાર રે. ૩૨૫
તેવા મુનિજનો પણ નિષ્કામ રે, હરિની ભક્તિ કરે, આઠે યામ રે;

" તંત્ર શાસ્ત્રે "

ભક્તિવંતે પાંચે વાતો તજવી રે, નિરભિમાન ગ્રહી દીનતા સજવી રે. ૩૨૬
જાતિ[1] રૂપ[2] ગુણ[3] બલ[4] અભિમાનરે,[5] દ્રવ્યાદિક મોટાઇનું તાન રે;
સર્વે છોડી થવું નિર્માની રે, કારણ કરે એ ભક્તિમાં હાની રે. ૩૨૭
કહ્યું તંત્રશાસ્ત્ર અનુસારે રે, અભિમાનથી ડરવું ભારે રે,

" નારદ ભક્તિસૂત્રે. "

તમ રજથી સાત્વિક શ્રેયસ્કર રે,
ત્રિગુણ ભક્તિમાં શ્રેષ્ઠ ઉત્તરોત્તર રે. ૩૨૮

---

कृष्णोऽहं पश्यत गतिं ललितामिति કડી ૩૨૩ માટે–
શ્રીમદ્ભાગવતે વ્રજભક્તવચનમ્.

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ॥
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ગીતાજી ॥
કડી ૩૨૪ માટે.

आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे ॥
कुर्वंत्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः ॥ ભાગવતે
કડી ૩૨૫–૩૨૬ માટે.

गौणी त्रिधा गुणभेदादार्तादि भेदाद्वा ॥ ५६ ॥
उत्तरस्मादुत्तरस्मात्पूर्वपूर्वा श्रेयाय भवति ॥ ५७ ॥

અર્થાર્થીથી જીજ્ઞાસુ ભક્તિ સારી રે,
એથી ઊંચ આર્ત કૃત ભક્તિ ભારી રે,

"ભારદ્વાજ સંહિતાયામ્."

માટે ભક્તિ એક હરિની જ કરવી રે,
સમજાય તેને જે હોય અનુભવી રે. ૩૨૯.
અજ્ઞાની ભક્તિ ત્રણ જન્મ કરે રે, ત્યારે પ્રભુપદે મતિ તેની ઠરે રે;
સાત જન્મ લગી દૃઢ ભક્તિએ ધાય રે, વૈષ્ણવતા ત્યારે પ્રાપ્ત જ થાય રે. ૩૩૦
ભારદ્વાજ સંહિતામાં વરણ્યું રે, પરિશિષ્ટ પ્રકરણ સુણતાં જાણ્યું રે;
બ્રહ્મલોક પર્યંત કદિ જાય રે, અચલ તે નહીં, ને જન્મમરણ થાય રે. ૩૩૧
ફરી પડવાનો ભય નહિ જ્યાંહે રે, ઉત્તમ અભયપદ પુરુષોત્તમ ત્યાંહે રે;

"હારિત સ્મૃતિ"

જે કો મૂઢ પ્રાણી જન રે, તે અન્યનું કરશે ભજન રે. ૩૩૨
પ્રત્યક્ષ ગાયનું સેવન મૂકી રે, ખર વંદે છે તે જન ચૂકી રે;
તદ્દવત્ હરિભક્તિ ત્યાગી રે, અન્ય જાણવા તેવા અભાગી રે. ૩૩૩
હારિત સ્મૃતિમાં ગુહ્ય જે ભાખ્યું રે, મેં તે વરણી અહીં દાખ્યું રે;

"પદ્મપુરાણે ઉત્તર ખંડે

પદ્મ ઉત્તરખંડે વાણી રે, કહ્યું સતિ પ્રત્યે શૂલપાણિ રે. ૩૩૪
જે કો તદીય ભગવદીય જન રે, તેણે કરવું ન અન્ય ઉપાસન રે;

"પ્રહ્લાદ સંહિતાયામ્"

કુલટા સ્ત્રી પતિવિણ અન્ય ઇચ્છે રે, તેવા ભગવત્ તેને પ્રીછે રે. ૩૩૫

---

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥१६॥
કડી ૩૩૧મી માટે. શ્રીમદ્ ભગવદ્‌ગીતા અ. ૮. શ્લોક ૧૬

પ્રહ્લાદ સંહિતામાં આ વાણી રે, અનન્ય ભક્તિનું સુખ લો માણી રે;

"ધ્રુવપંચરાત્રે"

સર્વેશ્વર પિતાસમ કહાવે રે, અન્યાશ્રિત વર અરુચિ આવે રે. ૩૩૬
દયા દૃષ્ટિ તેને નાં કરે રે, ધ્રુવપંચરાત્રે એમ ઉચ્ચરે રે;
અનન્ય ભક્તિ પ્રભાવ અપાર રે, ગીતા નવમાધ્યાયે નિર્ધાર રે. ૩૩૭
સ્વધર્મ રહિત કદા હોય રે, દુરાચારી પણ જો હોય રે;
પણ અનન્ય ભક્તિયે જ લુબ્ધ જ હોય રે, માનુ સાધુ નિશ્ચે સોય રે. ૩૩૮
નહિ છોડેલો દુરાચાર રે, નહિ શાંત સાવધાની લગાર રે;
મન શાંત થયુ નથી જેનું રે, બ્રહ્મજ્ઞાન તે હોય જ શેનું રે. ૩૩૯
ભગવત્પ્રાપ્તિ એવાને પણ થાય રે, સદ્ય ધર્મોત્મા ભજન મહિમાય રે;
પૃથ્વી સમ કાગલ કરીને રે, સમુદ્ર તુલ્ય દવાત ભરીને રે. ૩૪૦
સામગ્રી ગિરિ પર્વતની સાંઈ રે, ઉદાહરણ મહિમ્ને ગાઈ રે;
કલમ વૃક્ષો સમસ્ત સ્કંધ ભૂર્જ રે, લખે સ્વતઃ બ્રહ્માતનુજા રે. ૩૪૧
બ્રહ્મતનયા કહાવે શારદા રે, હરિગુણ કથન કરે સદા રે;
અદ્યાપિ શ્રીશંકર વિધિ રાય રે, શેષ ને નારદ ગુણ ગાય રે. ૩૪૨
ચાર વેદ ને સર્વ પુરાણ રે, શ્રુતિ સ્મૃતિ સૌ આપે પ્રમાણ રે;
અનાદિ કાલથી વર્ણે યથેષ્ટ રે, સાર સર્વનો ભક્તિ એ શ્રેષ્ટ રે. ૩૪૩
ચો વૈષ્ણવ સાંપ્રદાયી આચાર્ય રે, કરે ભક્તિ પ્રતિપાદિન કાર્ય રે;
વેદ નેતિ નેતિ કહી ગાય રે, એ ભગવદ્ ભક્તિનો મહિમાય રે. ૩૪૪
શંકરાચાર્યની સ્માર્ત જ દીક્ષા રે, કથી ભક્તિની સ્ફુટ-શિક્ષા રે;
ચર્પટ પંજરી નામક સ્તોત્ર રે, વૃદ્ધ બ્રાહ્મણને કર્યું શ્રોત્ર રે. ૩૪૫

---

अपिचेत्सुदुराचारो भजते मामनन्यभाक् ॥
साधुरेव स मन्तव्यः सम्यक् व्यवसितो हि सः ॥३०॥
શ્રીમદ્ ભગવદ્‌ગીતા અ. ૯. શ્લોક ૩૦. કડી ૩૩૮મી માટે

नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः ॥
नाशांतमनसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥ કડી ૩૩૯ માટે.

સુણતા જ્ઞાન વૈરાગ્ય ઉદે ભક્તિ રે, છે એ મહાત્મા પુરુષની શક્તિ રે,
માટે ભક્તિ જીજ્ઞાસા ધરવી રે, કથન શ્રવણ ફલ ભક્તિ કરવી રે, ૩૪૬
ઓ 'રક્ષ' ભૂલી 'ભક્ષ' વદાયુ રે, વચનાર્થ ફલ વિઘ્ન જ પાયુ રે,
'દેહી' બદલે 'દહી' ભૂલે વચન રે, શબ્દ પ્રમાણ થયુ દહન રે ૩૪૭
વિઘ્ન એવા અન્ય યજન રે, ઇંદ્રાસન નહીં નિદ્રાસન રે
તે પ્રમાણે શક્તિયે કર્યું રે, અન્તરજ્ઞપણું કહો કયા ધર્યું રે ૩૪૮
સર્વેશ્વર સમ અન્યને ધારે રે, નારકીય સદા પડે ઉચ્ચારે રે,
છે શ્રીહરિ દીનદયાલ રે, અનન્ય ભક્તવત્સલ પ્રતિપાલ રે ૩૪૯
બ્રહ્મપુરાણે વેદવ્યાસે જણાવ્યું રે, ઉત્તરોત્તર ક્રમે ગણાયું રે,
શક્તિ ગણપતિ આદિ અન્ય દેવ રે, તેની મન કર્મ વચને અનન્ય
કરે સેવ રે. ૩૫૦
ત્યારે તે દેવો ફલ આપે જ્યારે રે, અગ્નિ ભક્તિનો અધિકારી થાય ત્યારે રે,
સૂર્ય પ્રસન્ન થાય જે વારે રે, શિવની ભક્તિ આપે તે ત્યારે રે ૩૫૧
જ્યારે શિવજી પ્રસન્નતા દાખે રે, પ્રભુભક્તિનો વર તવ ભાખે રે,

"નૃસિંહ પુરાણે"

એમ દેવોની કહી સમાપ્તિ રે, દેવોને કયમ થઈ સ્થાનની પ્રાપ્તિ રે ૩૫૨
તેની કંઈક કથાનો પ્રસંગ રે, મૂળ સુણતા ભાગવતમાં ઉમંગ રે,
પૂર્વકાળે બ્રહ્માદિક દેવ રે, કર્યું હરિનું આરાધને સેવ રે ૩૫૩
તે વિનતિ ધરી પ્રભુ કાન રે, બ્રહ્મ પર્યંતના આપ્યા સ્થાન રે
મન કલ્પિત વાણી ન ભાખી રે, નૃસિંહ પુરાણ પૂરે સાખી રે. ૩૫૪

---

"भार्यां रक्षतु भैरवी" એને બદલે 'भार्यां भक्षतु भैरवी' એમ અજાણે બોલાયુ
"रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि" ને બદલે "रूपं दहि यशो दहि द्विषो देहि जय जहि"—એ બોલાયુ એટલે એવુ વિપરીત જ થયુ કડી ૩૪૭–૩૪૮ માટે.

દેવો પણ છે પ્રભુને આધીન રે, સદા ભાવ સેવક સ્વામિન રે;
અજ શિવ શેષાદિક પણ દીન રે, પરાત્પર પુરુષોત્તમ છે ભિન્ન રે. ૩૫૫
સર્વે તે નિર્વિકલ્પના દાસ રે, માટે અન્યે ન ધરવી આશ રે;
જે સ્વતંત્ર સ્વયં આદ્યના આદ્ય રે, વેદ નેતિનેતિ કહી કરે પ્રતિપાદ્ય રે. ૩૫૬
તે આદિ પુરુષને શરણ છું એમ રે, ભાવના કરવા શ્રીકૃષ્ણ વચન તેમ રે;
તેનું અનન્ય ભાવે યજન રે, પૂર્ણ ઉમંગે મન કર્મ વચન રે. ૩૫૭
અન્ય દેવનું જે કરે પૂજન રે, કહ્યું અવિધિનું તે સેવન રે;
દેવ પૂજનના પણ ફલદાતા એહ રે, વળી દેવ અંતર્યામી પણ તેહ રે. ૩૫૮
ભગવદ્ગીતામાં પારથ પ્રત્યે ભાખ્યું રે, કર્યું શ્રીકૃષ્ણે તે અહીં દાખ્યું રે;
અનન્ય જનની વિનતિની પણ વાટ રે, નથી જોતા નિજ બર્દને માટ રે. ૩૫૯
યોગ ને ક્ષેમ બેઉનુ વહન રે, નિત્ય આપ કર્તાનું પણ વચન રે;
માટે અનન્ય ભક્તિ કરવી રે, અતુલિત મહિમા લહે અનુભવી રે, ૩૬૦
જે કહાવે વ્યભિચારીણી ભક્તિ રે. ટુક લક્ષણ અન્યે આસક્તિ રે;
તે ગૌણુતા ગણી બાધકરૂપ રે, શ્રીમુખે ગીતામા કહ્યું મર્જરૂપ રે. ૩૬૧
ફરજ ધર્મ શ્રીહરિની સેવા રે, જેમાં સદા ભક્તિરસ મેવા રે;
અર્થ હેતુ એ સ્વરૂપની પ્રાપ્તિ રે, એકરસ સદા એશુ આસક્તિ રે. ૩૬૨

---

तमेव चाद्यं पुरुषं प्रपद्ये यत. प्रवृत्तिः प्रसृता पुराणी ॥
ભગવદ્ગીતા અ. ૧૫ શ્લોક ૪. કડી ૩૫૭ માટે

येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः ॥
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥
શ્રીમદ્ ભગવદ્ગીતા કડી ૩૫૮ માટે

अनन्याश्चिन्तयन्तो मां ये जना पर्युपासते ॥
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥
શ્રીમદ્ ભગવદ્ગીતા કડી ૩૬૦ માટે.

સૌ કામના ફલ તો ત્યારે રે, ભગવદ્ ઉપયોગી દિવ્ય તનું જ્યારે રે
મોક્ષની સીમા તો તે વારે રે, આર્ત દીન વિનયે સ્વીકારે ત્યારે રે. ૩૬૩
અંગ સહિત લક્ષણે પ્રેમ દાન રે, બર્દ વિચારી કરે કૃપા નિધાન રે;
રસાત્મક સાકાર એ રૂપ રે, દિવ્ય નિર્વિકાર નિર્વિકલ્પ અનૂપ રે. ૩૬૪
તેની દૃઢ ભક્તિ વિચારી રે, તે દયાના પ્રભુ શ્રીગિરિધારી રે;
શ્રીહરિની ભક્તિ સર્વથી શ્રેષ્ટ રે, એ વિણ સર્વે સમજું નેષ્ટ રે. ૩૬૫
જ્યાં ભક્તિ ત્યાં ભગવાન રે, દયાને શ્રીનાથજી દો દાન રે;
ચંડી પુરીનો વિપ્ર દયારામ રે, તેણે ગ્રંથ રચ્યો ગુણગ્રામ રે. ૩૬૬
ગાતાં સુણતાં મળે ભક્તિ રે, દયાને શ્રીજીપદ આસક્તિ રે;
ગ્રંથ પૂરણ કર્યો પ્રેમે કરી રે, વ્યસન આસક્તિ દો ગિરિધારી રે. ૩૬૭

॥ श्रीकृष्णः ॥

॥ श्रीवल्लभः ॥

## ॥ श्रीगुरुगोपीजनवल्लभाय नमः ॥

### " સદ્‌ગુરુસંતાખ્યાન "

રાગઃ—ધવલ ધનાશ્રી.

શ્રી યશોદોત્સંગલાલિત વ્રજભૂષણ શ્રીનંદરાય કુમારજી;
પરમાનંદ પરબ્રહ્મ પરાત્પર, અક્ષરાતીત નિરધારજી. ૧
તેને સ્મરણ ધ્યાન ધરીને, વંદું વારંવારજી;
વેદ વેદાંન તણો નિશ્ચય છે, ભજવા દૃઢ મન ધ્યારજી. ૨
શ્રીજીમુખ મહાપ્રભુ શ્રીવલ્લભ સહ શ્રીવિઠ્ઠલનાથજી;
સદ્‌ગુરુ મૂલાચાર્યને નામે, સ્મરે જણાય સ્વનાથજી. ૩
શ્રીવલ્લભકુલદીપક ભૂષણ, સમગ્ર શ્રીવલ્લભ વંશજી;
શ્રીજીના જશરસના લોભી, નિશદિન કરું પ્રશંસજી. ૪
સાતે સ્વરૂપ ને સાતે બાલક, વળી તેનો પરિવારજી;
પડ્ધર્મોના ધર્મીરૂપ છે, શ્રીવિઠ્ઠલેશકુમારજી. ૫
જેને પ્રણમે સમરે ચિંતને, આનંદ ઉર ઉભરાયજી;
મહામાંગલ્યરૂપ આનંદમય, શ્રીજી પ્રકટ દરસાયજી. ૬
સ્યામસુંદર નટવર નાગર, અતિ કમનીય રસાલજી;
સત્ય અચલ પૂરણ સુખશ્રેયદાતા, પર્મ દયાલજી. ૭
રસરૂપ રસાત્મક છેલછબીલો, સદ્‌ગુણે ભરપૂરજી;
અનંત ગુણ ધર્મો શ્રેયસ્કર, ભાસે પ્રકટ નહીં દૂરજી; ૮
દરગે ગરસે લાવણ્યામૃત, શ્રીમુખ વચન વિલાસજી;
સર્વરસે યુત રસિક રસાબ્ધિ, સ્વજનપૂરિતઅભિલાષજી. ૯

અનેક કારણમય ગંભીર વાણી, સર્વોપરતર શ્રેષ્ઠજી,
રસરત્ન કોશ નિધિ શ્રીમુખ ભાખે, ભક્તેચ્છિત યથેષ્ટજી ૧૦
મત સિદ્ધ પ્રમાણરૂપના, વર વાક્યામૃત સારજી,
નિગૂઢ વેદ રહસ્ય જણાવે, સુણતા અતિ ઉપજે પ્યારજી ૧૧
જે સમ આનંદ અન્ય નહી ક્યાં, અધિક તો ક્યાંથી હોયજી,
ધર્મ સારતમ સૌ સિદ્ધાંતો, સ્થાપને બાકી ન કોયજી ૧૨
રસાનંદ રસસિંધુ સદોદિત, સર્વ રસનુ અધિષ્ઠાનજી,
સ્વાંતરંગી ભક્ત રસ ભુક્તે, શ્રવણદ્વાર કરે પાનજી ૧૩
સદ્‌ગુણસાગર રૂપઉજાગર, સદ્‌ગુણ ભિન્નને વાનજી,
અચ્છિન્ન પૂર્ણ સૌંદર્ય સીમાનુ, નખશીખ સુંદર સ્થાનજી ૧૪
ભાવુક ભક્તના ભોગને અર્થે, દે છે અદેય દાનજી,
જનશિક્ષાર્થ અનેક કારણમય, વિવિધ કરાવે પાનજી. ૧૫
નાગર નંદકિશોર સદ્‌ગુણો, રસનિધિ અતિ સકુમારજી,
શ્રીમુખામૃત ઉલ્લાસ રસનું, કરે દાન અપારજી ૧૬
અચ્છિન્ન સર્વોપર આનંદઉદધિ, અપાર રસનુ ધામજી,
નિજેચ્છાએ કૃપા કટાક્ષે, કરે દાન આઠે યામજી ૧૭
સકલસાર સિદ્ધાંત તત્ત્વમય, કેવળ સારનો સારજી,
અલભ્ય લાભ હોયે સુણવાથી, વધે મનમોદ અપારજી ૧૮
દુર્બોધ વેદ સુબોધ કરાવે, સિદ્ધાંતતણો અનુસારજી;
સર્વોત્તર પર આનંદકારી, અતિ ઉત્કર્ષ અપારજી, ૧૯
અપરિમિત જેમા ચાતુરી, વળી વિવેક નિધાનજી,
સત્યામૃત રસિક રસપૂરણ, ભાગ્યવંત કરે પાનજી ૨૦
હાસ્યાદિ આનંદરસ વેષ્ટિત, રસિક રસની ખાણજી,
સ્વરૂપોત્કર્ષ ચાતુર્ય વિવેકે, પ્રકાશ કરે શા વખાણજી ૨૧
આચરણ કૃતિ ક્રિયાદિ જણાવે, ટેક ધર્મ અનન્યજી,
આશ્રય દૃઢ અન્યાશ્રય ભેદ, દૃષ્ટાંત દાખે બહુ અન્યજી ૨૨

દઢાશ્રય નેક નિષ્ઠા સ્થાપીને, દાખે ભાવ અનન્યજી;
અન્યાશ્રય બાધકતા ભાખે, વર્જાવે આશ્રય અન્યજી ૨૩
અન્યાશ્રય ખંડ થવાને કાજે, સૂચન કરે પ્રકારજી;
નિત્ય નિયમ મર્યાદ મર્મના, સમજાવે સૌ સારજી. ૨૪
ધર્મ ધુરંધર ધર્મપાલને, રહે છે ધર્મે પ્રીતજી;
સૌને સુખકર નિર્દોષ કરે છે, તજે ન ધર્મની રીતજી. ૨૫
અનુકૂળતા પ્રતિકૂળતા જીવની, વિચારી સકળ પ્રકારજી;
ઉપદેશ કરે દષ્ટાંતો આપી, અનન્ય કરાવે પ્યારજી. ૨૬
સર્વથી અધિક માર્ગ ઉત્કર્ષને સ્થાપક પ્રાબલ્ય જતાવેજી;
શ્રીમુખથી પ્રભુ પોતે સરાહિ, ઉત્તમતા બતાવેજી. ૨૭
વેદતણા ત્રય કાંડ પથ દાખી, ત્રણે કેરો યોગ જણાવેજી;
ચિત્તવૃત્તિનો નિરોધ કરીને, હરિ આસક્તિ અણાવેજી. ૨૮
કર્મ જ્ઞાન ભક્તિ ઉપાસન, તારતમ્યતા દાખેજી;
સૌથી શિખર છે જ્ઞાનોત્તરની પરાભક્તિ તે ભાખેજી. ૨૯
એક વાતમાં બહુ પ્રકારે, તત્ત્વો કહે અનેકજી;
સર્વોત્તમભાવ ખીલવવા કાજે, અંતે નિર્ણય કહે એકજી. ૩૦
સ્વરૂપાસક્તિ સાધનબલશક્તિ, ફલાત્મક થાવા કાજજી;
આધારંભે કહે વિસ્તારી, ગૌણ કરાવે ત્યાજજી. ૩૧
સ્વરૂપરસના પૂર્ણ સ્વાદનો, અનુભવ આપ કરાવેજી;
પરમપ્રિય લોકોત્તરનો, મહારસ ઉરમાં ઠરાવેજી. ૩૨
આપત્તિકાળ ધર્મસંકટે, ધર્મરક્ષકના પ્રકારજી;
વિલક્ષણ રીતે ધર્મરક્ષાનો, મર્મ ભાખે ધરી પ્યારજી. ૩૩
વર વાક્યામૃતના રસપાને, અહ્‌લાદિત જન થાયજી;
પરમ પ્રિય અદ્‌ભુત મનોહર, રસાવેશિત થઈ જાયજી. ૩૪
જનમનરંજન સકલ દુઃખભંજન, સુખ સિંધુ રત્નાકરજી;
વાક્યોપદેશો ને અક્ષરે, અલૌકિક કૃપાકરજી. ૩૫

અખિન વર્મ ધુર વર વીરજી, સહ વનધામ પરિવારજી,
તેનુ નિશદિન સ્મરણ કરેથી, પરિ રે ઉપજે પ્યારજી, ૩૬
જદપિ થીજ દુગ્ધામૃતવત, મીઠી સુગંધી ગુરુરાયજી,
ઉભય એકાત્મ મિશ્ર વર્તને, લિંગેર સ્વાદિષ્ટ થાયજી, ૩૭
પાને સ્વાદ રચિકર અનિ લાગે, શુભ મિષ્ટ મકરંદજી,
તુષ્ટિ પુષ્ટિ સંતોષ સુખાબ્ધિ, ઉર વૃદ્ધિ આનંદજી ૩૮
"उक्तं च"—भगवद्वन्दनं स्वाद्य गुरोर्वन्दनपूर्वकम् ॥
क्षीरं शर्करया युक्तं स्वाद्वते हि विशेषत ॥
શ્રીગુરુ ગોવિંદને પડી પાયે, વહાલે ધરુ ઉર ધ્યાનજી,
જેની કૃપાયે પૂર્ણ થાયે, સદ્ગુરુ મતાધ્યાનજી ૩૯
શ્રીહરિ સદ્ગુરુ ને ભગવદીય એ વિવિધ કહાવે નામજી,
તદપિ તત્વે એકાત્મરૂપ છે, અભેદ મન લહુ તમામજી ૪૦
બ્રહ્મનિષ્ટ પરબ્રહ્મ જાગુતા, વરિષ્ટ સાધુ સંતજી,
પરબ્રહ્મરમે વિનમી, જેનો લહેવાર ન અંતજી ૪૧
સદ્ગુરુ સૂનાચાર્યને નામે, તેમણે કર્યો સદ્બોધજી,
નિત્ય નિરંતર લક્ષ રહે તો, સહજે સંસાર નિરોધજી. ૪૨
શ્રીગુરુદેવ રૂપ લક્ષણ ગુણ, સમ્યક શાસ્ત્રાધારજી,
પૃથક્ પૃથ્ સમયે જે ભાખ્યો, તેનો કહું કાંઈ સારજી ૪૩
વેદ વેદાંત શ્રુતિ સ્મૃતિ પુરાણ, ઇતિહાસાદિનો એક સારજી,
જન્મ મરણની સંસૃતિ ટાળી, પ્રભુ ભજવા ધરી પ્યારજી ૪૪
શ્રીહરિ મનાવા રીઝે, ત્યમ કરવા નિત્ય ઉપાયજી
સમ્ન દુખની નિવૃત્તિ થઈ, પરમાનંદ પદે જાયજી ૪૫
દૃઢ અચલિત અનન્ય ભરોસે, એકાશ્રિત પ્રભુનો કરવોજી,
હુ કોણ? ક્યાંથી આવ્યો? શા માટે? શું કરું છું?
વિચાર મને ધરવોજી ૪૬

ઉત્તમોત્તમ તત્ત્વજ્ઞાન હરિભક્તિ, જેણે કરી દરસાયજી;
પછી ત્યમ કરણી રહેણી રાખે, ભવાબ્ધિ તરાયજી. ૪૭
સંસ્કૃત પ્રાકૃત વા દેશગિરામાં, જેણે તત્ત્વ સમજાયજી;
તેવા આર્ય ગ્રન્થ સુણવાને, મહાત્માને વિનયે ચહાયજી. ૪૮
વેદતણો ચૂડામણિ ભાગ, અંતિમ રહસ્ય જણાયજી;
મોક્ષદર્શક પથ જેણે લાવે, એવા સદ્ગ્રંથ ભણાયજી. ૪૯
તેને સુસંગે સુબુદ્ધિ થાયે, બુદ્ધિથી પ્રકટે જ્ઞાનજી;
જાણ્યા સુણ્યાવત્ વર્ણન કરવા, નિશદિન રહે ઉરઆનજી. ૫૦
વિનાની હરિભક્તિપરાયણ, સત્પુરુષોનો પ્રસંગજી,
તેણે કરીને ક્રમ ક્રમ વાધે, શ્રીહરિમાં રતિરંગજી. ૫૧
કર્મ જ્ઞાન ઉપાસન એ, વેદતણા ત્રય કાંડજી;
તેનો મર્મ સદ્ગુરુથી જાણો, સચરાચર હરિ બ્રહ્માંડજી. ૫૨
દુર્લભ મનુષ્યતનુ સાંપડ્યુ, સાગર તરવા જેમ નાવજી;
તદપિ ક્ષણભંગુર જાણીને, કરવો નિત્ય હરિનો ચહાવજી. ૫૩
હંસો માનસરોવર હરખે, કરે મુક્તાનો ચારોજી;
વેશ હંસ ને કરણી બગની, તેનો ન થાય નિસ્તારોજી. ૫૪
કામધેનુ સુરદ્રુમ ચિંતામણિ, તેથી મોંઘો મળ્યો દેહજી,
જાણી વિશુદ્ધ જ્ઞાન પ્રાપ્ત કરી, પ્રભુશું કરવો સ્નેહજી. ૫૫
જેપર પ્રભુનો અનુગ્રહ, તેને મળે સતસંગજી;
નારદની સંગે ચિન્તન થાતાં, હરિનો લાગે રંગજી. ૫૬
જપ ધ્યાન સમાધિ આદિ, સુકૃતિ પૂર્વ જન્મે કરી હોયજી;
પ્રબળ સંસ્કારે બાળપણાથી, દૈવીજન મતિ પ્રોયજી. ૫૭
[illegible] સકળ [illegible], [illegible] કરતો [illegible];
શુભાશ્રયે ધર્મે રહે નિત્ય, હરિ ગુણ સાંભળવાને ચાયજી. ૫૮
[illegible]માં રતિ સદા રહે, મોહ મમતાદિ ત્યાગેજી;
[illegible] નહિ, [illegible] હરિચરણે અનુરાગજી. ૫૯

તીવ્રતર પરમ વૈરાગ્ય ચિત્ત નિર્મળ, વૈભવ માયિક ન રાચેજી;
જ્ઞાનવૈરાગ્યે પ્રેમભક્તિથી, હરિયશ ગાને નાચેજી, ૬૦
ઐશ્વર્યને તૃણવત્ લેખે, તે તુચ્છ લહે રોગ સમાનજી,
અંગના મેલવત્ જાણી ત્યાગે, હરિભક્તિનું એ અનુમાનજી. ૬૧
વૃત્તિ સદા રહે પરમારથમાં, બદલો ન ચાહે કો લેશજી,
બાહ્યાભ્યંતર નિર્મળ વૃત્તિ, હરિભક્તિપણાનો વેશજી. ૬૨
હરિવણ અભિલાષા નહિ કોઈ, સાચા કહિયે તે ત્યાગીજી,
વેશાડંબરે તે નહિ સન્યાસી, હરિજશ રસે અનુરાગીજી, ૬૩
પુણ્યતીર્થ પાવનપુરી ધામે, વિચરે વિહરે ત્યાંહેજી,
નિર્વિકલ્પ ધ્યાન સમાધિવૃત્તિ નિમગ્ન, એકાંત સ્થળ માંહેજી. ૬૪
સત્પુરુષોની રહેણી કરણી વૃત્તિ કહી દર્શાવીજી,
શુભ હિતકારી સારપણાની, મુજને જે મન ભાવીજી. ૬૫
તે તે સર્વે સ્મૃતિ રહી નહી, મુખ્ય મુખ્ય કંઈ ભાખુંજી;
જે સદ્ગુરુમાં પૂર્ણ પ્રકાશિત, નજરે ભાળી કહી દાખું જી. ૬૬
શુક સમ વિરક્ત દશા હોય તેની, દત્તાત્રય જેવા પ્રબુદ્ધજી,
હસ્તામલક સમ યોગધારણા, કપટ રહિત વિશુદ્ધજી. ૬૭
ઉપરત સનકાદિ જેવા, સહનશીલ ધૈર્ય-ક્ષમાવંતજી,
ઋષભનાથ જેવા પ્રમાણુ, પ્રબોધે શંકર સમ સંતજી. ૬૮
અહર્નિશ ભવ્ય કપાળી, લલાટ જેનું વિશાળજી,
ગૌર કાંતિ ને તન તેજસ્વી, મનોહર વૃદ્ધ આભાસજી. ૬૯
સાર્વભૌમ અધિપતિનું તેજ, તે ઝાંખું પડે તેની આગેજી;
અલ્પાહારી ને લઘુ નિદ્રા, ન કર્મ કદિ કો કામ્યેજી. ૭૦
વિદિન શુદ્ધ કરે ખાન પાન, ને શુદ્ધાચાર વિચાર જી,
અનાર્પિત વગર ખાય પીયે નહિ, પ્રકટ શુદ્ધ વ્યવહારજી. ૭૧
પરધન પરત્રિયને નહિ પરસે, ભાળે સ્પર્શ કદિ પાપજી.
તો શુદ્ધાર્થે સ્નાનાદિ ક્રિયા કરી, શુચિમન રહે સદાયજી. ૭૨

ગમ્યવાની કદિ કરે નહિ, તેમ જ તે ન સુણે વાણીજી;
મૌનપણાનો મર્મ જાણીને વર્તે, તે મતિ શાણીજી. ૭૩
ઉદ્વેગ રહિત વાણિ આલાપે, સત્ય પ્રિય ને મિષ્ટજી;
હિતકર અનુગ્રહમય તે હોયે, અનન્ય સેવે નિજ ઇષ્ટજી. ૭૪
દીનદયાલુ પર્મ સુહૃદ ને, વૃત્તિ સદા બહુ શાંતજી;
ચિદાત્મરૂપ પોતાને માની, સ્થાપે બ્રહ્મ સિદ્ધાંતજી. ૭૫
દેહાદિકથી ભિન્ન પોતાનું, જીવાત્મરૂપ હરિ અંશજી;
દેહે કરી દાસત્વ કરે, જેમ પુત્ર પિતાનો અંશજી. ૭૬
શુદ્ધાદ્વૈત રીતે પ્રતિપાદે, પરબ્રહ્મ મૂળ એકજી;
એ પૂર્ણાનંદ પરાત્પર, તે નામરૂપે થાય અનેકજી. ૭૭
સ્વસ્વરૂપનો લાભ થવાને, નિત્યે કરે પ્રબોધજી;
શ્રીહરિશું અનુસંધિ કરાવી, દાખે શિખ નિરોધજી. ૭૮
હરિનું ક્રીડાભાંડ જગત્ આ, હરિલીલાનાટ્યની બુદ્ધિજી;
શ્રીહરિભાનાનાં ચિહ્ન જોઈને, પરમાત્મ દૃષ્ટિએ શુદ્ધિજી. ૭૯
તિલક માલા મુદ્રા આદિ, હરિભક્તપણાનો વેશજી;
બાહ્યાભ્યંતર વિમલ મતિથી, હિતકર દે ઉપદેશજી. ૮૦
હરિબુદ્ધિથી પ્રાણી માત્રનો, વિહિત પણે સંતોષજી;
અંતર્યામી વ્યાપ્યા સઘળે છે, એ સુમતિ ગુણ પોષજી. ૮૧
શ્રીહરિની અંશવિભૂતિ જાણી, નમન આદર ચિત્ત આવેજી;
પ્રભુથી ભિન્ન ન કોઈ પદારથ, અંગાંગી ભાવેજી. ૮૨
દિવ્યપણું જ્યાં જ્યાં જે રીતે, ભાસે જ્યારે જેમજી;
ત્યાં ત્યાં વિશ્વમોહનકૃતિ પેખી, રચનારે રાચે તેમજી. ૮૩
હરિ ગણ કર્યો મનોરથ ન રૂપમાં, રચના કૌતુક કૃતિ જોવજી;
અખિલ રચના રચનારશું વૃત્તિ, અનન્ય સદા મનિ રાખજી. ૮૪

---

अनुग्रहाय मायाई मार्गं त्रिशं दिशो न यन ॥
શ્રીમદ્ ભાગવત... ૪૯ માટે.

પરમહંસવત્ સ્થિતિપણામાં, રહે ન દેહનું ભાનજી;
વર્ણાશ્રમ જાતિ ભેદ રહે નહિ, પરબ્રહ્મે સંલગ્ન રહે તાનજી. ૮૫
એક અચલાશ્રિત વિશુદ્ધ દૃષ્ટિ, સર્વોત્તમ ભાવથી પ્રીતજી;
શુદ્ધદ્વૈત પરમાત્મદર્શીની, વિલક્ષણ હોય રીતજી. ૮૬
બ્રહ્મવિદ્યાનું બીજ રોપીને, સિંચન કરતા જાયજી,
ક્રમક્રમથી અધિકારી પાત્રપણું, કરીને રાજી થાયજી. ૮૭
વિવિધ દાનમાં બ્રહ્મવિદ્યા સમ, કોઈ કદિ નહિ આવેજી;
જાણી મુમુક્ષુને તે આપે, જ્ઞાન ભક્તિ બીજને વાવેજી. ૮૮
નિત્ય પ્રતિ સિંચિ વૃદ્ધિ કરીને, દાખે ધર્મ તત્ત્વ સાક્ષાતજી;
અનાયાસ પ્રાપ્ત થાય તે, હરિ અર્થે જોડતા ખ્યાતજી. ૮૯
હાડ ચર્માદિ વેષ્ટિત તનને, નમન કરે જન જેહજી;
તેને કહેતા સર્વાંતર રમતા, વંદન કરો સૌ તેહજી. ૯૦
જોવા સુણવા અનુભવવાને, યોગ્ય પદારથ એકજી;
પુરુષોત્તમ પરબ્રહ્મ સનાતન, તેનો ટેક વિવેકજી. ૯૧
રુધિરમાંસાદિ અશુદ્ધ વસ્તુથી, ભરિયો ગંદો દેહજી;
તેહ વિચારી કામદૃષ્ટિથી, ન જોવું, ન રાખવો નેહજી. ૯૨
કૌવા કેરુ તે છે ભોજન, વળી મળ મૂત્રના કુંડજી;
તેમાં ડબકાં ખાવા ધાય છે, જેમ આળોટે ભુંડજી. ૯૩
મહાત્માના ચિત્તની વૃત્તિમાં, સહેજે રહે ચાર પ્રકારજી;
મુમુક્ષુ જનથી મિત્રતા રાખે, સુખીઆ પેખી સુખ નિરધારજી. ૯૪
દુઃખીઆ પ્રત્યે કરુણા કરતા, પાપીશું ઉપેક્ષિત વૃત્તિજી;
મૈત્રી[1] મુદિતા[2] કરુણા[3] ઉપેક્ષા[4], એ રીતે રહે પ્રવૃત્તિજી. ૯૫
સાધુજનોએ પૂજ્યમાન કર્યો, પીડાયમાન કરે દુર્જનજી;
ઉભયમાં સમબુદ્ધિ હોય તે, જીવનમુક્ત કહો જનજી. ૯૬

---

साधुभिः पूज्यमानोऽपि पीड्यमानोऽपि दुर्जनैः ॥
सममेव भवेद्यस्य स जीवनमुक्त उच्यते ॥ કડી ૯૬ માટે

વિષ કરતાં પણ વિષયો બુરા, ઝેર કરે તનુ તે ભંગજી;
જન્મોજન્મને એહ બગાડે, વિષયો બહુ કરે કુઢંગજી. ૯૭
જાણી સાધુ વિષય માત્રનો, સહેજે કરે છે ત્યાગજી;
ક્ષમા[૧] સરલતા[૨] સત્ય[૩] દયા[૪] સંતોષ[૫], રાખે અનુરાગજી. ૯૮
અમૃતવત્ ગણી પાંચ સેવતાં, અખિલ રહે બ્રહ્મભાવજી;
તેણે રાગદ્વેષાદિ દ્વૈત પ્રપંચે, રહે કુભાવજી. ૯૯
જેનું મન સદા સ્થિરતાને, પામ્યું બ્રહ્મ વિચારજી;
તેણે ઘર બેઠાં સર્વ તીર્થે, સ્નાન કર્યું નિરધારજી. ૧૦૦
સકલ દાન તેણે કરી ચૂક્યાં, વળી કર્યા યજ્ઞ અપારજી;
સર્વ દેવોની પૂજા પણ કીધી, વળી કર્યો પિતૃ ઉદ્ધારજી. ૧૦૧
ત્રૈલોક્યે પૂજ્યરૂપ મનાએ, સિદ્ધાંતમુક્તાવલી કહે છે જી;
જ્ઞાનભાવ ભક્તિવંત, તે, મર્મ રહસ્ય લહે છે જી. ૧૦૨
જેહ પુરુષનું સદા સ્થિર મન, તેને તો બલિહારજી;
પણ જે જનની આખા દિવસમાં, સ્થિરવૃત્તિ ક્ષણવારજી. ૧૦૩
તેહતણો પ્રભાવ સમજવા, શિષ્ટ વચન કહી દાખ્યુંજી;
બલિષ્ટ પ્રતાપ પ્રતીતિ થાવા, પ્રમાણ દાખીને ભાખ્યુંજી. ૧૦૪
આશકમાશુકમાંહિ, જેવા રૂપગુણાદિ દેખેજી;
તત્સમ અન્ય કોઈ કદિયે, સ્વપ્ને પણ નાં પેખેજી. ૧૦૫

---

मुक्तिमिच्छसि चेत्तात विषयान्विषवत् त्यज ॥
क्षमार्जवदयातोषसत्यं पीयूषवद्भज ॥
જનકપ્રતિ અષ્ટાવક્રમુનિ વચનમ્. કડી ૯૮-૯૯ માટે.
स्नातं तेन समस्ततीर्थसलीले दत्तापि सर्वावनि-
र्यज्ञानां च कृतं सहस्रमखिला देवाश्च संपूजिताः ॥
संसाराच्च समुद्धृता स्वपितरस्त्रैलोक्यपूज्योप्यसौ-
यस्य ब्रह्मविचारणे क्षणमपि स्थैर्यं मनः प्राप्नुयात् ॥
કડી ૧૦૧-૧૦૨ માટે.

જલમાં મીન, નિદ્રા શીરીતે લેતાં હશે વિચારજી;
મીન જન્મવણુ નવ સમજાયે, તદ્વત્ કરો નિર્ધારજી. ૧૦૬
જતું મન જેથી માન્યું, તેને તે રંગે સુખજી;
તેહ વિના તેથી ઉત્તમ મળે તદપિ, સુખ ન દુઃખજી. ૧૦૭
માછલડે જલજીવન માન્યું, પયામૃત તેથી ઉત્તમજી;
તદપિ તેમાં પડે ન જીવે, પાણીને ગણે સર્વોત્તમજી. ૧૦૮
એમ જાણી અન્ય આરાધીને, શ્રદ્ધા કરે ન ભંગજી;
અચલિત શ્રદ્ધા થાવા શુદ્ધિ રૂપે કહે પ્રસંગજી. ૧૦૯
જદપિ સર્વોત્તમ શ્રીજી છે, તદપિ ન દાખે તેહજી;
તેની ભાવના ન તજાવે, તેનો તેમાં વધારે સ્નેહજી. ૧૧૦
ક્રમે ક્રમે અધિકારી કરવા, તારતમ્યતા દાખેજી;
અંતે તે સત્પાત્ર થયેથી, ઉત્તમોત્તમતા ભાખેજી. ૧૧૧
પોતાની પ્રશંસા સુણે ન કર્ણે, ચિત્ત ચાહના નહીં રંચજી;
નિત્ય દોષ વિચારે નિજના, ન હોય તેમાં પ્રપંચજી. ૧૧૨
જે પર હરિની કૃપા હોય તે જાણે નિજના દોષજી;
પોતામાં અગણિત દોષ લહીને, તે પર રાખે રોષજી. ૧૧૩
વૃક્ષ સરોવર મેઘ સંત સૌ, પરમારથ કરે કાજજી.
પરોપકારે પ્રીત રહે ઝાઝી, સ્વાર્થ માત્ર પરિત્યાજજી; ૧૧૪
પરમ ઉદારપણું રહે સંતે, સૌને સુખે હોય સુખીજી.
અખિલ પ્રાણીનું હિત જ ઇચ્છે, દુઃખીઆ જોઈ થાયે દુઃખીઆજી ૧૧૫
અન્યના ભલામાં પોતાનું ભલું જાણી, કરે ઉપકારજી;
પોતાની શક્તિ પહોંચ પ્રમાણે, સૌનો કરે સતકારજી. ૧૧૬
પોતા સમ બીજાને લેખી, કરે સર્વનું ઉત્તમજી;
પરમારથને સ્વારથ માને, તે જ સંત સર્વોત્તમજી. ૧૧૭
આત્મવત સારમ પરમારથનો, નહિ કો સ્વારથ રંચજી;
સંકોચ કષ્ટ પરાયો કેરૈ, ન અહંતા મમતાનો પ્રપંચજી, ૧૧૮

પરાઈ પીડ વા દોહેલ જાણી, બીડ ભાંગવા ધાયજી;
અલાભ કષ્ટ હાનિ આપત્તે, સહાય કરવા ચિત્ત ચહાયજી. ૧૧૯
ભૂખ્યા તરસ્યા દુઃખી પ્રાણીની, જાઈને કરે બરદાસજી;
બદલો કીર્તિ ન પ્રકાશે કયારે, લોભ લાલચ ન કદાયજી. ૧૨૦

નિજ કુટુંબને સર્વે પોષે, તેથી રાખે પ્રીતજી;
એટલી અથવા એથી અધિકી, સંત ઉર વૃત્તિ રીતજી. ૧૨૧
પ્રત્યેક પોતાનું સરસું ઇચ્છે, નરસું થવા ન ચહાયજી;
પોતાવત્ સર્વનું ઇચ્છે, તેહ સંત કહેવાયજી. ૧૨૨

બીજાના શ્રેષ્ઠ સ્થાનને લેવા, મનની વૃત્તિ ન જાયજી;
બેઠેલાને બેસડી દૂર કરવા, કરે ન કદિ ઉપાયજી. ૧૨૩
અશુભ અનિષ્ટ અમંગલ પરનું, કરવા ધારે જેહજી;
**"ખાડો ખોદે તેહ જ પડશે"**, સંત મર્મ લહે તેહજી. ૧૨૪

ભગવદીય એણી રીતે વર્તે, પ્રભુજી થાય પ્રસન્નજી;
અભિમાન તજી દાસ દાસ થઈ, રહે દીન પ્રપન્નજી. ૧૨૫
અર્ચા વિગ્રહ વિભવ રૂપે રાખે શ્રદ્ધા જેવીજી;
તેવો ભક્તિભાવ ગુરુસંતે, મતિ સદ્દભાવી એવીજી. ૧૨૬
હરિવત્ હરિભક્તે ન હોય તો, પ્રાકૃત કહાવે ભક્તજી;
કપિલદેવે દેવહૂતિને મર્મ કહી દાખ્યો વ્યક્તજી. ૧૨૭

વળી જનક પ્રતિ નવયોગેશ્વર, તેનો જુઓ સંવાદજી,
અખિલ અંતર્યામી લહી સેવે, પૂર્ણ લહે તે સ્વાદજી. ૧૨૮

---

अर्चायामेव हरये पूजां यः श्रद्धयेहते ॥
न तद्भक्तेषु चान्येषु स भक्तः प्राकृतः स्मृतः ॥४७॥
શ્રીમદ્ ભાગવત. સ્કંધ ૧૧ અ. ૨ શ્લોક ૪૭. જનક પ્રતિ નવ–
યોગેશ્વર વાક્યમ્ (કડી ૧૨૮ માટે)
કડી ૧૨૭ માટે જુઓ શ્રીમદ્ ભાગવત–સ્કંધ ૩ કપિલદેવ વાક્ય.

સર્વ આરાધનમાં શ્રેષ્ઠ કહાવે, પુરુષોત્તમ પ્રભુ આરાધનજી;
તન્મય તદ્રૂપ ભક્ત તદીયનું સમર્થન કરે હરિજનજી. ૧૨૯.
ભગવદ્રૂપ અખિલ જગ પેખે, બ્રહ્મભાવી તે હોયજી;
અખિલ પ્રકારના સર્વે ભાવો, હરિમાં સર્વાત્મક જોયજી. ૧૩૦
માતા કમલા, પિતા જનાર્દન, બંધુ વિષ્ણુ ભક્તજી;
તેને ભુવનત્રય સ્વદેશ ભાસે, હરિશું મતિ આસક્તજી. ૧૩૧

"પંચદશી ગ્રંથે"

શ્રીહરિમૂર્તિમાં જ હરિ માને, અન્યે ન જેનો ચહાવજી:
ભક્તે ભેદ લહ્યાથી, તેને પ્રકટ ન હરિ દરસાવજી. ૧૩૨
વ્યાપક પ્રભુથી પ્રકટ હરિભક્તે, જેનો હોય સદ્ભાવજી;
પરમતર તાદસ્ય ભક્તના સેવનસંગે ધરે ચહાવજી. ૧૩૩
કેવળ એક જ શ્રીહરિ સેવે, ભક્ત ન સેવે જેહજી;
પ્રાકૃતભાવી લહો તેહ જન, દ્વૈતભાવી કહો તેહજી. ૧૩૪
હરિ સેવે હરિજન નાં સેવે, હરિજન જે તરછોડેજી;
સર્વાત્મભાવની સિદ્ધિ ન તેને, પગ પૂજે પણ મસ્તક મોડેજી. ૧૩૫

---

आराधनानां सर्वेषां विष्णोराराधनं परम् ॥
तस्मात्परतरं देवि तदीयानां समर्चनम् ॥ કડી ૧૨૯ માટે
પદ્મપુરાણે ઉત્તર ખંડે શ્રીપાર્વતીજી પ્રતિ શ્રીસદાશિવ વચનમ્
माता च कमलादेवी पितादेवो जनार्दनः ॥
बान्धवा विष्णुभक्ताश्च स्वदेशो भुवनत्रयम् ॥
जगन्माता च प्रकृतिः पुरुषश्च जगत्पिता ॥
गरीयसी त्रिजगतां माता शतगुणैः पितुः ॥
બ્રહ્મવૈવર્ત પુરાણે શ્રીકૃષ્ણ જન્મખંડે શ્રીરાધાકૃષ્ણો સ્થાર પ્રસંગે
वित्तात् पुत्रः प्रियः पुत्रात्पिण्डः पिण્ડाच्चेन्द्रियम् ॥
इन्द्रियाच्च प्रियाः प्राणा: प्राणादात्मापरः प्रियः ॥
એકડી ૧૩૦-૧૩૧ માટે.

ભકતનો ભકત તે પ્રભુનો ભકત છે, ભકતે ભકિત નહિ જેનીજી;
જદપિ પ્રભુશું રતિ હોય પણ, બુદ્ધિ ઉંધી તેનીજી. ૧૩૬
આદિત્ય પુરાણે હરિ ને ગોપી, એકાત્મ કર્યો દર્શાવજી;
દ્વૈત ભાવ નજીને રાખે, નિશ્ચલ એક સદ્‌ભાવજી. ૧૩૭
હરિ ગુરુ ભકત નામ ત્રય તદપિ, એકાત્મરૂપથી ચહાવજી;
અંતર્યામીને નમતા રહે, હરિ બુદ્ધિથી રાખે ભાવજી. ૧૩૮
વૈષ્ણવજનને નમન નિત્ય કરવું, ભકત સ્મરણ સેવનજી;
અંગ આલાપસહ ભોજન કરવું, સતીને કહ્યુ શિવે વચનજી. ૧૩૯
સદ્‌ગુરુ સંત સેવા કરે પ્રીતે, તન મન ધનથી જેહજી;
તે પર કૃપા હરિની પૂરણ, અંતરંગી હોય તેહજી. ૧૪૦
સર્વોત્કર્ષતા હરિભકતની, ભાખી છે બહુ સ્થાનજી;
સર્વે લખતાં ગ્રંથ વધી જાયે, હરિમગ જને રાખવુ ભાનજી. ૧૪૧
તીવ્રતર ત્યાગી સૌ હરિ અર્પી, કરે વેશાતરનો વિચારજી;
ચતુર્થાશ્રમે તેહ પ્રવેશી, રાખે એક હરિશું પ્યારજી. ૧૪૨
અહંતા મમતા લેશ ન જેને, અન્યાસકિત ન હોયજી;
પ્રભુ પ્રીત્યર્થે સર્વે જોડે, ગૃહી વિરક્ત સમ સોયજી. ૧૪૩
ઉરમાં અંતઃકરણે અંદર, લોકવેદ કુલ ત્યાગીજી;
ઘરમાં કે વનમાં રહે તદપિ, અનાસકિત વૈરાગીજી. ૧૪૪
વેશમાત્ર કર્યાથી સમ્યક્, ત્યાગી ન કહેવાયજી;
વેશપણાવત્ ધર્મ લક્ષણે, અંતે મહાપદે જાયજી. ૧૪૫

---

ये मे भक्तजनाः पार्थ न मे भक्ताश्च ते जनाः ॥
मद्भक्तानां च ये भक्ता मम भक्तास्तु ते नराः ॥
કડી ૧૩૭ માટે. આદિ પુરાણે (બ્રહ્મ પુરાણે) અર્જુનપ્રતિ શ્રીકૃષ્ણવચનમ્.
वैष्णवं नम हे देवि वैष्णवं स्मर पार्वती॥
वैष्णवेन सहालापं स्नेहतः कुरु हे शिवे ॥ કડી. ૧૩૯ માટે.
હરિભકતચન્દ્રિકા ગ્રંથે શ્રીપાર્વતીપ્રતિ સદાશિવવાકયમ્.

લૌકિક અલૌકિક સુખો ન ચહાયે, ન રહે દેહનું ભાનજી;
પરવશતાએ રહે ન જેને, કાંઈ અનુસંધાનજી. ૧૪૬
આપોઆપ છૂટે અણધારે, સર્વ તરેહના ધર્મજી;
પરમહંસ ગતિ સ્થિતિયે, ન લહે સાધક બાધક મર્મજી. ૧૪૭
એ મતિમાં પ્રેરક પ્રભુ રહે છે નિજ ઇચ્છાવત દોરેજી;
વ્યસનાસક્તિની રટ રટ રહે, સહજે હરિને જોરેજી. ૧૪૮
બાણી સંભાષણ અન્યથા, કોઈ કરે ન સુણે કાંઈજી;
એહ દશા રહે તદીય ભક્તની, પડી તે પર હરિની ઝાંઈજી. ૧૪૯
અલૌકિક દ્રષ્ટિ શ્રીજી કરે છે, ત્યારે થાય દર્શનજી;
આનંદરસ સાગરે પછી બૂડે, રસિક રસે રહે પ્રસન્નજી. ૧૫૦
રસિક રસે બીજી કથા કહે, તે સત્ય ગુણામૃત પાનજી.
સત્યામૃત રસસાગર શ્રીજી, તેનું કરાવે પાનજી. ૧૫૧
પાન કરાવી પોતે પણ પીતા, રસે કદી ન ધરાયજી;
તૃપ્તિ ન માને અધિક રસ ચાહે, મહારસમાં તે ઠરાયજી. ૧૫૨
સમાનશીલ પાત્રે કથા રસ ખીલે, રસાસ્વાદન હોયજી;
પ્રકટ કથા હ્લાદમકરૂપે, રસ સુચવની જોયજી. ૧૫૩
જાણની આગળ અજાણ થઈને, તત્ત્વને લેવું તાણીજી;
તે થાય અગ્નિ ત્યારે સહી, શીતળ પોતે થાય જેમ પાણીજી. ૧૫૪
હરિહિત સુખ વાત્સલ્ય ભાવ કૃતિ વૃત્તિ રહે સદાયજી;
તેને વિધિ નિષેધ કે બાધક, દોષ ન લાગે કદાયજી. ૧૫૫
ધન મેળવવું ધર્મને કાજે, રુડો કરવો ઉપયોગજી;
અહંતા મમતા આસક્તિ ન રાખે, હરિને અર્પી કરે ભોગજી. ૧૫૬

---

કડી ૧૫૬ માટે. મહાત્મા અષ્ટાવક્ર વચન સુધી જુઓ.
धन च धर्मैकफलं यतो वै ज्ञानं सविज्ञानमनुप्रशान्ति ॥
गृहेषु युंजन्ति कलेवरस्य मृत्युं न पश्यन्ति दुरंतवीर्यम् ॥
શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧૧ અ. ૫

પર્મ ધર્મ તો તેને જાણો, પ્રભુ પ્રસન્ન જે વાતજી;
લાજ સંકોચ મર્યાદ તજીને, અનુસરવું દિનરાતજી. ૧૫૭
સર્વ ઉપર રહે સહજે કૃપાળુ, દ્રોહ ન કરે કો કાળજી;
કદિ કો અપરાધ કરે તે સહી, ક્ષમાએ દયાળજી. ૧૫૮
કદિ કો રોષ કે ક્રોધ કરે, વા કટુ દુર્વચન આલાપેજી;
કદિ ન તેનું બહુ ચિંતવે, પ્રત્યુત્તરે તે ન સંતાપેજી. ૧૫૯
ઉદ્વેગ રહિત મધુરી વદી વાણી, તેને શાન્તિ કરાવેજી;
સત્ય પ્રિય હિતકર દે શિક્ષા, શાંતિ પદે ઠરાવેજી. ૧૬૦
અન્યજનોને ઉપદ્રવ કરશે, તે નિજનું કરશે અહિતજી;
એવી દયા વિચારે તે પર, દુષ્ટનું પણ તાકે હિતજી. ૧૬૧
સદા સાચો રહે હરિગુરુ સંતે, નિર્મળ સૌ પ્રતિ સદ્ભાવજી;
હરિ સંબંધે સૌ પર સમદૃષ્ટિ, કદિ ન રાખે કુભાવજી. ૧૬૨
શત્રુતા રાખે તો પણ તે પર ન કરે કદિ કભાવજી;
નિજાત્મા સમ સુહૃદ બંધુવત્, તેથી રાખે ભાવજી. ૧૬૩
અખિલ પ્રાણીમાં આત્મભાવથી, સદા રહે સમદૃષ્ટિજી;
ક્રીડાભાંડ હરિનું પેખે, જક્તમાંહેની સૃષ્ટિજી. ૧૬૪

---

भूतैः पञ्चभिरारब्धे देहे देह्यबुधोऽसकृत् ॥
अहं ममेत्यसद्ग्राहः करोति कुमतिर्मतिम् ॥२९॥
શ્રીમદ્ ભાગવત સ્કંધ ૩ અ. ૩૧ શ્લોક ૨૯
यदा नाहं तदामोक्षो यदाहं बन्धनं तदा ॥ इति वाक्यात्
अहं कर्तेत्यहंमान महाकृष्णाहिदंशितः ॥
नाहं कर्तेऽति विश्वासामृतं पीत्वा सुखी भव ॥
મહાત્મા અષ્ટાવક્ર વચનમ્.
क्रीडार्थमात्मन इदं त्रिजगत्कृतं ते स्वाम्यं तु तत्र
कुधियोऽपर ईश कुर्युः ॥ શ્રીમદ્ભાગવત ૮ સ્કંધ, ૨૨ અ.
૨૦ શ્લોક, વિન્ધ્યાવલી વચનમ્. કડી ૧૬૪ માટે.

સર્વ આ નિશ્ચે હરિનાં રૂપ છે, દેહભાવે નાં જોયજી;
તત્ત્વે કરી સૌ સત્ય નિત્ય છે, મિથ્યાની ભ્રાંતિ ખોયજી. ૧૬૫
સ્થુલરૂપ ને સૂક્ષ્માકૃતિ એ, પ્રકટ ન ભાસે કોયજી;
તિરોધાનથી નાશ ન માને, ઉદય અસ્તવત્ હોયજી. ૧૬૬
સૂર્યચંદ્રાદિ અસ્ત થયાથી, કહાવે નહિ તે નાશજી;
આવિર્ભાવ તિરોભાવ છે, સત્ય તત્ત્વ અવિનાશજી. ૧૬૭
નાશ ન કહે અનિત્ય દેહાદિ, જાણી કરે ન આસક્તિજી;
અહંતા મમતા મોહ તજવાને, નાશરૂપ કહી વ્યક્તિજી. ૧૬૮
તત્ત્વે કરીને સકળ પદારથ, લય થઈ હરિમાં જાયજી;
અસ્તિરૂપે સર્વે તત્ત્વો, લીન થઈ રહે સદાયજી. ૧૬૯
વિદ્યામાન સૌ હતો ઉપસ્કર, વિશ્વરૂપ હરિમાંહેજી;
તેજ પદારથ પ્રકટ કરે નહિ, તત્ત્વનાશ નહિ ક્યાંહેજી. ૧૭૦
ઉષ્ણકાળમાં વિવિધ તૃણાંકુર, સ્પષ્ટ ન દરશે કોયજી;
તદપિ સૂક્ષ્મપણે રહે ભૂમિમાં, વૃષ્ટિકાળે સૌ જોયજી. ૧૭૧
જડ મૂળ બીજ જો નાશ હોત તો, વર્ષાવે ઉગે કેમજી;
પણ સૂક્ષ્મ રૂપે રહ્યાં ધરણીમાં, વર્ષામાં પ્રકટે એમજી. ૧૭૨
તત્ત્વરૂપ હરિ કોથી ન ન્યારા, સંસમ સદાએ હોયજી;
સત્ય નિત્ય સંબંધપણાથી, સત્યરૂપ સૌ જોયજી. ૧૭૩
અશુચિજલ ગંગામાં ભળતાં, ગંગરૂપ જણાયજી,
ગંગોદકથી ભિન્નપણાએ, અપવિત્ર ગણાયજી. ૧૭૪

---

सर्वभूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥४५॥
શ્રીમદ્ભાગવત ૧૧ સ્કંધ, ૨ અ. ૪૫ શ્લોક. કડી ૧૬૫ માટે.
सदेतदक्षयं नित्यं जगन्मुनिवराखिलम् ।
आविर्भावतिरोभाव जन्मनाश विकल्पयेत् ॥
શ્રીવિષ્ણુપુરાણે. કડીઓ ૧૬૬–૧૬૭ માટે.
ब्रह्मामृतं जगत्सत्यं ॥ બૃહદારણ્યકોપનિષદ્ શ્રુતિ. કડી ૧૬૮ માટે.

એમ પંચતત્ત્વ દેહ રહે તદપિ, ચૈતન્ય વગર સૌ શૂન્યજી;
આતમતત્ત્વ ચૈતન્ય યોગથી, જીવાત્મા દેહી ન ન્યૂનજી. ૧૭૫
સત્ય પુરુષ કયમ કરે અસત્કૃતિ? જેમાંથી પ્રકટે જેહજી;
તે તદ્વત્ છે રૂપ તેનું, કયમ અસત્ય કહાવે એહજી? ૧૭૬
જગ સુખાર્થ સૌ હરિ પ્રકટાવે, નિષ્ફલ કૃતિ ન કોયજી;
અનુભવિયા વિજ્ઞાની માને, બ્રહ્મથી પૃથક ન હોયજી. ૧૭૭
ભિન્ન લહેથી આવે દ્વૈતતા, શુદ્ધાદ્વૈત હોય ભંગજી;
હરિમાં જગત ને જકતમાં હરિ, સંલગ્ન લહો હરિસંગજી. ૧૭૮
આ સર્વ થયું ને થશે સર્વ તે, બ્રહ્મરૂપ નિર્ધારજી;
ભૂત ભવિષ્ય ને વર્તમાન, સૌ કાળે બ્રહ્મનાં રૂપ અપારજી. ૧૭૯
તત્ત્વે કરીને વસ્તુ નાશ નહિ, રૂપાકૃતિ બદલાયજી;
આદ્ય મધ્ય અંતે તે સાથે, ઉપનિષદમાં ગાયજી. ૧૮૦
કનક મૃદાના ભૂષણ પાત્રે, તત્ત્વ તો જેમનું તેમજી;
માટે તત્ત્વ તે નિત્ય ગણાએ, તત્ત્વે નાશ કહો કેમજી! ૧૮૧
પક્ષ ગ્રહી આગ્રહી થઈને, પોતાનું જ ગણે સાચુંજી;
અન્યનું સાચું મને ન માને, તેનું જ્ઞાન છે કાચુંજી. ૧૮૨
મારૂં જ સાચું, અન્યનું કાચું, મૃષા લહી ત્યાગે જેહજી;
તેને સત્ય હાથ નહિ આવે, રહેશે ઉર સંદેહજી. ૧૮૩
"સંશયાત્મા વિનશ્યતિ", એ ભગવદ્ગીતા વાણીજી;
સાચું જ્યાં તે સૌ છે મારૂં, તેની મતિ અતિ શાણીજી. ૧૮૪
સમગ્ર વેદથી અણ પણ વિપરિત, અર્થ કરે જન જેહજી;
વળી દ્વૈતબુદ્ધિ રાખે તો, ભયને પામશે તેહજી. ૧૮૫

---

प्रपञ्चो भगवत्कार्यः तद्देहेक तदात्मका ॥ કડી ૧૭૬ માટે.
एकं रूपं बहुधा यः करोति ॥इति श्रुते ॥
हरिरेव जगज्जगदेवहरिः ॥ કડી ૧૭૮ માટે
पुरुष एव इदं सर्वं यत् भूतं यच्च भाव्यं ॥ કડી ૧૭૯ માટે.

દ્વિધા વચનતી એક વાક્યતા કરતાં, સાંપડે સારજી;
બાગ ત્યાગ કરી ખંડન કરતાં, નિશ્ચે પામશે હારજી. ૧૮૬
જેમ નિર્ગુણ સગુણ રૂપ બ્રહ્મ છે, તત્ત્વે ન ન્યારું કોયજી;
વેદાર્થ રહસ્યને જાણે, તે જન એકાત્મરૂપ લહે સોયજી. ૧૮૭
નિરાકાર સાકાર બ્રહ્મનો, એહજ રીતે ન્યાયજી;
માયિકવંત નહિ રૂપ બ્રહ્મનું, અપ્રાકૃત વપુ મનાયજી. ૧૮૮
અખિલરૂપને પ્રભુ ધરે છે, જ્યાં ત્યાં કાર્ય અનુસારજી;
તદ્‌વત્ લીલાકૃતિ દાખે તે, સૌ બ્રહ્મરૂપ નિરધારજી. ૧૮૯
વેશધારી[1] નટવા[2] બહુરૂપી[3] રાસધારી[4] ભવૈયાજી[5];
વિવિધ નામ રૂપકૃતિ દાખે, જાણુભેદુ લહે પરખૈયાજી. ૧૯૦
કો સમે નર[1] વા નારી[2] થાયે, કો સમે તે બ્રહ્મચારીજી;[3]
બટુક[4] ત્રિવિક્રમ ગૃહી[5] ત્યાગી,[6], ઇત્યાદિ સ્વેચ્છાચારીજી. ૧૯૧
મચ્છ કચ્છ વરાહ મોહની, આદિ ધરે અવતારજી;
સૌમાં તત્ત્વે રૂપ બ્રહ્મનું, વિદ્વાને જણાય અપારજી. ૧૯૨
કો વેળ વૃદ્ધ બ્રાહ્મણ અથવા, ત્રિદંડી રૂપજી;
કો સમે કુમારિકાદિકરૂપ ને વિવિધ ધરે અકળ અનૂપજી. ૧૯૩

---

अपाणिपादो जवनो ग्रहिता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ॥
શ્વેતાશ્વેતરા પનિષદે અ. ૩ મં ૧૯
"आनन्दमात्र करपादमुखोदरादिः" ઇતિશ્રુતે.
કડીઓ ૧૮૭–૧૮૮ માટે
त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमारो उत वा कुमारी ॥
त्वं जीर्णो दण्डेन वञ्चसि त्वं जातो भवसि विश्वतोमुखः ॥
અથર્વકાંડ ૧૦ અ. ૪, ૨૭ કડી ૧૯૧થી ૧૯૩ માટે
मल्लानामशनिर्नृणां नरवरः स्त्रीणां स्मरो मूर्तिमान् ।
गोपानां स्वजनोऽसतां क्षितिभुजां शास्ता स्वपित्रोः शिशुः ॥
मृत्युर्भोजपतेर्विराडविदुषां तत्त्वं परं योगिनाम् ।

કંસ રંગ ભૂમિને અખાડે, તેમ જ મંડલીક સભાયજી;
એક જ સમયે વિવિધ ભાવવત, દર્શ્યા વિવિધ રાયજી. ૧૯૪
એક જ તત્ત્વે વિવિધ પ્રકારે, દર્શન બહુવિધ આપીજી;
સર્વોપનિષદ કે ભાગવત પેખી, ભ્રાંત બુદ્ધિને કાપીજી. ૧૯૫
શ્રેષ્ઠાધિકારી વિજ્ઞાનીજન, સૌ રૂપમાં જુએ એમજી;
સૌના કારણરૂપ પુરુષોત્તમ, જાણી ભજે હોય ક્ષેમજી. ૧૯૬
એણે પુણ્યપાપથી રહિત થવાયે, બ્રહ્મભાવને પામેજી;
તૃતીય મુંડકોપનિષદ શ્રુતિપેખો, બ્રહ્મમય થયે વિરામેજી. ૧૯૭
અક્ષરાતીત સ્વયં પુરુષોત્તમ, અક્ષર તેનું ધામજી,
અક્ષરથી ઉત્પત્તિ સ્થિતિ લય, વિશ્વની સૃષ્ટિ તમામજી. ૧૯૮
પર્મપુરુષ પરબ્રહ્મ પરાત્પર, તે લહે બ્રહ્મવિદ જનજી;
બ્રહ્મમય થાતાં બ્રહ્મરૂપ, તે વિમુક્ત સંલગ્ન પ્રપન્નજી. ૧૯૯
શોક પાપાદિ રહે ન તેને, ગુહા ગ્રંથી હોય છેદજી;
સત્યામૃતરૂપપણાને પામે, રહે ન કોઈ ખેદજી. ૨૦૦
દૈવી સુલક્ષણા બ્રાહ્મણાદિ, શ્રેષ્ઠનો કરે ઉદ્ધારજી,
મોટમતા તેણે નહિ હોય, શ્રેષ્ઠ સ્વા થઈ નિસ્તારજી. ૨૦૧

---

वृष्णीनां परदैवतेऽति विदितो रंग गत साग्रज. ॥
શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧૦ અ. ૪૩. કડી ૧૯૪ માટે

यदापश्यः पश्यतेरुक्मवर्णं कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिं ॥ तदा
विद्वान्पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यमुपैति ॥३॥
તૃતીય મુંડકોપનિષદે ખંડ ૧. કડી. ૧૯૫ થી ૧૯૭ માટે.

यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति
यत्प्रयन्त्यभिसंविशन्ति ॥ ઇત્યાદિ શ્રુતો. કડી ૧૯૮ માટે.

स यो ह वै तत्परमं ब्रह्मविद् ब्रह्मैव भवति ॥ तरति शोकं तरति
पाप्मानं गुहाग्रन्थिभ्यो विमुक्तोऽमृतो भवति ॥९॥
અથર્વ વેદોક્ત મુંડકોપનિષદે તૃતીયમુંડકે દ્વિતીયખંડે
કડી. ૧૯૯ ને ૨૦૦ માટે.

હીરા કંચનને ગ્રહણ કરે સૌ, પત્થરનો ન કરે સ્વીકારજી;
પત્થરને હીરા સમ કરતા, વિરલ ગુરુ સંસારજી. ૨૦૨
ઉત્તમને શ્રેષ્ઠોત્તમ કરવો, એમાં શું આશ્ચર્યજી;
પણ અધમાધમને ઉત્તમ કરવા, એ જ શ્રેષ્ઠ સુકાર્યજી. ૨૦૩
પંકે ખૂંત્યો નિજ બલ કાગથી, નીકળી નવ શકાયજી;
તેનો હાથ ધરી ઉપર કાઢે, એણે ઉત્તમ પંકાયજી. ૨૦૪
લોહ કંચન પારસ મણિ યોગે, સહ સ્પર્શતા માત્રજી;
ત્યમ ચર્ણ સ્પર્શથી વિમલ કરે છે, નખશીખ સર્વ ગાત્રજી. ૨૦૫
સ્પર્શમણિના સંગે કરીને, કંચન થાય તરવારજી;
તદપિ ત્રણ પલટાયે નાં, મારર[1] ધારર[2] આકારજી[3]. ૨૦૬
વળી પોતા સમ તેહ કરે નહિ, ન્યૂનતા એ દેખાયજી,
હરિજન સદ્‌ગુરુ નિજથી પણ અધિકાપણું લેખાયજી. ૨૦૭
જ્ઞાન રહિત સદ્‌ભાવ ન જાણે, ન ભાવ વિના વિજ્ઞાનજી,
પરા ભક્તિ ભાવ ગમ્ય છે, રહે અનુભવી તે રસતાનજી. ૨૦૮
સ્વામિ સેવક ભાવે ભક્તિ, રતિ યુક્ત હરિ સેવાજી;
અંશાશી સંબંધ લહીને કરતાં, રીઝે હરિ દેવાજી. ૨૦૯
ભક્તિની મુક્તિ છે દાસી, વિજ્ઞાને મળે છે મુક્તિજી;
હરિ સેવા તજી ભક્ત ન ઇચ્છે, દઢતર રહે ત્યાં આસક્તિજી. ૨૧૦

---

सालोक्य (सायुज्य) सार्ष्टिसामीप्य सारूप्यैकत्वमप्युत ॥
दीयमानं न गृह्णन्ति विनामत्सेवनं जनाः ॥१॥
स्वामित्वेन हरित्व तु सेवकत्वेन भावयेत् ॥
लौकिकं वैदिकं चा(वा)पि विदध्याद्भक्तिसिद्धये ॥
मत्सेवायां प्रतीतं च सालोक्यादि चतुष्टयम् ॥
नेच्छन्ति सेवया पूर्णा- कुतोऽन्यत्काल विप्लुतम् ॥
શ્રીમદ્ ભાગવત સ્કંધ ૩
मुक्तिर्दासी ददौ तुभ्यम्—પાદ્મોત્તરખંડે ભાગવત મહાત્મ્યે.
धर्मार्थकामैः किं तस्य मुक्तिस्तस्य करे स्थिता ॥
समस्तजगतां मूले यस्य भक्तिः स्थिराप्यपि ॥
૨ કડીઓ ૨૦૯ ને ૨૧૦ માટે

હરિ સંબંધ અર્થ ઉપયોગી જાણી, સ્ત્રી પુત્રાદિ પ્રતિ ભાવજી,
હરિ સેનામા સહાય ન હોયે, તેશું નહિ મનથી ચહાયજી ૨૧૧
સમગ્ર પ્રાણીને હિતે તત્પર, સૌ પર કરે ઉપકારજી,
માયિક રસ વિષયે ન કૃતિ જેની, હરિવણ નહિ કર્યો પ્યારજી. ૨૧૨
ઇન્દ્રિ જીતી મન મૃદુ રાખે, જુવે ન કોના દોષજી,
પોતાના અવગુણો પેખે, તે જન છે ગુણ કોષજી. ૨૧૩
એમ ભાવના કુતર્ક બુદ્ધિ, વિપરીતની ના રાખેજી,
સત્ય સ્પષ્ટ હિતકર મૃદુ વાણી, ઉદ્વેગ રહિતની ભાખેજી ૨૧૪
અન્યાશ્રય ત્યાગે અસમર્પિત છોડે, પ્રસાદનો કરે અંગીકારજી,
આળસ નિદ્રા પ્રમાદ રોગાદિ ન થાય, માટે કરે મિતાહારજી ૨૧૫
મહાપ્રસાદ લે ભાગ્ય માનીને, ઘણો લીધે બાધક થાયજી,
જાણી ક્ષુધા રુચિ અનુસારે લીધે ન થાય અંતરાયજી ૨૧૬
વિના વિચારે જ્યાં ત્યાંનું કરે, ન ખાન પાનજી,
ધર્મ વિચારી વિહિત લેવાને, રાખે સદા ઉર ભાનજી ૨૧૭
ઇન્દ્રિ મનવૃત્તિ જીતી લે, સદા રહે સાવધાનજી,
સૌ કારજમા મન હરિ ચરણે, રાખે હોય ન હાનજી. ૨૧૮
બહિર્મુખથી બીહીતા રહીને, ન કરે કદિ કુસંગજી,
સમાગમ સમ ઉત્તમ ભાવીનો, નિત્ય કરે સત્સંગજી ૨૧૯
કામાદિ ષડ્ રિપુને જીતી, ચિત્ત ચિંતન હરિમાંહે
જેણે અવિદ્યા ઉર ના પેસે, તો બાધક રહે ન કયાંહેજી ૨૨૦
મહદ ભક્તના ચરણરેણુને, વંદે વારંવારજી,
ભગવદીયની અવગણના ન કરે, ન કરે દ્રોહ અપરાધજી,
દ્વેષ ઈર્ષ્યા કે નિંદાદિ કરતા, જાણો મોટો બાધજી ૨૨૧
ઉત્તમ ભગવદીય જ્યાં ત્યાં કહિયે લેશ ન રાખે દ્વેષજી;
ભગવદીયની કહાણી વિચારી, કરે અંગીકૃત પ્રભુ સ્પષ્ટજી ૨૨૨
હરિ અર્થ સંબંધ વિનાની, કરે ઉપેક્ષા જેહજી,
હરિ ઉપયોગમાંહે અપક્ષિત સંત શિરોમણી તેહજી ૨૨૩
નિજાત્મા સંગ રમણ કરીને, તેથી જ રાખે પ્રીતજી,
દેહતણી સ્ફુરણા હૃદિ ન રહે, ભિંત સ્થાનવત્ લહે તનુ રીતજી ૨૨૪

લીંપે ધોળે રંગે, અથવા ડાઘાદિ પાડે કોયજી;
તદપિ રૂપે રૂસે નહિ તે, ભક્ત સૌ સમપર્ણું જોયજી. ૨૨૫
ચંદન અક્ષત કદિ કો કરતા, અથવા ભભૂત લગાવેજી;
માનાપમાને રીઝે ન ખીજે, રાખે ચિત્ત સમભાવેજી. ૨૨૬
આત્મારામી નિજાનંદમાં મગ્ન, મદાએ રહેછેજી;
હાનિલાભ સુખદુઃખ સમ માને, અનંત મર્મ લહેછેજી. ૨૨૭
ઇત્યાદિ સુલક્ષણે કરીને, ભગવદીય જન પ્રીછાયજી;
સુસંગ કરી નિત્ય નિત્યવાથી, હરિરસરંગે ભીંજાયજી. ૨૨૮
વિવિધ અનેક રસોની વૃષ્ટિ, સંતસમાગમ જ્યાંહિજી;
બહુવિધ ભાન રહે હરિજનમાં, પ્રકટે સુસંગની માંહિજી. ૨૨૯
ઉત્તમ ભગવદીય સંગ સમાજે, નિધે હરિ પધારેજી;
સકલ ભગવદીય સહિત વિરાજી, દેઈ કૃપાદાન સધારેજી. ૨૩૦
પુરુષોત્તમને રીઝવે પ્રેમે, રહે દિન વાત્સલ્ય વિચારજી;
કેવળ શ્રીહરિનું સુખ ચાહે, નહિ સ્વાર્થ લગારજી. ૨૩૧
પ્રીતમ પ્રીત થકી જ પમાયે, સાધનનું ન રાખે ગુમાનજી,
રૂપ ગુણ શીલ સ્વભાવ કેરું, રાખે નહિ અભિમાનજી. ૨૩૨
દૈન્યભાવ અંતરમાં પૂરો, હરિ સેવે પૂરી પ્રીતજી;
હરિ ગુરુ વૈષ્ણવ સંગ સેવને, લહે પ્રીતની રીતજી. ૨૩૩
સર્વાત્મભાવ એણે ઉપજે છે, પ્રપન્ન હરિ પરાયણજી;
જીવ સમુહનું અયન સ્થાન છે, એ જ એક નારાયણજી. ૨૩૪
પૂરણ ભૂખો ઉભય ધરાએલો, ભોજન કરીને કોયજી;
તેને ભોજન શ્રેષ્ઠ લેવાનું, આગ્રહ કો કરતો હોયજી; ૨૩૫
તદપિ કાંઈ રુચિ નાં ઉપજે, ક્ષુધાતૃષા વણ લેશજી;
આપ્તકામી જે હરિજન હોયે, તેનો હોય એમ વેશજી. ૨૩૬

"आपो नारा इति प्रोक्ता आपो वै नर सूनवः"
શ્રીમદ્ભાગવત કડી ૨૩૪, માટે.

એવા જનને ઉદ્દેશીને કોઈ કહે છે એમજી;
એવાને ભોજન શું કરાવો? તાડે ખેદ કરે તે તેમજી. ૨૩૭
કૃતઘ્નીપણું નહિ કોથી કદિયે, કરે પ્રત્યુપકારજી;
અહંમમતા કોપર નહિ કયારે, સર્વાત્મભાવથી પ્યારજી. ૨૩૮
શુભ ઇચ્છે તે અખિલ પ્રાણીનું, તો દ્રોહી દ્વેષી હોય કેમજી?;
અખિલ અંતર્યામિ પેખીને, ઇચ્છે સૌનું ક્ષેમજી. ૨૩૯
હરિ ભોગાર્થે નિજ સુખ સ્વાર્થ, સર્વ કરે છે ત્યાગજી;
હરિ સંબંધવણ કોઈ પદાર્થે, કદા નહિ અનુરાગજી. ૨૪૦
શ્રીહરિની પ્રાપ્તિ હોય જેણે, એવા અર્થને કાજજી;
જે જે કૃતિયો થાય સર્વ તે, હેતુ સકામિક સાજજી. ૨૪૧
શ્રીપ્રાણનાથનું સુખ હિત થાવા, રાખે સદા ઉમંગજી;
શ્રીહરિનો પુરુષાર્થ સાધવા, જેને ઉર રતિરંગજી. ૨૪૨
પ્રીતમે લોભાય લુબ્ધપણાથી, ભૃંગ કમલમાં જેમજી;
પ્રાણાધિકપ્રિય સ્નેહ પદાર્થ, અનન્ય તાન રહે એમજી. ૨૪૩
પ્રેમ પ્રેમ કહીને, ભૂંગળ ફૂંકે દિનને રાતજી;
તેણે કરી કાંઈ પ્રેમી ન કહાવે, પડે ન અન્યપર ભાતજી. ૨૪૪
લૌકિક રીત તો છાયામાત્ર છે, અલૌકિકનું અનુમાનજી;
આવેશિન થઈ પ્રેમ પ્રવેશે ત્યારે, ન પ્રકટ ગુણગાનજી ૨૪૫
મુગા ગુંગાવત્ કહે શી રીતે, ભુકત્યો મુખ્યો ન વદાયજી;
વિશુદ્ધ સ્નેહી વિરહી ભક્તો, લાજે વદતાં કહાયજી. ૨૪૬
ધનવંત ધન પોતાનું ન કહે, ઓછાપણું ત્યાં ભાખેજી;
નવ વાતો ગુપ્ત રહેયાં શોભા, એ ગતિયે પ્રેમરસ ચાખેજી. ૨૪૭
કામકેલિલીલા રમણરસ, શુકે વર્ણી જેહજી;
જયદેવે કહ્યો અષ્ટપદીમાં, વળી મહેતે ગાયો તેહજી. ૨૪૮

---

आत्मवित्तं गृहच्छिद्रं मान मंत्रं च भेषजम् ॥
दान मानं अपमानं च नव गुप्तानि कारयेत् ॥ કડી ૨૪૭ માટે.

તન્મય તદ્રૂપ રસાવેશથી, અષ્ટસખાએ એમજી;
નજરે દીઠી લીલા ગાઈ, એ જ વિશુદ્ધ છે પ્રેમજી. ૨૪૯
અન્ય વર્ણ્યું તે રસાભાસ છે, રસાવેશી નહિ એહજી;
અનિર્વચનીય રસ લોકોત્તરનો, અનુભવથી લહે તેહજી. ૨૫૦
ગ્રંથે કથી સુણી મથીને, કલ્પે છાયામાત્રજી;
રસાવેશ નહિ, રસાભાસ ત્યાં, નહિ વિશુદ્ધ તે પાત્રજી. ૨૫૧
પાત્રાનુસારે પ્રેમરસ જામે, ક્યાં ઉચ્છલિત હરસાયજી;
સ્થિર સ્થાયી ઠરી રહ્યા વત, પૂર્ણ નહિ સરસાયજી. ૨૫૨
મહાશિવ શુકજી આદિ મોટા જાણે માણે જેવુંજી;
તેઓથી પણ નાં પૂર્ણ વદાયે, યથાર્થ માણ્યું તેવુંજી. ૨૫૩
બ્રહ્માનંદ રસ અનુભવીઆ, સૌ જ્ઞાન પ્રમાણે માણીજી;
માટે મહંતે તારતમ્યથી કાવ્યે કથ્યું પ્રમાણીજી. ૨૫૪
" એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુકદેવ યોગી રે;
કાંઇ એક જાણે વ્રજની વનિતા, શું જાણે નરસૈંયો ભોગી રે". •
મર્યાદામાર્ગે બ્રહ્મભાવ, ને પુષ્ટિ સર્વોત્તમભાવજી;
ભજનાનંદી કૃપાનંદી થયે, અંતે એઈ લ્હાવજી. ૨૫૫
નેત્રે સાત્ત્વિક ભાવ ઉપજે, તે પણ નાં કહેવાયજી;
વહતાં લજ્જા ઉપજે છે મન, કહેતાં કહ્યું ન જાયજી. ૨૫૬
ધૈર્યવાન ધીરજથી રાખે, અધૈર્યે સહ્યો ન જાયજી;
કો સમે આપો આપ પ્રકાશે, બહાર પ્રકટ દરસાયજી. ૨૫૭
માહાત્મ્ય જ્ઞાને સુદૃઢ રતિથી, ઉપજે અધિભાવાત્મકજી;
સર્વોત્તમભાવની સિદ્ધિ ત્યારે, માનસી સેવા વ્યસનાત્મકજી. ૨૫૮

---

माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतो ऽधिकः स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्नचान्यथा ॥ કડી ૨૫૮ માટે
કાંઇએક=સર્વસ્વ (પાઠાંતર) શું જાણે ?=તે માણે. (પાઠાંતર)
વનિતા=ગોપી (પાઠાંતર)

ભાવવૃદ્ધિ એ રસ જામેથી, પ્રકટ થાય રસાત્મકજી
અચલ અટલ ધ્રુવ પુતલીવતની ગતિયે, થાય ફલાત્મકજી. ૨૫૯
જે જેને સર્વસ્વ કરી માને તેની પૂઠળ તે થાયજી;
તેથી મન ન્યારું ન કદાયે, અનન્ય સ્નેહ ઝલકાયજી. ૨૬૦
જેથી વખૂટું પડ્યું સહેવાયે, તે નહિ સાચી પ્રીતજી;
જ્યાં મન ત્યાં જ તનડું, એ તાદાત્મ્યક રીતજી. ૨૬૧
રસસાગર રસિકેશ્વર શ્રીજી, રસમય આનંદકંદજી;
પ્રમ ભક્તિયે પ્રકટ જણાયે, પૂર્ણાનંદ ગોવિંદજી ૨૬૨
પ્રેમભક્તિ ફલમાં રસરૂપે, પરમાનંદ વિરાજેજી;
ભાવાત્મક પ્રકટે છે રસાત્મક, રસિક ભક્તમાં રાજેજી. ૨૬૩
પ્રિયતમ પ્રેમથકીજ પમાયે, પ્રીતની અદ્દભુત રીતજી;
વેદપણ પાર લહે નાં તેનો, અલૌકિક મહારસ પ્રીતજી. ૨૬૪
તન-મન-ધન ખરચ્યું નાં ખટકે, વળી ફૂલ થઈ જાયજી;
તદપિ સ્વપ્ને નેહ ઘટે નહિ, સાચી પ્રીત લહાયજી. ૨૬૫
રસિક રસે નિમગ્ન થએલા, પરમાનંદી ભક્તજી;
સર્વોત્તમભાવથી પ્રેમે ભજતા, નહિ કદિ અન્યાસક્તજી. ૨૬૬
પોતાની રુચિ હોય જેહ પદાર્થ, તે પ્રિય માનીને સમર્પેજી;
સર્વોત્તમ સ્વાદિષ્ટ લહીને, પ્રેમે નિત્યે તે અર્પેજી. ૨૬૭
ભક્તપ્રેમ લહી પ્રભુ આરોગે, પણ હરિરુચિ શેણુ હોયજી;
તેહ મર્મ જાણીને ધરતાં, હરિ સંતોષિત જોયજી. ૨૬૮
પ્રેમોદ્દભવિ પ્રેમ અધિકારી, સીના ન તેની જાણેજી;
તદપિ પ્રેમતણી મિષ્ટતા, અનુભવિયા ઉર માણેજી. ૨૬૯
પોતાની રુચિ હોય નહોયે, તેથી નાં રાખે વિચારજી;
કેવળ હરિહિત સુખદાયી કરે, ઉપજે હરિનો પ્યારજી. ૨૭૦
પ્રેમનું રહસ્ય એ જ એક છે, તદાત્મ્યરૂપ તે હોયજી;
તન્મયતા તદ્દ્રૂપતા થાતાં, પૂર્ણાનંદ રસ જોયજી. ૨૭૧

જાત્યાભ્યંતર ભભક પ્રેમની, સર્વાંગ રતિએ ઝગેજી,
પ્રેમના વિવિધ લહેર-તરંગો, દિવ્યપણાના ગગેજી. ૨૭
લગની સ્નેહ પાવકની જ્વાળા, પ્રેમીજનને લાગેજી,
પ્રેમમાંહે જાદુ અજાયબ, ક્ષણ ક્ષણ અધિકો જાગેજી. ૨૭
પ્રબળ સુદૃઢ પ્રેમની ગ્રંથી, નહિ છોડી છોડાયજી,
પ્રેમનો પાશ પ્રેમીજનથી નહિ તોડ્યો તોડાયજી ૨૭
પ્રેમમાંહે અવગુણ ના આવે, પક્ષપાત કરે પ્રેમીજી,
પ્રેમી વિટંબણુ બહુ વેઠે ને 'પણ' ના મુકે ગ્રહે નેમીજી ૨૭
તન સાથે મન જોડ્યુ રહે, તો તેહજ સાચી પ્રીતજી,
મન ભિન્ન થઈ તનથી, છૂટું, એ હોય વિપરીતજી. ૨૭
પ્રીતતણા વિરોધી હોયે, તેને દુશ્મન સમ જાણેજી,
પ્રેમપોષકમાં હિત-ભાવ રખે, સુહૃદસખા મન આણેજી. ૨૭
પ્રેમપદાર્થ માંહિ, દૂષે બધગી રીત ભીકાશજી,
સ્વાર્થ, અજ્ઞ કે અન્યે થાતાં, સઘજ થાય ખટાશજી. ૨૭
જેમ દૂધમાં ખટાઈ ભળતાં, તતક્ષણ ફાટી જાયજી,
નીરસ સ્વાદ રહિત થયાથી, સ્વાદે પડે ફીકાશજી ૨૭
નીતિ મર્યાદા ન પૂર્ણ પ્રેમમાં, અપૂર્ણ રહે છે નેમજી,
ફાલ્યો ફૂલ્યો ઉમગ્યો રહે, તે કહાવે પૂર્ણ પ્રેમજી. ૨૮૦
પ્રેમ પતંગ દોરી કર, પ્રેમી ઉડાડે આકાશજી,
વધેતો ઝૂલતો ગોથાં ખાતો, આધિન રહે પ્રેમીને પાશજી ૨૮૧
ખેંચતાણ પ્રેમની જેવી, તેવી કૃતિ દર્શાવેજી,
અદ્ધર રહી તે ગગને ઝૂલે, પ્રેમી પ્રીત નિભાવેજી ૨૮૨
કો સમે પોતા પાસે રાખે, કો સમે રાખે દૂરજી
દોરી હસ્તમાં તો તે પાસે, પ્રફુલિત રહે છે ઉરજી ૨૮૩
પ્રેમનું બિન્દુ સ્વલ્પજ હોયે, પણ વધીને ઉભરાયજી,
પૂર્ણ પ્રેમની સીમા ત્યારે, જ્યારે સ્થિર હૃદયે થાયજી. ૨૮૪

છેદે છેદે તોડે તોહે, પ્રેમપાશ ન છૂટેજી;
પ્રેમગ્રંથી છોડી નાં છૂટે, પ્રેમનું બળ નાં ખૂટેજી. ૨૮૫
જ્યારે *પરબ્રહ્મ પુરષોત્તમનાં, દર્શન પ્રકટ જ થાયજી;
તે જ સમે હૃદયની ગ્રંથી, સંશય તૂટી જાયજી. ૨૮૬
કર્મ બંધનનું મૂળ કપાયે, સર્વાનંદી થાયજી;
જ્ઞાનોત્તરની પરાભક્તિથી, પરાત્પર પ્રભુ દરસાયજી. ૨૮૭
પ્રેમબંધનમાં બહુ વિટંબણુ, સહે તોહે ન તજવા ચહાયજી;
સ્નેહીનો ક્ષણાર્ધ વિયોગ, તે પ્રેમે નવ લહેવાયજી. ૨૮૮
તીણી આગ રહે પ્રેમી મળવાને, તેની પ્રતિક્ષણ આશજી;
ઉમંગ આરત અધિક થાયે, અંતરમાં અભિલાશજી. ૨૮૯
લયલા મજનુની લહે પેખી, પ્રેમનું લહો સ્વરૂપજી;
પ્રેમતણું રૂપ ચિત્રાયે નાં, રૂપરેખા અકળ અનૂપજી. ૨૯૦
પ્રેમીજનની પ્રેમની કીર્તિ, અચલ અટલ ન ભૂસાયજી;
પ્રેમરસપાન ન કેવળ મુખથી, અંતરથી ચૂસાયજી. ૨૯૧
પર્મ પ્રેમીજન સંગાતિ, તેનો ચહાયે સંગજી;
જાદુરૂપી પ્રેમ અસરથી, પલટાયે તેના રંગજી. ૨૯૨
પંચ વિષયનો તુચ્છ પ્રેમ તે, બંધનરૂપ જણાયજી;
હાનિ મરણ ને અશ્રેયકારી, અધમ અસાર ગણાયજી. ૨૯૩
નૈસર્ગિક કુદરતી પ્રેમ તે, પ્રભુ પ્રત્યે જોડાયજી;
એક વાર વળગ્યો ના છૂટે, તોડ્યો નાં મોડાયજી. ૨૯૪
એક જ પ્રેમનાં રૂપ વિવિધ બહુ, લૌકિકનો છે બાધકજી;
અલૌકિક પ્રેમ ભવબંધન છોડે, શ્રેયસ્કર છે સાધકજી. ૨૯૫

---

भिद्यते हृदयग्रन्थि छिद्यन्ते सर्वसंशया ॥
क्षीयन्ते सर्वकर्माणि तस्मिन्दृष्टे परावरे ॥
ઋગ્વેદ ઋચા. કડીઓ ૨૮૬–૨૮૭ માટે.* પરાવાર (પાઠાંતર)

વિહિન પ્રેમ આવે મર્યાદિત, પૂર્ણ હોય છે અંતજી;
પ્રેમીનું હૃદય પ્રેમીજન પરખે, શ્રેષ્ટ વિરલા કો સંતજી. ૨૯૬
જારપણાની અઘટિત પ્રીતિ, સ્વાર્થરૂપની હોયજી;
સ્વાર્થ સધાય ત્યાં લગી રહે તે, અસ્થિર ચલિત સૌ જોયજી. ૨૯૭
માહાત્મ્ય જ્ઞાનપૂર્વક ભક્તિથી, સુદૃઢ રતિ ઉર જામેજી;
અજ્ઞાને પૂર્ણ પ્રેમ ન વ્યાપે, વિશુદ્ધ રસે ન વિરામેજી. ૨૯૮
રુચિ ભાવ વહાલ મનોરથે, તૃષ્ણાવંત જે થાયજી,
તેને ક્રમક્રમ પ્રેમપયોધિ, અંતર રસ ઉભરાયજી. ૨૯૯
ઉચ્છલિત ભાવ તે સદા રહે નહિ, શીતળ તાતી થાયજી;
સદા એકરસ પૂર્ણ અખંડિત, સ્થિર ભાવે ઠરી જાયજી. ૩૦૦
ઉછલિત ભાવી વળખાં મારે, ન વિરહતાપ ખમાયજી;
સ્થાયી ભાવી થાયે ત્યારે, અંતર સર્વ સમાયજી. ૩૦૧
વિવેક ધીરજ અને આશ્રય, એ ત્રણ સાધ્યાં પહેલાં હોયજી;
તે જન પ્રેમની પરાકાષ્ટા, અનુભવી અંતર જોયજી. ૩૦૨
કેવલ મહિમા જાણીને, જેને ઉપજે રુચિ કે વહાલજી;
મર્યાદિત તે ભાવ હોય છે, સાધનમયના હાલજી. ૩૦૩
માહાત્મ્યપણામાં મોક્ષાદિનો, ભાવ રહે છે સકામજી,
ગાઢ સ્નેહે મહિમા નાં સ્ફુરે, હિત વાત્સલ્ય અકામજી. ૩૦૪
ચતુર્ધા મુક્તિ મોક્ષ નાં ઇચ્છે, હરિહિત સેવા સાધેજી;
તે નિષ્કામી પ્રીત કહાવે, સ્નેહે હરિ આરાધેજી. ૩૦૫
એકાંગી પ્રીતમાં એક પક્ષના, અધિક જણાયે નેહજી;
સામાને હોયે, હોયે નહિ તેવો, એક ન જણાયે તેહજી. ૩૦૬
મુકુંદ સર્વને આપે છે, મોક્ષપણાનું દાનજી;
પણ ભક્તિ નહિ સૌને આપે, અધિક ભાગવતે મહાનજી, ૩૦૭

---

अस्त्वेवमङ्ग भगवान् भजतां मुकुन्दो मुक्तिं ददाति कर्हिचित् न तु भक्तियोगम् ॥ શ્રીમદ્ ભાગવત સ્કંધ ૯ કડી ૩૦૭ માટે.

ઉભયાંગી પ્રીતની ધન્યતા, પરસ્પર પૂરી હોયજી;
નિર્હેતુકની સુખ શ્રેયસ્કર, બાકી રહે ન કોયજી. ૩૦૮
ગાઢ પ્રેમ નિશદિન રહે જામ્યો, મસ્ત પ્રેમી તે થાયજી;
પવિત્ર પ્રેમ એ રૂપ પ્રભુનું, સર્વ શાસ્ત્રમાં ગાયજી. ૩૦૯
જેને સાચો સ્નેહ શ્યામશું, તે અન્યે ન મહોવાયજી;
ક્ષણાર્ધ માત્ર જો અન્યે રહે તો, જારવત્ તે કહેવાયજી. ૩૧૦
પ્રેમરસપાનીને બીજી કો વાત, ન લાગે મીઠીજી:
પ્રેમામૃત વિણુ અન્ય ચાખતાં, પ્રીતિ થાય અજીઠીજી. ૩૧૧
મીટડી મીઠી મોહન કેરી, મીઠડામાં મીઠડી એહજી;
સુખડું મીઠું શ્યામ સુંદરનું, સર્વાંગ મિષ્ટ છે જેહજી. ૩૧૨
મનમંદિરમાં મોહન મહાલે, રસરંગે રહે જામીજી;
મનગમતું સુખ સૌ વહાલામાં, નહીં કાંઈ જેમાં ખામીજી. ૩૧૩
રસિકાનો રંગ લાગ્યો જેને, તેને ફીકા સહુ રંગજી;
બાહ્યાભ્યંતર એક રસ વ્યાપે, મોહન રહે તેને સંગજી. ૩૧૪
રસાળા રસિલી રસભર વાતે, પ્રભુજી દે રસદાનજી;
તેની આગળ તુચ્છ સૌ લાગે, યોગ વૈરાગ્ય ને જ્ઞાનજી. ૩૧૫
પરસ્પર નયણે નયણાં મળતાં, ઉભરી આવે વહાલજી;
મહારસપીતાં કદિ ન ધરાયે, રસનિધિ દીનદયાલજી. ૩૧૬
ચુચુવાતો ભરરસ વાહાલાનો, સભર કદિ નાં ખૂટેજો;
પ્રેમરસ પાગી ફાગી અનુરાગે, અખંડ એ રસ લૂટેજો. ૩૧૭
મહારસ ઝીલી જેરવે ઠેરવે, તે પૂર્ણ રસપાત્રજી;
શૃંગારસાર રસ સર્વ રસપાને, પૂર્ણ હોય ઉર માત્રજી. ૩૧૮
રસનિધિ ગુણનિધિ સુખસાગર, પૂર્ણ પરમાનંદજી.
અદ્વિતીય અનુપમ મનોહર, એ સામ્યે સર્વ પડે મંદજી. ૩૧૯

રઢિયાળી રમત રળિયામણી, સરસ નવલ રસરીતજી,
રસભર રંગતણા રસિયાશું, માણે જેની પ્રીતજી ૩૨૦

શોભાસાગર રૂપ ઉજાગર, રંગરાતો મદમાતોજી,
છેલ છબીલો નટવર નાગર, દીસે મુરલી વાતોજી. ૩૨૧

રતિરસ સાગર નટવર નાગર, પૂર્ણ નંદાનંદજી,
દાસ દયાને મસ્તક રાજે, આનંદકંદ ગોવિંદજી. ૩૨૨

નિજ સ્વાર્થને ધક્કો ન લાગે, એવો જ્યાં ઉપકારજી;
મધ્યમરૂપનો તેહ કહાવે, એમ ભતૃહરિ વિચારજી. ૯
પોતાના સ્વાર્થને કાજે, બીજાનો શ્રેય કરે નાશજી;
વગર કારણે વ્યર્થ બાગતાં, અધમતા હોય પ્રકાશજી. ૧૦
મનુષ્ય છતાં મનુષ્યત્વ નહિ, તો નિંદિત રાક્ષસરૂપજી;
પરહિત કરવા જે ન પ્રવર્તે, પશુવત્ તેનું સ્વરૂપજી. ૧૧
સૂર્ય[1] ચંદ્ર[2] મેઘ[3] સજ્જનના[4], પ્રાર્થના વણ ઉપકારજી;
કમલ[1] કુમુદનિ[2] પ્રફુલ્લિત કરતા, જલ[3] સંતાપ[4] દેનારજી. ૧૨
સહજ સ્વાભાવિક ગુણ ત્રણેમાં, ક્રમલે રહે રતારાજી;
પરોપકાર પરાયણ સાધુ દુષ્ટે નિર્દયતા પ્રકાશજી. ૧૩
વૃક્ષો ફલફૂલ ફાલે છે, છાયા ભિક્ષા વિશ્રામજી;
પરોપકારે કરે સૌ રીતે, સદા આઠે યામજી. ૧૪
સરિતા સદા વહન કરે છે, જલ પરમાર્થ હિતજી;
સંત દેહ પરમાર્થ કારણ, સૌનું કરે છે હિતજી. ૧૫
પરોપકારે ગાયો સવે છે, પયામૃતનું દે દાનજી;
ઈત્યાદિ દ્દષ્ટાંતો સમજો, પરોપકાર મહાનજી. ૧૬

---

पद्माकरं दिनकरो विकसीकरोति ।
चन्द्रो विकासयति कैरवचक्रवालम् ॥
नाभ्यर्थितो जलधरोऽपि जलं ददाति ।
सन्तः स्वयं परहितेषु कृताभियोगा ॥
ભર્તૃહરિ શતક વચનમ્ કડી ૧૨ મી માટે.

रफत्यं कमलानां सत्पुरुषाणां परोपकारित्वम् ॥
असतां च निर्दयत्वं स्वभावसिद्धः त्रिषु त्रयम् ॥
કડી ૧૩ મી માટે.

परोपकाराय फलन्ति वृक्षाः परोपकाराय वहन्ति नद्यः ॥
परोपकाराय दुहन्ति गावः परोपकारार्थमिदं शरीरम् ॥१॥
કડી ૧૪-૧૫-૧૬ માટે.

સ્વાર્થ સાધવા પ્રીતિ રાખે, એવા વિશ્વે અનેકજી;
નિસ્સ્વાર્થ હોયે છે હરિજન, વિરલ રત્ન કો એકજી. ૧૭
લોભાંધ બનેલો સાર હિતનો, સમજી શકે ન લેશજી;
ધર્મ જાય, નહિ સ્વાર્થ સધાયે, મર્મી લહે ઉદ્દેશજી. ૧૮
પાપકર્મે તે સદા મચ્યો રહે, નિશદિન મલિન વિચારજી;
પ્રસન્નતા નહિ કોની સધાયે, અબુધ લહે નહિ સારજી. ૧૯
માત તાત સુત ભ્રાત સહોદર, આશ્રયદાતા આદિજી;
ગુરુજનનું પણ અનિષ્ટ ઇચ્છે, સદા રહે ઉન્માદીજી. ૨૦
ન્યાય અન્યાય ન કાંઈ વિચારે, ધર્માધર્મ ન જાણેજી;
ગરજ સાધવા નિત્યાતુર જન, લાજ ન મનમાં આણેજી. ૨૧
દગો દઈને કપટ કરીને, સૌનું કરે છે હરણુજી;
અપજશનો તે વિભાગી થાયે, રાખે કોઈ ન શરણુજી. ૨૨
જન્મ જરા વિપત્તિ પામે, મરણ પણ વારંવારજી;
અસહ્ય કષ્ટ સહે તદપિ તે, મનની ન માને હારજી. ૨૩
જગકર્તાનો ભય નવ રાખે, તે સહે કલેશ ને ત્રાસજી;
પ્રાણ ખોય કે પ્રેત બને કદિ, અંતે નરક નિવાસજી. ૨૪
સુખની આશા સૌ કો રાખે, પણ તે પ્રાપ્તિ ધર્મેજી;
કર્મનીતિ ભક્તિ ને જ્ઞાને, આદર રાખે મર્મેજી. ૨૫
ધર્મ ન્યાય નીતિ દ્રવ્યોપાર્જને, જેહ તજે ન કદાયજી;
ધર્મ કારણે ધનને રાખે, સુખી રહે તે સદાયજી. ૨૬
નિજ કુટુંબને પોષે તેમાં, લેશ નહિ ઉપકારજી;
જ્ઞાતિ ભોજન અર્થે ખર્ચે, તે પણ વટ વ્યવહારજી. ૨૭
માન મોટમતા યશ મેળવવા, ખર્ચે દ્રવ્ય ઉદારજી;
તે પણ સદ્વ્યય કદિ ન કહાવે, લેશ ન તે ઉપકારજી. ૨૮

मातरं पितरं पुत्रं भ्रातरं च गुरूंस्तथा ॥
लोभाविष्टो नरो हन्ति स्वामिनं वा सहोदरम् ॥
ભોજ સુબોધરત્નાકરે કડી ૧૮–૧૯–૨૦ માટે.

દૈવી દ્રવ્ય સન્માર્ગે ખર્ચે, હરિઅર્થે વિનિયોગજી;
લક્ષ્મી લક્ષ્મીવરને અર્પે, સુપાત્રનો સયોગજી. ૨૯
સદ્‌ગુરુ સંતો અભ્યાગત, ને અન્નાર્થી જે હોયજી,
બ્રહ્માર્પણ મતિથી સંતોષે, હરિ બુદ્ધિથી જોયજી. ૩૦
બ્રહ્મચારી વાનપ્રસ્થી ને સંન્યાસી કહેવાયજી;
આતિથ્ય પૂજન કરી સંતોષે, ગૃહસ્થાશ્રમી લહેવાયજી. ૩૧
મણિકુંદનમાં જડિત થયાથી, શોભા અધિકી થાયજી;
જેનું તેને અર્પણ થાતાં નિર્બંધન થઈ જાયજી. ૩૨
બલિરાજાએ સર્વ સમર્પ્યું, અંબરીષે કર્યો વિનિયોગજી;
દ્રવ્ય સાર્થકતા ત્યારે કહાવે, જ્યારે શ્રીપતિનો સંયોગજી. ૩૩
સત્પાત્રનો સંજોગ મળેથી, દેવું સઘ તે દાનજી,
અક્ષયતાની સિદ્ધિ ત્યારે, યોજે શ્રીભગવાનજી. ૩૪
સર્વે શ્રીપતિયે ઉપજાવ્યું, વળી આપે છે તેહજી;
જેણે રચ્યું તે તેનો સ્વામિ, ન્યાય એ નિસ્સંદેહજી. ૩૫
પરવસ્તુ પર સત્તા માની, જેહ ધરે છે ગુમાનજી,
અવિદ્યા પરિકર વળગે છે, માટે તજવું અભિમાનજી. ૩૬
દ્રવ્યે પંદર અનર્થ ભાખ્યા, શ્રીમદ્‌ભાગવત માંહેજી,
યથાલાભસંતુષ્ટ વૃત્તિથી, બાધક હોય ન ક્યાંહેજી. ૩૭
ચોરી[1] હિંસા[2] અસત્ય[3] દંભ[4], ને કામ[5] ક્રોધ[6] ને ગર્વજી,[7]
અવિશ્વાસ[8] મદ[9] ભેદ[10] વેર[11] ને અવિદ્યા વસે સર્વજી. ૩૮
સ્પર્ધા[12] ને ત્રણ દુર્વ્યસનો રહે, સ્ત્રી[13] દ્યૂત[14] ને મદ્યજી[15]
સર્વોત્તમ નિવેદન પ્રભુને કરતાં, બંધન છૂટે સદ્યજી. ૩૯

---

स्तेयं हिंसा नृतं दम्भः कामक्रोधस्मयो मदः ॥
भेदो वैरमविश्वासः संस्पर्द्धा व्यसनानि च ॥
एते पञ्चदशानर्था ह्यर्थमूलामता नृणाम् ॥
तस्मादनर्थमर्थाख्यं श्रेयोर्थी दूरतस्त्यजेत् ॥
શ્રીમદ્‌ભાગવતે (૧૧-૨૩-૧૮ ને ૧૯ માંહે)

મેળવતાં દુઃખ, દુઃખ રક્ષણમાં, હાનિ નાશે બહુ દુઃખજી;
હરિ ભજવા પળ વારો ન રહે, શ્રીહરિથી ચિત્ત વિમુખજી. ૪૦
નિરંતર ચિત્ત ક્રમે રહે છે, ખર્ચ થાતાં રહે કલેશજી;
આયાસ ત્રાસ ચિંતા ભ્રમગતિ રહે, સુખ રહે નરેશજી. ૪૧
કામ ક્રોધ ને લોભ ત્રય, એ સર્વે નરકનાં દ્વારજી;
માટે એનો ત્યાગ જ કરવા, ગીતામાં નિર્ધારજી. ૪૨
જેટલો અર્થ આવશ્યક હોય, તેટલું કરવું પ્રાપ્તજી;
અધિકની અપેક્ષા ન રહે, સંતોષમાં સર્વ સમાપ્તજી. ૪૩
હરિ અર્થે ઉપયોગી આવે, તેટલુ સફલિત જાણોજી;
અથવા પરમાર્થે ખર્ચાયે, એ મતિ જન તે શાણોજી. ૪૪
વિશેષ અથવા વિપરીત રીતે, જે મેળવવા ચહાયજી;
અર્પે નહિ તો ચોર ગણાયે, યમસદને સિધાયજી. ૪૫
શિક્ષા દંડને યોગ્ય થાય છે, માટે અપેક્ષા ન રાખેજી;
વૈરાગ્ય ત્યાગ સમર્પણ કરવા, સદ્‌ગ્રંથોમાં ભાખેજી. ૪૬

---

अर्थस्य साधने सिद्धे उत्कर्षे रक्षणे व्यये ॥
नाशोपभोगआयासत्रासचिन्ता भ्रमो नृणाम् ॥
શ્રીમદ્‌ભાગવતે (કડી–૪૦–૪૧ માટે)

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ॥
काम क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥
શ્રીમદ્‌ભગવદ્‌ગીતા અ. ૧૬. શ્લોક ૨૧ તથા મહાભારતે ઉદ્યોગપર્વ અ. ૩૨. શ્લોક ૭૦ (કડી ૪૨ માટે.)

यावदर्थमुपासीनो देहे गेहे च पण्डितः ॥
विरक्तो रक्तवत्तत्र नृलोके नरतां न्यसेत् ॥ કડી ૪૫ માટે
શ્રીમદ્ ભાગવત સ્કંધ ૭ અ. ૧૪

यावद्भ्रियेत जठरं तावत्स्वत्वं हि देहिनाम् ॥
अधिकं योऽभिमन्येत स स्तेनो दण्डमर्हति ॥ કડી ૪૬ માટે

નદીમાં નાવે પાણી ભરાયે, તેમ સદને ધન આવેજી;
જેનું તેને અર્પણ કરતાં, નિર્ભયતા દર્શાવેજી. ૪૭

તૃષ્ણા દુષ્કર અપાર કહાવે, જેમ જેમ મળતું જાયજી;
તેમ તેમ અધિક મેળવવા ઇચ્છે, તૃપ્તિ કદિ ન થાયજી. ૪૮

કામના રૂપી આશાતૃષ્ણા, મૂળ સહિત જે છેદેજી;
તે સંતોષી સુખી સદા રહે, અભિલાષને ભેદેજી. ૪૯

ઐહિક સુખ છે દિન ચારનું, જાણી જ્ઞાની ન રાચેજી;
વળી અસાર ને અલ્પ કહાવે. અનિત્ય લહી નવ જાચેજી. ૫૦

વળી તેમાં રહે કલેશ બહુ વિધ, નહિ તે સાચું સુખજી;
સૌ દુઃખનાં મૂળીઆં તૃષ્ણામાં, સંસારે બહુ દુઃખજી. ૫૧

શ્રીહરિ શરણમાં સહુ સુખ જાણો, અવિચલ નિત્યે પ્રાપ્તજી;
આત્મા પરમાત્મા સુખાશ્રયે, સૌ સુખ હોય સમાપ્તજી. ૫૨

જૈગિષવ્ય ઋષિ સમર્થ મોટા, દશ મહાકલ્પના જ્ઞાનીજી;
પરમાત્મતત્ત્વ તણા અનુભવિયા, જેહ હતા વિજ્ઞાનીજી. ૫૩

ઉપનિષદે કથા વિસ્તૃત છે, ભાખ્યો છે સિદ્ધાંતજી;
શ્રુતિ વચન ધરું સાખને અર્થે જેણે ન રહે ભ્રાંતજી. ૫૪

---

निःस्वो वष्टि शतं शती दशशतं लक्षं सहस्राधिपः
लक्षेशः क्षितिपालतां क्षितिपतिश्चक्रेश्वरत्वं पुनः ॥
चक्रेश्वरः पुनरिन्द्रतां सुरपतिर्ब्रह्मास्पदं वांछति ॥
ब्रह्मा विष्णुपदं पुनः पुनरहो आशावधिं को गतः ॥

કડી ૪૭ થી ૫૨

समात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां शान्तिः शाश्वती नेतरेषाम् ॥ કનિ શ્રુતે. કડી. ૫૩-૫૪ માટે.

અશન વસન સુત નારી ઘર સૌ, પાપીને પણ હોયજી,
સંત સમાગમ હરિ ભજન સુખી, દુર્લભ વિરલા કોયજી. ૫૫
સંગ પ્રમાણે બુદ્ધિ થાયે, તેવી કામના થાયજી;
કામનામાં વિઘ્ને ક્રોધ ઉપજે, ભગવદ્‌ગીતે ગાયજી. ૫૬
દ્રવ્ય દારા બન્ધુ ને ગૃહાદિ, વૈભવ કલત્ર સમસ્તજી;
કાળે કરી સૌ ચલિત થાય છે, ઉદય માત્રનો અસ્તજી. ૫૭
જાણી હુ કર્તા ને મારું, એ બે ત્યાગે આવજી;
અહંતા મમતા મિથ્યા જાણો, એ નિર્ણય પ્રતિપાદ્યજી. ૫૮
અચલિત સંપૂર્ણ સુખ સાચું, પરમાનંદ પદ જેહજી;
તેની ઇચ્છા જેને હોયે, તેને શીખ કહું એહજી, ૫૯
સર્વાશાને સમ્યક્ ત્યાગે, હરિ રચિમા રહે રાજીજી;
હરિ આજ્ઞાને આધિનવર્તે, તેની સુબુદ્ધિ ઝાઝીજી, ૬૦
સત્ય ધર્મ કદિ નવ મૂકે એકાંત સ્થાન પ્રિય હોયજી;
સંયમ મન વૃત્તિ રહે હરિમાં, બંધ ન લાગે કોયજી. ૬૧
આશા દાસપણું કરાવે, આશાએ રહે આધિનજી;
ધનવંતોની સ્તુતિ કરાવે, આશાવંત રહે દીનજી. ૬૨
લોભાધીન પરકીય વસ્તુને, લેવાનું મન ધારેજી;
પરધન પરત્રિય પરવસ્તુને, હરવા મન વિચારેજી. ૬૩
પરધન સ્વધન કરવા ને માટે, ફંદના શોધે ઉપાયજી;
નીચપણાની અધમ કૃતિ કરે, મોહ કદિ ન કપાયજી. ૬૪
લોભી કદિ વિરક્ત ન હોયે, માટે તજવો લોભજી;
વિરક્તિ વણુ સંસાર ન છૂટે, લાગે નહિ સુબોધજી. ૬૫

---

संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ॥
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥
કડી. ૫૫-૫૬ માટે.

લોભરૂપી અજગરમુખમાં, જેનો થયો પ્રવેશજી,
જરૂર આખો ગળાયે તે જન, કુશળ આશ ન લેશજી ૬૬
લોભે અપેયપાની હોયે, ભક્ષ્યા-ભક્ષ્ય ન જાણેજી
અગમ્યાગમ્યની પણ હોયે શાનિ, રમ કયાંથી માણેજી ? ૬૭
ઈંદ્રિ મન બુદ્ધિ ચિત્ત ચંચળ, લોભે કરીને હોયજી,
વિષયવૃત્તિએ તે વહવાયે, ક્ષેમપથ કદિ ન જોયજી ૬૮
ક્ષમા સહનશીલતાદિ સદ્ગુણો, લોભીમાં ન જણાયજી,
લોભી અસંતોષી આતુર રહે, અતૃપ્ત કદી ન ધરાયજી ૬૯
વિવિધ આપદા સદા ભોગવે, આશા ઉંડી ખાઈજી,
તૃષ્ણા પ્રવાહમાંહિ તણાતા, પાર પામે નહિ કયાંઈજી ૭૦
સંતોષરૂપી મહૌષધ આવે, ત્યારે લોભ તજાયજી,
અથવા હરિ ચરણે લુબ્ધાતા, ચોર વગાવા થાયજી ૭૧
લોભ વસે છે મનની માંહે, મન વશ હોય જેનુંજી,
મનને વશ વર્તે સૌ ઇંદ્રિ, બળ ચાલે નહિ તેનુંજી, ૭૨
બંધન મોક્ષનું મુખ્ય કારણ, એમ મનને જાણોજી,
મૈત્રાયણિ ઉપનિષદ ભાખે, સિદ્ધાંત વચન મન આણોજી ૭૩
મનોરાજ પર વિજય મેળવે ઇંદ્રિજિત થવાયજી,
લોભતણી ફાંસીનીમાંહે તેહ કદિ ન ફસાયજી ૭૪
રાગદ્વેષ ને માન બડાઈ, ઈર્ષાદિ દુર્ગુણ જેનેજી
બાહ્યાભ્યંતર શત્રુ ઉરમાં, વેર થાય નહિ તેનેજી ૭૫
ક્રોધાગ્નિની પ્રચંડ જ્વાળા, તપાદિ થાયે નાશજી,
ક્રોધાનળને શાંત કર્યા વિણ, શાંતિની નહિ આશજી ૭૬
ક્રોધાનળ વ્યાપ્યાથી મોટા, કોટિ વર્ષના તપસીજી,
સૌ સુકૃતની હાનિ કરીને, ક્ષણમાં તે ગયા લપસીજી ૭૭

---

मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ॥
येन आलिङ्गिता कान्ता तेन आलिङ्गिता सुता ॥ કડી ૭૩ માટે

આત્મશત્રુઓ ષડરિપુ છતોં, તજે ક્રોધ ને માનજી;
લોભાદિકનો ત્યાગ કર્યાથી, સદ્‌વિદ્યાનું રહે ભાનજી. ૭૮
સમલ નેત્ર નિર્મળ ભાસ્કરનો, કદિ ન થાયે બોધજી;
વિમલ નેત્ર કરવાને કાજે, મુખ્ય ગુરુનો પ્રબોધજી. ૭૯
સદ્‌વિદ્યાનું અમૃત અંજન, આંજે નિર્મળ જ્ઞાનજી;
શ્રીસદ્‌ગુરુના સદ્‌બોધથી, પ્રકટે છે વિજ્ઞાનજી. ૮૦
સ્વ પર બોધક જાણી સંગ્રહે, નિત્યે જ્ઞાન પ્રકારજી;
પરબ્રહ્મમાં જઈ તે વિરમે, સત્ય જ્ઞાન નિર્ધારજી. ૮૧
નમ્રતાદિ ગુણગણો કરીને, સંતો સેવે જેહજી;
ગુણીજન વિદ્યાવંતને વંદે, જ્ઞાનિ કહિયે તેહજી. ૮૨
દત્તાત્રયની રીતિ રાખે, ગુણગ્રાહી અતિ રાખેજી;
સારાસાર વિચાર વૃત્તિથી, ઉત્તમ સારને ચાખેજી. ૮૩
સારગ્રાહી જનને લાધે, સર્વ સ્થળેથી સારજી;
સાચું તેટલું ગ્રહણ કરેથી, સાર મળે છે અપારજી. ૮૪
અનિષ્ટ ત્યાગી ઇષ્ટની પ્રાપ્તિ, જેણે કરીને થાયજી;
તેવાં હિતકારી વચનોને, આદરપૂર્વક ચહાયજી. ૮૫
ચિંતન તેનું નિશદિન કરતાં, આચરણમાં તે આવેજી;
મુમુક્ષુપણાના ગુણ સાપડે, સદા રહે સદ્‌ભાવેજી. ૮૬
કર્તવ્ય કર્મ કદા ના ચૂકે, ધર્મ મર્મને જાણેજી;
કહેણી રહેણી રહે વર્તનમાં, તેથી મહાપદ માણેજી. ૮૭
નિર્પેક્ષ વૃત્તિએ હરિ આરાધે, સદા રહે નિષ્કામજી;
બ્રહ્માર્પણ વૃત્તિથી સ્નેહે ચાતાં, પદ ઘનસ્યામજી. ૮૮
ધર્મપરાયણ જે જન હોવે, તે કદિ ધર્મ ન છોડેજી;
વિશ્વમાત્રમાં હરિ લહીને, કોથી વૈર ન જોડેજી. ૮૯
આત્મવત્ સૌ ભૂતને લેખી, અહિત કરે નહિ ક્યાંહેજી;
સમદર્શી ને દંભપણું નહિ, હરિ ભાસે જ્યાં ત્યાંહેજી. ૯૦

નિત્ય નિયમે સાદરપૂર્વક, સુણતાં વધે ઉમંગજી;
દમકનથી વિમલાંતર વૃત્તિ, વધે પરમ અભંગજી. १०३

જાતિ રૂપ ગુણ કુળ વિદ્યા, ને દ્રવ્યાદિ મદ થાયજી;
તેણેકરી મહત્તા માનેથી, અહંતા મમતા નાં જાયજી. १०४

પ્રપંચ વિસ્મૃતિ પૂર્વક આસક્તિ, જેણે કરીને થાયજી;
સદા પ્રભુમાં મન વિલગ્યું રહે, એવા સાધે ઉપાયજી. १०५

ચંચલ મનવૃત્તિ સ્થિર કરવા, વૈરાગ્યાભ્યાસને રાખેજી,
નિરોધલક્ષણ તે ગીતામાં, સ્પષ્ટાશયથી ભાખેજી. १०६

ચિત્તવૃત્તિનો નિરોધ કરતાં, યોગાભ્યાસ સધાયજી;
પ્રપંચની વિસ્મૃતિ થયેથી, ક્રમે ક્રમે વધાયજી. १०७

અહંતા મમતા સમૂળ ટળે, પ્રપંચનું મૂળ જાયજી;
હું કર્તા ને મારું છૂટે, હરિ આસક્તિ થાયજી. १०८

નિત્યાનિત્ય વસ્તુના જ્ઞાને, મોહ સમૂળ તજાયજી;
જ્ઞાનાચાર વિચાર થવા, એ વિવેકે સમજાયજી. १०९

મતિજ્ઞાન ને શ્રુતિજ્ઞાન, તે અવધિનું છે જ્ઞાનજી;
અનંત જ્ઞાન સંપન્ન થયેથી, અંતે હોય વિજ્ઞાનજી. ११०

દેહાધ્યાસ ટળેથી હોયે, નિર્મલ આત્મજ્ઞાનજી;
અખિલ બ્રહ્મના અનુસંધાને, પ્રકટે છે વિજ્ઞાનજી. १११

સર્વજ્ઞ સર્વદર્શી પરમાત્મા, વિશુદ્ધ નિર્વિકારજી;
નિર્મોહિ નિરપેક્ષ નિરંતર, પૂર્ણકામ નિર્ધારજી. ११२

---

प्रपञ्चविस्मृतिपूर्वक भगवद्दासक्तिः કડી १०५ માટે
चंचलं हि मन. कृष्ण प्रमाथी बलवद् दृढम् ॥
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥
अभ्यासेन हि कौन्तेय वैराग्येण च गृह्यते ॥ કડી १०६ માટે.

પ્રાણીમાત્રતણા હિતકારી, પરોપકારી પૂર્ણજી;
નિર્દોષ પૂર્ણ ગુણવિગ્રહ શ્રીજી, નહિ કો વાતે અપૂર્ણજી. ૧૧
આત્મા નિત્ય વિભુ ચેતન છે, દિવ્ય વપુ સાકારજી;
આનંદમય, રસરૂપ નિરંતર, અપ્રાકૃત સાકારજી. ૧૧
સર્વ શક્તિપતિ સૌના સ્વામી, પરબ્રહ્મ છે એકજી;
એક જ વિવિધ નામ રૂપ ધરી, દાખે ગુણો અનેકજી. ૧૧૫
પર્મ કૃપાળુ પર્મ મનોહર, રચના અતિ અદ્ભુતજી;
"कर्तुमकर्तुमन्यथाकर्तुम", અનંત મહિમા શ્રુતજી. ૧૧૬
જેની સમોવડ નહિ કો જગમાં, અતુલિત જેનો પ્રભાવજી;
એક રસરૂપ નિત્ય પરિપૂર્ણ, ક્યાંય નહિ તેનો અભાવજી. ૧૧૭
નિર્દોષ પૂર્ણગુણ વિગ્રહશ્રીજી, નિત્ય છે આત્મારામજી;
ભક્તભાવને ગ્રહણ કરે છે, આપ્ત ને પૂર્ણકામજી. ૧૧૮
વિષમ બુદ્ધિ નહિ કદા ક્યાંય, તેમ જ નહિ કદિ ક્રૂરજી;
કર્મફલદાતા સ્વતંત્ર ઈશ્વર, પર્મ ન્યાયી ભરપૂરજી. ૧૧૯
કર્તા દાતા ભોક્તા હર્તા, સર્વે સત્તાધીશજી;
ત્રિગુણ કાલ અજ્ઞ અક્ષરના સ્વામી જગદીશજી. ૧૨૦

---

निर्दोषपूर्णगुणविग्रहआत्मतंत्र इति निश्चयः ॥
(નારદ પંચરાત્રે)
आत्मारामः पूर्णकामो निर्दोषो नित्य एव च ॥
(બ્રહ્મવૈવર્ત પુરાણે)
तस्मै नमो भगवते कृष्णायाद्भुतकर्मणे ॥
रूपनामविभेदेन जगत्क्रीडति यो यतः ॥१॥
(निबन्ध. श्रीमद्वल्लभाचार्यजी).
आनन्दमात्रकरपादमुखोदरादिः ॥ ઇતિ શ્રુતેઃ
अपाणिपादो जवनो ग्रहिता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ॥
ટીકા ૧૧૬ થી ૧૧૮ માટે.

કર્મ માયા જડ જાતિમાં, તદપિ ફલે છે તેહજી;
કર્મફલ પ્રદાતા પ્રભુની સત્તાથી ફળી છે એહજી. ૧૨૧
દેવ મનુષ્ય નારક તિર્યંચની, ગતિ કર્મ પ્રમાણેજી;
કૃતિ અનુસારે ભાવિ બને છે, કર્મ તણું ફલ માણેજી. ૧૨૨
વિવિધ વિદ્યમાન ઉપકાર, સદા સર્વ અનંતજી;
અખિલ શક્તિ રહે નિરંતર, ષડૈશ્વર્ય ભગવંતજી. ૧૨૩
વિદ્યા અવિદ્યાદિ સૌ શક્તિ, શ્રીપતિને આધીનજી;
શક્તિપતિથી શક્તિ કહિએ, કો કાળે નહિ ભિન્નજી. ૧૨૪
જે કાળે જેવી હરિ ઇચ્છા, જેને માટે હોયજી;
તે કાળે તેવું તે હોયે, ફેર પડે નહિ કોયજી. ૧૨૫
હરિસત્તાને સૌ વશ વર્તે, માટે તે પરતંત્રજી;
કર્મ કાળ માયા ફલ કારણ, પ્રેરક પ્રભુ સ્વતંત્રજી. ૧૨૬
પૂર્વ કર્મ સંસ્કાર પ્રમાણે, ફલ આપે ભગવાનજી;
પર્મ ન્યાયી કર્મ પ્રમાણે, ફલનું આપે દાનજી ૧૨૭
કર્માનુસારે બુદ્ધિ હોયે, હરિને શિર નહિ દોષજી;
જગહિત અર્થે ઈશ કરે છે, હરિ સદા નિર્દોષજી. ૧૨૮
કર્મ સંચિત પ્રમાણે સુખદુઃખ, ભાવીરૂપ તે હોયજી;
સુકૃતિ દુષ્કૃતિ પુણ્યપાપનું ફલ, ભુક્તે સૌ કોયજી. ૧૨૯
કર્મની ગહન ગતિ છે, વિલક્ષણ કર્મ તે કરવુંજી;
નિર્ગુણ કર્મે હરિ પ્રીત્યર્થે, કરવા મન ધરવુંજી. ૧૩૦
દૈવી આસુરી સંપત્તિ દ્વય, શ્રેયાશ્રેયના પંથજી;
શ્રીજીયે ઉપજાવ્યા ભાખ્યું, જુઓ ગીતા સદ્ગ્રંથજી. ૧૩૧
સત્કર્મો સંશુદ્ધ થવાથી, નિર્મલ ધિયે સુગતિજી;
અસત્કર્મે દુઃખ સાંપડે, વળી થાયે દુર્ગતિજી. ૧૩૨
અચિંત્ય અતર્ક અદ્ભુત હરિશક્તિ, પામે નહિ કો પારજી;
નિજ મહિમામાં સદા રહે છે, પ્રભાવ અતુલ અપારજી. ૧૩૩

શૂરવીર સ્વામીનાં શસ્ત્રોથી, શત્રુને કરે પરાસ્તજી;
તદ્વત જીવ ઈશ્વર સત્તાથી, કાર્ય કરે અહોરાતજી.
હું કર્તાનો ગર્વ ટાળવા, ભાખ્યું છે દ્દષ્ટાંતજી;
અહંતા મમતા ત્યાગી, કરવાં એ કર્મ સિદ્ધાંતજી. ૧
નિજકૃતિ માને બાધક હોયે, હરિ જ કરે ને કરાવેજી;
સ્મૃતિ વચનની સંગતિ કરીને, સિદ્ધાંતને ઉર ઠગાવેજી. ૧
વિષયે બુદ્ધિ નવ લેપાયે, અહંકારભાવ ન હોયજી;
હું કર્તાની વૃત્તિ ટળતાં, બાધક ન રહે કોયજી. ૧
બાફેલું કે શેકેલું જેમ ધાન્ય, બીજે નહિ કામજી;
કર્મબીજ નિર્ગુણ કર્યાથી, ન કર્મ ન બંધ તમામજી. ૧.
હરિ આશ્રય અવલંબન રાખે, પડે ભવાબ્ધિ પારજી;
ઝાઝ વિના ન સમુદ્ર તરાયે, ન બાહુ બળે નિસ્તારજી. ૧.
મૂળે જીવ હરિઅંશરૂપ છે, જીવાત્મા સંબંધજી;
સ્વભાવ કર્મ દુષ્ટાદુષ્ટ છે, હોય મુક્ત કે બંધજી. ૧૩
શુભાશુભ કર્મો સુખદુઃખના હેતુ, જાણે સૌ કોયજી;
તદપિ ભાવિ બળે પ્રેરાઈ, ભાગ્ય પ્રમાણે હોયજી. ૧૪
સારા માઠાને સૌ સમજે, તદપિ અનિષ્ટે ધાયજી;
કર્મ પ્રમાણે ભાવી બનીને, અંતે ગોથું ખાયજી. ૧૪
ઇષ્ટ સ્થાને પહોંચવાના, સૌ કો કરે ઉપાયજી;
પણ શીઘ્ર પહોંચવાનુ મન ધારી, અસત્ પંથે જાયજી. ૧૫
તસ્કર જાર જુગારી જાણે, અનિષ્ટ કર્તા કર્મજી;

---

वैषम्यनैर्घृण्येन सापेक्षत्वात् ॥ બ્રહ્મસૂ. કડી ૧૩૪ માટે.
कर्ता कारयिता हरिः ॥ ઇતિ સ્મૃતે. કડી ૧૩૬ માટે.
यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ॥
हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥१७॥
શ્રીમદ્ભગવદ્ગીતા અ. ૧૮. શ્લોક ૧૭, કડી ૧૩૭ માટે

તદપિ મોહાસક્તિ ન છૂટે, ભાવિરૂપ લહો મર્મજી. ૧૪૪
રોગી રોગની શાંતિ ઇચ્છી, ઔષધ સેવે તેહજી;
રોગે પરવશ કંટાળીને, કુપથ્ય કરે છે એહજી. ૧૪૫
તેમ કાલ કર્મ સ્વભાવથી, પ્રેરાઈ કૃતિ કરે જાયજી;
યથાકાળે પ્રારબ્ધ પ્રમાણે, સહજે વૃત્તિ થાયજી. ૧૪૬
જે કાળે જે થવાનું તે, શ્રમે ન મિથ્યા થાયજી;
ભાવીબળે કર્માનુસારે, બુદ્ધિ હોયે સૌ ગાયજી. ૧૪૭
પુરુષાર્થપણું મિથ્યા નહિ લહેવું, ભાવિવશ ફલ હોયજી;
જગ અપવાદ ટળવાને માટે, કર્મ કરો સૌ કોયજી. ૧૪૮
જે કર્મ બંધન નવ હોયે, એવાં કરવાં કર્મજી;
ફલેચ્છાને સમ્યક્ ત્યાગે, બ્રહ્માર્પણ કર્મનો મર્મજી. ૧૪૯
યથાવર્ણ આશ્રમ અધિકારે, કરવાં ધાર્મિક કર્મજી;
શ્રીહરિ જેણે પ્રસન્ન હોયે, તે કરવાનો મર્મજી. ૧૫૦
અરણી મધ્યે અગ્નિ તદપિ, સઘર્ષણે સમજાયજી;
આરંભે ધૂમાડો પ્રકટે, અંતે વહ્નિ દેખાયજી. ૧૫૧
ધૂમ્ર જાણી અગ્નિ ન તજાયે, અગ્નિમાં ગુણો અનેકજી;
કર્મ માત્રમાં પણ ત્યમ લહેવું, જ્ઞાની લહે વિવેકજી. ૧૫૨
સારગુણગ્રાહી બુદ્ધિ જેની, દોષ જુએ નહિ એકજી;
દોષ કરતાં ગુણ છે ઝાઝેરા, ગ્રહેતાં લાભ અનેકજી. ૧૫૩
કેવલ કર્મનો ત્યાગ કરતાં, લાભ લેશ ન પામોજી;
કર્માકર્મ વિકર્મ મર્મથી, નિર્ગુણ કર્મે વિરામોજી. ૧૫૪
હાથપગ જોડી બેસી રહેતાં, આલસુ કહે સૌ જનજી;
દુઃખ દારિદ્ર સદા તે ભોગે, કાયર કલેશી મનજી. ૧૫૫
કર્તવ્ય કર્મનો ત્યાગ કરેથી, વિશ્વ કરે ઉપહાસજી;
વિહિત કર્મ કર્યાવણ, કોની કદિયે ફલિત ન આશજી. ૧૫૬

---

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ॥
શ્રીમદ્ભગવદ્ગીતા. કડી ૧૪૯.

દૈહિક કર્મો દેહ લગી છે, આત્મધર્મ છે નિત્યજી;
વ્યાવહારિક કર્મે નહિ આસક્તિ, કારણ તેહ અનિત્યજી. ૧૫૭
નિષિદ્ધ ત્યાગી વિહિત આચરતાં, ઇચ્છિત જો નાં થાયજી;
તદપિ પસ્તાવો નાં ઉપજે, મિથ્યા કોઈ નાં જાયજી. ૧૫૮
ફલાશા રાખી કરવાથી, આવ્યું આ પરિણામજી;
એમ ધારી નિષ્કામ મતિથી, કર્મો કરે તમામજી. ૧૫૯
આશા સફલ થવાને માટે, કર્મ કરે જે સકામજી;
આશા પૂર્ણ થતા લગી તે રડે, પણ ન થાય નિષ્કામજી. ૧૬૦
એક સરતાં હોય અનેક તૃષ્ણા, તૃષ્ણા દુષ્કર જાણોજી;
વિતૃષ્ણ થઈને હરિ ભજવાથી, સંતોષ થયે સુખ માણોજી. ૧૬૧
વળી સકામતા બાધક બારે, અર્થ કદિ નાં સારેજી;
તો તે અતિ નાસ્તિક હોયે, અહિત હોય બહુ બારેજી. ૧૬૨
પૂર્વે અનેક જનોને થઈ છે, કર્મે કરી સંસિદ્ધિજી;
નહીં કરવાથી કરવુ સારુ, ગીતામાં શીખ દીધીજી. ૧૬૩
જે કરતાં પરિણામે હાનિ, તેનું કાંઈ ન કરીયેજી;
પ્રથમ વિચાર કરી શુભ કરતાં, સુખ એયે જઈ ઠરિયેજી. ૧૬૪
બુદ્ધિ પૂર્વક મનરુચિ જેમાં, ત્યાંજ પ્રવૃત્તિ થાયજી,
ઇન્દ્રિ સર્વે બુદ્ધિ આત્મા, સહજ પ્રેરાઈ જાયજી. ૧૬૫
માટે મનની પ્રીતિ સ્વાભાવિક, જો શ્રીજીમાં લાગેજી;
તો હરિને અર્થે સૌ હોયે, એહ મતિ ઉર જાગેજી. ૧૬૬
સુખની આશા સૌ કો રાખે, સુખનું મૂળ હરિ ધર્મજી;
ધર્મ પરાયણતાનાં કર્મો કરવાં, એહજ શુભ મર્મજી ૧૬૭
વિશ્વાસમાં વિશ્વંભર રહે છે, લોભ ત્યાં રહે પાપજી;
સંતોષમાં સુખનિધિ રહે છે, તૃષ્ણા ત્યાં રહે તાપજી. ૧૬૮
ધર્મ ધર્મ તો તેજ જાણવો, પ્રભુ પ્રસન્ન જે રીતજી;
તેવાં ધર્મ કર્મ કરવાને, સદા રાખવી પ્રીતજી. ૧૬૯

સત્ય અખંડ અચલ અનાદિ, એવો ભાગવદ્ધર્મજી;
તેણે સદા પરાયણ રહેવું, એ જ કર્મ છે પર્મજી. ૧૭૦
અખિલ કર્મનો મર્મ એક છે, હરિ આરાધન એહજી;
પુરુષોત્તમનું નિત્ય ઉપાસન, કરવો પૂર્ણ સ્નેહજી. ૧૭૧
જ્ઞાન ભક્તિ યુક્ત કર્મથી, હરિ સેવા જો હોયજી;
એમાં સર્વ ધર્મ સમાયા, હરિ પ્રસન્નતા જોયજી. ૧૭૨
હરિસેવન કૃતિનું રૂપ એ છે, શ્રીજીને હોય સુખજી;
હિતવાત્સલ્ય કૃતિને સાધે, હરિજનની એ રુખજી. ૧૭૩
જેહ કૃતિયે શ્રીજી સંતોષે, તેહ જ મુખ્ય ગણાયજી;
તેના ધર્મ કર્મ આચરવા, એહ સાર સમુદાયજી. ૧૭૪
દિવ્ય દૃષ્ટિ નિસ્પૃહ ઉપકારી, ભટ્ટજી સંત સુજાણજી;
તેણે જ્ઞાન ઉપદેશ્યું મુજને, ભજવા પુરુષ પુરાણજી. ૧૭૫
સંત સમાગમે સાર સાંપળ્યો, સાર શીખ ધરી મનજી;
ગુરુ કૃપાએ આગળ વધતાં, હૈયું થયું પ્રસન્નજી. ૧૭૬
સ્વસ્થ ચિત્તથી તત્ત્વ દૃષ્ટિયે, મનથી કર્યો વિચારજી;
અનુભવિ જ્ઞાન વસ્યું અંતરમાં, ત્યારે થયો નિર્ધારજી. ૧૭૭
પૂર્વે જે જે શ્રવણ કરેલું, પ્રિય હિતકર મુને લાગ્યુંજી;
તે તે પણ સિદ્ધાંત રૂપનું, મનને મન અનુરાગ્યુંજી. ૧૭૮
હૃદય કોરાઇ છાપ પડ્યાથી, તેનો કર્યો ચિતારજી;
સુણતાં ભણતાં આનંદ ઉપન્યો, લાગ્યો પ્રભુમાં તારજી. ૧૭૯
ભિન્ન ભિન્ન સૌ વાક્યની માંહે, નિર્ણય વચન વિલાસજી;
દયા સાર શોધીને નિરૂપ્યાં, હોય બુદ્ધિ પ્રકાશજી. ૧૮૦

॥श्रीकृष्णः॥

॥श्रीवल्लभ॥

## ॥श्रीगुरुगोपीजनवल्लभायनमः॥

# "રસિકભક્ત"

રાગ ધવલ ધનાશ્રી

રસિકભક્ત રસનિધિને વાહાલા, અગણિત અદ્દભુત પ્રીતેજી;
રસિકરાયના લોભી સ્વાદી, અનુભવીયા બહુ રીતેજી. ૧
સ્વકીયનું કૃત્ય ગુણ હરિ ન ભૂલે, અલ્પ મહત્ કરી જાણેજી;
અવગુણ સાગર સમ હોયે, તોહે બિંદુ સમ ન પ્રમાણેજી ૨
વહાલથી વાંક વસે નહિ સુતનો, જનનીને જગ રીતિજી;
દોષને બદલે સદ્દગુણ લેખે, વિદુર ત્રિયાની પ્રીતિજી. ૩
પરમ એકાંતિક રહસ્ય રસ, તે અંગઅંગ અનુભવેજી;
અદ્દભુત અસાધારણ અનુપમ, તે કાંઇએક કહું છુ હવેજી. ૪
પ્રભુને રંચ જો શ્રમ પેડે તો, પ્રભુ કોમલ લહી કરમાયજી;
હિત વાત્સલ્ય સુખ વાછે નિરંતર, હરિ હરખે હરખાયજી. ૫
રસાભિલાષી દિનદિન ક્ષણક્ષણ, એવા શુભ મતિવંતજી;
વિલસિત અંતઃકરણે એવા, અપરિમિત ભાવી તે સંતજી. ૬
રસિક રસ સુજાણ સર્વોપરિ, પ્રભુરસે રસવંતજી;
અષ્ટ પ્રહર અને બત્રીસે ઘડી, રસે ભરીત અનંતજી ૭
અન્ય વાસના ગંધ ન ક્યારે, અભિનવ અભિલાષે યુક્તજી;
નવનવા મનોહર મનોરથે, સદા રસે અનુરક્તજી. ૮
વિવિધ વ્યંજન પાત્ર સુધા છે, ગાઢ વહાલે રસયુક્તેજી;
શ્રીઅંગ માનસરોવરના એ, સહજ સેવી હંસ મુક્તા ભુક્તેજી. ૯
જીવન મુક્ત હરિ પ્રસન્નતાથી, ભોગ ધરે જેમ હંસજી;
સ્વરૂપતણી જે પ્રસન્નતા રૂપ, તે મુક્તામાં અવતંસજી. ૧૦

કીર શુક પોપટ ત્રિવિધ નામે, વસ્તુ એક નિર્ધારજી;
એ શુકો ચાંચ ભરે છે તેમાં, જે પકવ સાક* રસ સારજી. ૨૪
સારસ નામ પ્રમાણે ગુણ છે, અતિશય રસ આસક્તજી;
મધુરી વાણી રૂપ રસાળું, અનન્ય દૃષ્ટ અનુરક્તજી. ૨૫
સૂક્ષ્મદૃષ્ટે વિલોકે એક ટકે, પ્રિય પદાર્થે પળપળજી;
પળ પળકે મળે નહિ તેને, એ આદરરૂપ લહો ફળજી. ૨૬
કમલના મકરંદની સાથે, મધુપનું ઘૂમનજી;
ત્યાં ઉત્તમ અલિ સર્વ સમર્પી, રહ્યો લહી જીવન ધનજી. ૨૭
અરવિંદે બેસી પાન કરે નહિ, મધુવ્રત દે તનમન ઓપીજી;
ષટપદ દંશ સામર્થ્ય બહુ પણ, સ્નેહી આગળ દે ઢાંપીજી. ૨૮
પ્રાણ તજે પણ સકોમલ પુષ્પને, ગંધ ન કરે પદ પ્રહારજી;
બીડયું સીડયું કમલ રાત્રિમાં, શ્વાસ ન નીકળે બાહારજી. ૨૯
પ્રાણ રુંધન હોયે તદપિ, નીકળવા ન કરે મન્નજી;
પીરસ્યું ભાણું ભોજન ન કરે, પ્રીમળ પરાગે પ્રસન્નજી. ૩૦
આત્મરમણ ને આત્મમિથુન, ગતિ અલૌકિક કૃષ્ણ કીધુંજી;
ઉર્ધ્વરેત નૈષ્ઠિક બ્રહ્મચારી, યોગેશ્વર થઈને રસદાન દીધુંજી. ૩૧
કેટલીક ગોપી કામભાવથી, કૃષ્ણોપાસના કરતીજી;
તેને ભાવ સમ દાન થવાને, કાન્તભાવ મન ધરતીજી. ૩૨
હરિજશ રસગુણ ગાન કરનારી, હરિની વાણી શ્રુતિ આપજી;
તેને કામયુક્ત થવાનો, બ્રહ્માએ દીધો શાપજી. ૩૩

---

*સાકન્વૃક્ષ ઉપર પાકેલું ફળ.
"वरं नेत्रे मुद्रा" इति वचनात् શ્રીગુસાંઈજીની વિજ્ઞપ્તિ.
कराविव शरीरस्य नेत्रयोरिव पक्ष्मणी ॥
अविचार्य प्रियं कुर्यात् तन्मित्रं मित्रमुच्यते ॥ કડી ૨૬ માટે.
आत्मरतिरात्मक्रीड आत्ममिथुन आत्मानन्दः स स्वराड् भवत्यथ॥
सामवेदीय छांदोग्योपनिषदे॥ પ્રપાઠક, ૭, ખંડ ૨૫. કડી ૨૭ માટે

તેણે કામનાયુક્ત થઈ તે, કામે પીડાવા લાગીજી;
સર્વકામને સર્વ રસેયુત, પરબ્રહ્મે કામના જાગીજી. ૩૪

બ્રહ્મકોટિ બ્રહ્માનો શ્રાપ, તે મિથ્યા થાયે કેમજી?
તે શ્રુતિરૂપા ગોપીજન, તેણે કર્યો કૃષ્ણશું પ્રેમજી. ૩૫

વાણીરૂપ શ્રુતિયે, બ્રહ્માને સામો આપ્યો શ્રાપજી;
બ્રહ્માને અપાતી આહુતિ વેળા, વેદનો ઉચ્ચાર ન થાય અદ્યાપજી. ૩૬
તેથી બ્રહ્માને હોમ આહુતિ, મુખ મંત્ર વદી ન અપાયજી;
સ્પષ્ટ મંત્રોચ્ચારણ વદને, હોમ આહુતિ ન અર્પાયજી. ૩૭

મયૂર સદા રહે મોરની સંગે, તદપિ ન કરે સંગજી;
ક્રીડા કરી નિજ અંગ પ્રસારે, નૈષ્ઠિક બ્રહ્મચારી અંગજી ૩૮

કો પક્ષી નર માદા દિવસે, અખંડ સંગે વિચરેજી;
શુદ્ધ બ્રહ્મચારી જીવત લગી રહે, સંગે રહી ચારો ચરેજી. ૩૯

પાક મહોબતે શુદ્ધ સદા રહે, રયણી રહે સામી તીરજી;
સામાસામી વૃક્ષે વિશ્રામે, ટહુકો કરી સહે ગ્રેહે ધીરજી. ૪૦

બ્રહ્મનિષ્ટ જીવિત બ્રહ્મચર્યે, શ્રેષ્ઠ બ્રહ્મચારી રીતજી;
ઉર્ધ્વરેત નૈષ્ઠિક બ્રહ્મચારી, ન રાખે માયિક પ્રીતજી. ૪૧

ગૃહસ્થાશ્રમી સ્ત્રી પુરુષ ઉભયને, સમ્યક્ ઉપજે વૈરાગ્યજી;
વાનપ્રસ્થાશ્રમી થાય, તે કાળે છૂટે અનુરાગજી. ૪૨

પંચવિષય સમ્યક્ પરહરીને, સમૂલ હોય રાગ વિકારજી;
ત્યારે ગ્રહાંતર ત્યાગ કરીને, વૈરાગ્ય ગ્રહે તે સારજી, ૪૩
દંપતી જોડું અરણ્ય વાસે, નિર્જન વનમાં રહેતુંજી;
સુખદુઃખાદિ દ્વંદ પદાર્થ તેને મનથી નાં ગ્રહેતુંજી. ૪૪

---

વાચ્ ચ મનશ્ચાતીયેતામ્ ॥ ઉપાખ્યાને વચનમ્ તથા શતપથકાંડે ચતુર્થોધ્યાયે પંચમ બ્રાહ્મણે નિરૂપણમ્. (કડી ૩૬ ૩૭ માટે.)

પરસ્પરાચ્છાદન રહિતપણાથી, સદા વસે એકાંતજી;
દંડ માત્ર મધ્યે રાખીને, રહે વૃત્તિ ગખી શાંતજી. ૪૫

વિષયવાસના સ્વપ્ને ન ઉઠે, એવા નિર્વાસનિક થાયજી,
તેહ રીતે પખી પણુ વર્તે, એ જ્ઞાને મર્મ સમજાયજી. ૪૬

રાસલીલાનુ તાત્પર્ય જો સમજે, તો નિર્દોષતા ભાસેજી;
અલૌકિક રસરાજ શૃંગાર, તે ગાતાં કામ સહુ નાસેજી. ૪૭

શુક પરીક્ષિત સંવાદે સૂચન. સંક્ષેપે દર્શાવ્યોજી;
શ્રીશંકર શુકાચાર્યને, એ રસ ઉરમાં આવ્યોજી. ૪૮

શ્રીહરિ સહુના અંતર્યામિ, તેનો સ્પર્શ નિત્ય નિરંતરજી;
વ્યાપક બ્રહ્મ તે સચરાચરમાં, વ્યાપ્યા બહાર ને અંતરજી. ૪૯

અંતર્યામિ અંતર પણ પરસે, તે સર્વ રીતે નિર્દોષજી;
તો તે બહાર ગોપીના પ્રેમથી સ્પર્શે, ત્યાં ક્યાંથી દોષજી? ૫૦

બાધક નિષેધાદિક નમ પ્રમાણે, પૂર્ણગુણવિગ્રહ શ્રીજીજી,
દિવ્ય નિર્દોષ મકર હરિલીલા, જાણી રહે અંતર રીઝીજી. ૫૧

---

उत्पाद्यपुत्राननृणांश्च कृत्वा वृत्तिं च तेभ्योऽनुविधाय काचित् ॥
स्थाने कुमारी प्रतिपाद्य सर्वा अरण्यसंस्थोऽयमुनिर्बुभूषेत् ॥
મહાભારતે ધૃતરાષ્ટ્રપ્રતિ વિદુરવચનમ્. અ. ૩૬ શ્લોક ૩૯. કડી ૪૨ થી ૪૬ માટે.

विक्रीडितं व्रजवधूभिरिदं च विष्णोः ।
श्रद्धान्वितोऽनुशृणुयादथ वर्णयेद्यः ॥
भक्तिं परां भगवति प्रतिलभ्य कामं ।
हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः ॥४०॥

શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧૦, અ. ૩૩. શ્લોક ૪૦. કડી ૪૭, ૪૮ માટે.
निर्दोषपूर्णगुणविग्रहआत्मतंत्र इति निषेध ॥ કડી ૫૧ માટે.

હીન કર્મ કદિ ઇશ્વર ન કરે, દિવ્ય ગુણલીલા ચરિત્રજી;
ગાતાં સુણતાં મનન કરતાં, થાયે સર્વ પવિત્રજી. ૫૨
શ્રીમહાપ્રભુએ શ્રીસુબોધિનીમાં, કારિકાએ મર્મ જણાવ્યોજી;
શ્રીગુરુદેવે કૃપા કરીને, મુજને તેહ ભણાવ્યોજી. ૫૩
આત્મ રમણ ને આત્મરતિ, વળી આત્મમિથુન શ્રુતિ ભાખેજી;
મહાઅલૌકિક રસના જ્ઞાતા, રસિક ભક્ત કહી દાખેજી. ૫૪
ગોપીગીતમાં નિશ્ચે કહ્યું છે, અમો ન ગોપની કન્યાજી;
બૃહત્ વામન પુરાણથી સંગતિ, શ્રુતિ જાણે નિજ ધન્યજી. ૫૫
અખિલ દેહીના અંતરાત્મા આપ છો, તમો ન નંદકુમારજી;
પરબ્રહ્મ શ્રીકૃષ્ણ જ્ઞાનનો, મર્મ કહ્યો તે હારજી. ૫૬
અન્વેષણ લીલા પ્રસંગમાં, ભક્તની સર્વજ્ઞતા ભાખીજી;
પ્રકટ સંગીને સ્વરૂપ હૃદયારૂઢ, તાદૃશ અનુભવની સાખીજી. ૫૭

---

ईश्वरोहि हीनकर्म न करोति ॥ इतिवचनात्
एवं सर्वान्समुद्धृत्य क्रीडत्यस्माकमीश्वरः ॥
શ્રીમદ્ ભાગવતે દશમસ્કંધે શ્રીસુબોધિનીજી ગ્રંથે.
नहि स्वस्य स्पर्शः स्वस्य क्वापि निषिद्धः ॥
શ્રીમદ્ ભાગવતે સ્કંધ ૧૦. અ. ૩૩. શ્લોક ૩૬નાં શ્રીસુબોધિનીજી,
ટીકામાં કારિકા વચનમ્.
मनसि तु भगवति समारामे मनो भगवद्धर्मान्गृह्णाति ॥
(तत्त्वदीपनिबन्धे ॥)
एवंनिष्कामतया गोप्यो मुख्याः भक्ता जाताः का निर्वाणाख्य
ज्ञानोपदेश इति निरूपितम् ॥
શ્રીમદ્ ભાગવતે દશમસ્કંધે. કડી ૫૨ ૫૩ માટે.
न खलुगोपिकानंदनो भवान् । अखिलदेहिनामंतरात्मदृक् ॥
શ્રીમદ્ભાગવત સ્કંધ-૧૦, અ-૩૧. કડી ૫૫-૫૬ માટે.
(ગોપિકાગીત)

અંતરગતિને અંતરંગ સમજે, તે ન વિષયે વહવાયજી;
મરમ રસિક અપ્રાકૃત લહેશે, જે વિરહ તાપે તપાયજી. ૫૮
મતચિત્ત બુદ્ધિ વાણી અહંકૃતિ, સર્વે હરિમય થાયજી,
શબ્દ[૧] સ્પર્શ[૨] રૂપ[૩] રસ[૪] ગંધ[૫] પણ, સર્વેશ્વરનો સહાયજી. ૫૯
રસવસ્તુ રસનિધિ હરિ જાણી, તેનો અનુભવી થાયજી;
તેની ગતિ કહિ અન્યે ન રહે, ત્યાજ મનિ પ્રોતયજી. ૬૦
એ પદકમલ મધુવ્રત ટેકે, લહેશે પરમ અનૂપજી,
આનંદકર સુખદ અતિ અદ્ભુત, મહાદિવ્ય નિત્યસિદ્ધ એ રૂપજી. ૬૧
આમોદ[૧] પરાગ[૨] ને મકરંદ[૩], ત્રણે રસ ભાવના પ્રકારજી;
ત્રણે પદાર્થે બેસવાનો, રસિક ઉર અતિશે વિચારજી. ૬૨
પદપદ્મમાં એહ વસ્તુ, તે કેવલ હિત નિજ સ્વકીયનેજી,
ઉપભોગ આપે એવાને, જે સદા પ્રિય છે પ્રિયનેજી. ૬૩
એ મધ્યે આમોદ છે તે ત્યાં, અનેક સૌરભ રાજનોજી;
સોહાગમદ નેહ રતે હવો, આમોદ સ્વકીયના કાજનોજી. ૬૪
તે પોતાને મહેકતે આમોદે, આમોદ અતિ ઉપજાવેજી;
આમોદ છે તે ભક્ત ભોગી, ભ્રમરરૂપને ભાવેજી. ૬૫
અતિ સુખદ તે પરાગ ધર્યો છે, ભૃંગરૂપ જે ભક્તજી;
પરમ વિધિ શોભા કરવા, પોષણ અનુગ્રહ જક્તજી. ૬૬
એ મકરંદ તે ભક્તમધુપને, સર્વરસ વિસ્મારકજી;
ભજનાનંદ રસ તે જ ભજનાનંદ, મકરંદ તે ધારકજી. ૬૭
મકરંદ રસનું પાન કરાવવાને, મહાન કાર્ય છે જેહજી;
મકરંદ અતિ મોદે ભર્યો, તે વિસ્તાર્યો કારણ એહજી. ૬૮
પ્રભુને ચરણારવિંદે, આમોદ આસ્વાદે રતજી;
ભ્રમર ભરરમને તે આસ્વાદે, અહર્નિશ તેમાં ઉન્મત્તજી. ૬૯
ઉદાહરણ સ્હાં રીત જાણવા, રસિક ને રસરીતજી;
મદ્ગુણ પર્યાલોચ સ્વગાર મહ, સુગન્ધે કરન્ધે ગીતજી ૭૦

વાત્સ્યાયનાદિ ઋષિ જે ભાવે, સૂત્રાદિકમાં વર્ણેજી;
તે રહસ્ય સ્ફુટ સમજવા, એકાગ્રથી ધરજો કર્ણેજી. ૭૧
સ્ત્રૂભાવ પુંભાવ સર્વ ઓવારી, શ્રીવલ્લભદ્વિકરી થાયજી;
દયો કહે શ્રીગુરુકૃપાથી, રસિકવરને પમાયજી. ૭૨

|| श्रीकृष्ण. ||

|| श्रीवल्लभ ||

## || श्रीगुरुगोपीजनवल्लभायनम ||

## "સ્વલ્પાપાર પ્રભાવ"

રાગ ધવલ ધનાશ્રી

શ્રીવલ્લભસહ શ્રીજી વિઠ્ઠલસહ શ્રીવલ્લભલાલજી,
ચરણવંદી વિનયે પ્રણમું છુ, જેણે થવાયે ન્યાહાલજી. ૧
દાન[1] દાની[2] શ્રીજી[1] સદ્ગુરુ[2], પર્મ પદાર્થ રૂપજી;
ધ્યાન ધરીને યુગલ કર જોડે, થાઉં પાવન પરમ અનૂપજી. ૨
પરમાનન્દ મહામંગલરૂપ, પુરુષોત્તમ કરુણાનિધાનજી;
તેનુ ચિંતન ચિત્ત રહેવાથી, ટળે ઉર અજ્ઞાનજી. ૩
અખિલ અમંગલ વિઘ્ન પળાયે, થાય કલેશ સૌ નાશજી;
ત્રિવિધ તાપ ને ચોવિધ પાપો, સદા સૌ હોય વિનાશજી. ૪
અમિત પ્રભાવ રહ્યો એ નામે, હરણ વિપત અણમાપજી,
"यस्य नाम महद्यशः", શ્રુતિ કહે અપ્રતિમ પ્રતાપજી. ૫
અખિલ અવિદ્યા એથી પળાયે, અજ્ઞાન થાય સૌ નાશજી,
સરસ રસિક 'ધિ' વાણી સ્થાપી, કરે વિમલમતિ અવિનાશજી. ૬
સૌ આવર્ણ સદા ટળે જેમ, સૂર્યનો થાતાં પ્રકાશજી;
બાહ્યાભ્યંતર કરે અજવાળુ, તિમિરાંધનો કરે વિનાશજી. ૭
આનંદનિધિ પરબ્રહ્મ પરાત્પર, સ્વમહિમામાંહે નિવાસજી,
સૌ રસ પૂરણ રહે સર્વાંગે, સત્યામૃત રસરાસજી. ૮
પર્મ ઉદાર ચતુર શિરોમણિ, નટવર નંદકુમારજી,
રસાત્મક શ્રીગોપીજન વલ્લભ, નિગમ પણ ન લહે પારજી. ૯

स्वे महिम्नि प्रतिष्ठितः ॥ इति भतें (કડી ૮ માટે.)

અખિલને વંદન સૌ મનરંજન, દિવ્ય વિગ્રહ શ્રીનાથજી;
તે પ્રેમી ભક્તોને ભેટે, સ્નેહે ભુજ ભીડી બાથજી. ૧૦
પ્રસન્નવદન કમલદલલોચન, રસાનંદમય રમ્યજી;
વિજ્ઞાની ભક્તોને ભાવે, અનુભવથી હોય ગમ્યજી. ૧૧
રઢિયાળુ મનોહર સુખદાયી, દિવ્ય સદા સાકારજી;
મન વાણી બુદ્ધિને તર્કે, નિગમ ન પામે પારજી. ૧૨
નેતિ નેતિ કહી વેદ વિરામ્યા, અતુલિત જેનો પ્રતાપજી;
જેની સમ નહીં કોઈ કદિયે, જેનું સર્વ અમાપજી. ૧૩
કોટિ રવિ શશી તડિત વહ્નિમાં, આપ્યું તેજ પ્રકાશજી;
સૌનું આધિદૈવિક પર્મ રૂપ, પુરુષોત્તમ સ્વયં પ્રકાશજી. ૧૪
અત્યદ્ભુત પરાક્રમ જેનાં, ક્ષણ ક્ષણ નૂતન હરિ રૂપજી;
ઉપમા સમ ન અન્ય વસ્તુ કો, આનંદમય અકલ અનૂપજી. ૧૫
આનંદમય સર્વાંગ સલુણું, રૂપ અનુપમ સારજી;
અનંત મહિમા ભરપૂર રસાત્મક, ન પહોંચે મન વાણી વિચારજી. ૧૬
અક્ષરસદન ગોલોકની મધ્યે, તેજ પુંજ અપારજી;
સર્વ અલૌકિક સૌ સુખરાશી, બ્રહ્મરૂપ નિર્ધારજી. ૧૭
ગૌરવર્ણ મૂળ રૂપ હરિનું, પર્મ દિવ્ય અતિ શ્વેતજી;
કંદર્પ કોટિ લાવણ્ય કલાનિધિ, રસમય રૂપ નિકેતજી. ૧૮
વ્યાપિવૈકુંઠ બ્રહ્મપુરને કહે અમૃત મહાધામજી;
પરમપદ ઇત્યાદિ શબ્દે, કહાવે વિવિધ નામજી. ૧૯
બ્રહ્મ ચિદાકાશ કહે છે, તેહ હરિનો લોકજી;
માયિક રૂપ ગુણ કે ધર્મો, નહિ ત્યાં, ગત શોકજી. ૨૦
ત્રિગુણ અક્ષર કાલ અજાદિ, સૌ જેને આધિનજી;
સ્વયં પ્રકાશિત રૂપરાશી બહુ, હોય સૌ જેમાં લીનજી. ૨૧
પરાત્પર પુરુષોત્તમ શ્રીજી, પરબ્રહ્મ શ્રીકૃષ્ણજી;
પરમાત્મા પરમેશ્વર તે છે, ભજતાં ન રહે કો તૃષ્ણજી. ૨૨

સર્વ કર્તા સર્વ નિયંતા, સર્વ ભૂતાધિવાસજી;
કાર્યકારણ, ને કાર્યાતીત છે, અનંત કલાના વિકાસજી. ૨૨
સાક્ષી ચૈતન્ય અંતર્યામિ, સર્વેશ્વર અધિરાયજી;
પર્મ પુરુષ *જ્યાયાન કહાવે, જેનો સઘળે મહિમાયજી. ૨૩
અનંત કોટિ બ્રહ્માંડના સ્વામિ, ઉત્પત્તિ સ્થિતિ લય કરનારજી;
માયા પુરુષ કૃતાંત અનાદિ, પ્રધાન પુરુષાદિને સર્જનારજી. ૨૪
મહત્તત્ત્વ આદિ સૌમાં સત્તા મૂકી તે પ્રભુ ઈશજી;
અનંત શક્તિપતિ સર્વાધાર, તે સૌના સદા અધીશજી. ૨૬
નવીન મેઘસ્યામ સુંદરતા, લાવણ્યામૃતનું ધામજી;
કૃપાસુધાદૃષ્ટિ લોચન છે. નટવર છબિ ઘનસ્યામજી. ૨૭
મંદસ્મિત મધુર શ્રીમુખ છે, અખિલાંગ રસાલજી;
ભક્તજન-મનરંજન કારક, અતિ ઉદાર કૃપાલજી. ૨૮
નવરસસાગર પૂર્ણ ભગ્તિ છે, સજ્જલજલદ વપુ શ્યામજી;
અખિલ સુંદર સર્વાંગ મનોહર, સર્વાનંદનું ધામજી. ૨૯
અમિત શોભા અંગઅંગમાં, રસરૂપ ગુણાકર સર્વજી;
કોટિ મન્મથ મન્મથ સુંદર, કંદર્પ લાજી તજે ગર્વજી. ૩૦
અતિ રમણીય જેની સૌ લીલા, દિવ્ય ચરિત્ર અપારજી;
ક્ષણે ક્ષણે નિત્ય નવલ જણાયે, ન ઉપમા યોગ્ય અલંકારજી. ૩૧
હરિ સમ નહિ કો વિશ્વે પદાર્થ, અદ્વિતીય અનુપમ તેહજી;
જ્યાયાન પર્મ પુરુષ સનાતન, અજોડ નિઃસંદેહજી. ૩૨
દિવ્ય વિગ્રહ રૂપ બહુ ધારે, શું વર્ણું રસના એકજી;
શેષ સહસ્ત્રજીહ્વા ગુણ વર્ણે, અપાર રૂપ અનેકજી. ૩૩
સદા સ્વતંત્ર સ્વરાટ વિરાજે, સૌ કરવાને સમર્થજી;
"कर्तुमकर्तुमन्यथाकर्तुम्", નહિ કો વાતે અસમર્થજી. ૩૪
પર્મ એકાંતિક ભક્તજનોને, અખંડ દે રસ દાનજી;
શ્રીહરિ સ્વરૂપ સુંદર મુગ્ધકને, ન રહે અન્ય કો ભાનજી. ૩૫

*જ્યાયાન = શ્રેષ્ઠ.

નિત્ય મુક્ત અનાદિ કાળથી, નિરખે હરિ તૃપ્તિ ન થાયજી;
પલક માત્ર જો નાં નિરખાયે, તો અધીરા બની જાયજી.
કોટિ કલ્પ સમીપ જ લાગે, એવું મહામોહક રૂપજી;
રતિપતિ રૂપ જોઈ હોય મૂર્છિત, શોભાસદન અનૂપજી. ૩૭
અનંતકોટિ કલ્યાણ ગુણે યુત, પૂર્ણૈશ્વર્ય અપારજી;
મૂર્તિમાન ચોવેદ ગુણ વર્ણે, હરિ કીર્તિ ચરિત્ર વિસ્તારજી. ૩૮
ષડૈશ્વર્ય પરિપૂર્ણ સદા છે, સુઘડ શિરોમણિ સારજી;
અમિત માધુરી સર્વ શ્રીઅંગે, સહજે ઉપજે અતિ પ્યારજી. ૩૯

શ્રીઅંગી સૃષ્ટિ હરિલીલા માંહે, અનેક ભક્ત સમાજજી;
ભક્તભાવાનુસારે, શ્રીજી કરે ભક્ત મનોરથ કાજજી. ૪૦
હરિ ગુરુ સંત સેવ્યાથી, આવે પ્રકટ બ્રહ્મ સંજોગજી;
ત્યારે સૌ પ્રતિબંધ ટળે છે, ટળે સંસૃતિ રોગજી. ૪૧
સંગ સંબંધ કે સ્પર્શ થયાથી, અયોગ્ય યોગ્ય થઈ જાયજી;
માયિક પણ અમાયિક હોયે, ગુણમય ગુણાતીત થાયજી. ૪૨
પ્રકટમાં કૃપા વરસતી હોયે, ખપ નહિ સાધન પડે કોયજી;
કેવળ કૃપાકટાક્ષ માત્રથી, સૌ સાધન ફલ જોયજી. ૪૩
જ્યારે જ્યારે હરિ પ્રકટે છે, ત્યારે ત્યારે નિજ સાજજી;
પૂર્વે હરિ પ્રકટાવે તેને, નિત્ય મુક્ત સમાજજી. ૪૪

તેના સંગે સેવને સહજે, મળે પ્રકટ પ્રભુ સંગજી;
અશુચિ જલ ગંગામાં ભળતાં, કહાવે શુદ્ધ તે ગંગજી. ૪૫
સંગ સંબંધ પ્રસંગ પડયાથી, વિશુદ્ધતા હોય અંગજી;
ભવબંધનથી તેહ મૂકાયે, પ્રતિબંધ થાય સૌ ભંગજી. ૪૬
ગંગા પાપ ને તાપ ચંદ્રમા, દૈન્યતા કલ્પતરુ ટાળેજી;
એક એક કાર્ય હોય છે તેથી, સંત તો સર્વે પ્રજાળેજી. ૪૭
તીર્થ સેવને કાળે કરીને, અશુચિ સર્વે જાયજી;
સંત દર્શને સહજ સદ્યમાં, વિશુદ્ધ મનડું થાયજી. ૪૮

ગંગાદિ તીર્થો સ્થાવરવત્ છે, એક જ સ્થળ કરે વાસજી;
જંગમ તીર્થરૂપ સંતોનો વિશ્વમાં સઘળે પ્રકાશજી. ૪૯
તીર્થાદિથી અધિકો મહિમા, વિજ્ઞાની જન જાણેજી;
તીર્થોને પુનિત કરનારા સંતો, ઉર હરિ બુદ્ધિ આણેજી. ૫૦
હરિ ગુરુ સંત ત્રણ નામરૂપ, પણ તત્ત્વે જાણવાં એકજી;
ત્રિલોકે ગંગા નામ જુજવાં, તત્ત્વે નહિ તે અનેકજી. ૫૧
ભાગીરથી ભોગવતી અને, મંદાકિની ત્રય નામજી;
વિષ્ણુપાદોદકીરૂપ જાણવું, સઘળે એક તમામજી. ૫૨
એક જ બ્રહ્મ અનેક રૂપથી, ટાળે તિમિર આવર્ણજી;
હરિ ગુરુ સંતે પ્રીત ધરીને, સેવવાં તેમનાં ચર્ણજી ૫૩
હરિ ગુરુ સંતે દ્વૈત મતિથી, અજ્ઞાન વધે છે ઉરજી;
સદ્ગુરુ સંતે હરિ વસે છે, પ્રકટપણે ભરપૂરજી. ૫૪
પ્રકાશ તાપનું કાર્ય કરે રવિ, શશી અમિથી કરે શીતલજી;
મેઘ વૃષ્ટિ કરી ભૂમિ ભીંજવે, વરસાવી મિષ્ટ જલજી. ૫૫
વહ્નિ જ્વાળા સર્વ પ્રજાળે, શુદ્ધાશુદ્ધ તમામજી;
શુદ્ધાશુદ્ધ સૌ મેઘ પલાળે, વાયુ વેગે વૃદ્ધિ કામજી. ૫૬
પારસમણિના સંગસ્પર્શથી, કંચન થાય તરવારજી;
તદપિ મૂળ ગુણ તેના ન ટળે, માર[1] ધાર[2] બધ આકારજી.[3] ૫૭
સાખી— પારસમણિકે સંગતે, કંચન ભઈ તલવાર;
તુલસી તિનું નાં ગયે માર[1] ધાર[2] આકાર[3]. ૧
સત્તા મળ્યા પ્રમાણે સર્વે, કાર્ય કરે એક એકજી;
અનેક રીતે સંત કરે બહુ, જ્ઞાની લહે વિવેકજી. ૫૮
દુર્ગુણ ટાળી સદ્ગુણ સ્થાપી, હરિરુચિ મર્મ જણાવેજી;
હરિપ્રસન્નતા રીત દાખીને, મહદ્વિદ્યા કહી ભણાવેજી. ૫૯
આત્યંતિક ક્ષેમ થવાનાં, હરિ ગુરુ સંત વિચારજી;
સાચી પ્રીત એવું રહેતાં, સહજે થાય ભવ પારજી. ૬૦

પગે પડીને હાથ જોડતાં, સહજે થઈ જવાય સનાથજી;
તનમનધનથી સેવા કરતાં, રીઝી હરિ ભીડે બાથજી. ૬૧
હરિગુરુસંતે સદા સ્મૃતિથી, કુશ્ચિત કૃતિ ન થાયજી;
સન્નિધાનપણું ભાખ્યાથી, અસત્ કરતાં લજવાયજી. ૬૨
હરિગુરુસંતે, અકથ રહ્યો છે, સદા પ્રૌઢ પ્રતાપજી;
અજ્ઞાનતણી જડ કાપી નાખે, ટાળે ત્રિવિધ તાપજી. ૬૩
અખંડ સાચું સુખ જણાવે, સેવે થઈ શ્રદ્ધાવાનજી;
પ્રકટ પ્રભુ સંજોગ કરાવે, આપે સત્યામૃત દાનજી. ૬૪
પરમાર્થ કાજે તે પ્રગટે, નહિ સ્વાર્થ લવલેશજી;
હરિ આજ્ઞાએ જગ વિચરીને, દે હિતકર ઉપદેશજી. ૬૫
હિતકારી સૌના સ્નેહી, તે પરોપકારી પૂરાજી;
હરિપ્રાપ્તિની રીત સૌ જાણે, નહિ કો વાતે અધૂરાજી. ૬૬
પ્રકટ પ્રભુને મળેલ હજુરીઆ, પ્રકટ પ્રભુને મળાવેજી;
હરિ અરુચિકર સ્વભાવાદિ, દોષ માત્ર ટળાવેજી. ૬૭
સાચા સંત સગા સૌ જનના, પર્મ હિતકારી અપારજી;
ચૌવિધ પાપ, તાપ ત્રય ફેડે, શ્રેય પથ દાખે ઉદારજી. ૬૮
જ્ઞાનદાન દેઈ હરિ રતિ થાવા, સારાસાર જણાવેજી;
નિત્યાનિત્યનો મર્મ દાખીને ભગવદ્ધર્મ ભણાવેજી. ૬૯
હાનિવૃદ્ધિ સમવિષમ ને શત્રુમિત્ર સમતોલેજી;
માનઅપમાન સુખદુઃખ સમ જાણે, મતિ કદી નાં ડોલેજી. ૭૦
અહંતા મમતા લેશ ન હોયે, માનાપમાને સમચિત્તજી;
સુખે ન ફૂલે, દુઃખે ન ડૂલે, સમ માને હાર ને જીતજી. ૭૧
હર્ષ શોકથી સદા રહિત તે, ઇંદ્રિજિત સદાયજી;
આપત્ત કાળે નિજ ધર્મ સાચવે, હરમડે ન ડગાયજી. ૭૨
બાહ્યાભ્યંતર વિમલ સદા રહે, સૌને કરે પવિત્રજી;
ઇત્યાદિ બહુ શુભ લક્ષણે, ભરપૂર સંત ચરિત્રજી. ૭૩

માત તાત ને સગાં સંબંધી, હિતકારી સ્વજનજી;
તેથી અધિકું હિત કરે સંતો, નિજ સમ કરવા મનજી. ૭૪
વિઘ્ન અમંગલ સર્વ ટાળીને, નિર્ભય પદનું કરાવે ભાનજી;
કાન માયાથી નાશ ન થાયે, એવું સંત કરે દાનજી. ૭૫
જન્મ-મરણનો ભય મૂકાવી, શાંતિ કરે સર્વ પ્રકારજી;
એવા સંત ગુરુ હરિરૂપ લહી, જેનો હોય પ્યારજી. ૭૬
તેને પ્રભુ નિજ વશભ માની, નિશ્ચે કરે સ્વીકારજી;
તે કદી સંસૃતિમાં નાં ભટકે, મહાજને કર્યો નિર્ધારજી. ૭૭
સદ્‌ગુરુ સંત ઉભય કર્યાં છે, હરિ પ્રાપ્તિનાં દ્વારજી;
હરિસંગીના સંગ નગ્ગે છે, અપ્રતિમ પ્રભાવ અપારજી. ૭૮
જડ બીજ મૂળ સ્થાપીને, પોતે વળી વૃદ્ધિને પમાડેજી;
એવી સુસંગતિ જાણી, ભાગવત કહી બહુ વાર દેખાડેજી. ૭૯
સદ્‌ગુરુ સંતના ગુણ ગાવાથી, શ્રીહરિ રાજી થાયજી;
ગુણગ્રાહક સુબુદ્ધિવંતની, શ્રીજી કરશે સહાયજી. ૮૦
સંગસંબંધ શ્રીજીનો જેમાં, ત્યાં સ્વલ્પાપારે પ્રભાવજી;
દાસ દયાની બુદ્ધિ પ્રેરક, તેથી કર્યો દર્શાવજી. ૮૧

---

भगवत्संगिसंगस्य मर्त्यानां किमुताशिषः ॥ ભાગવતે કહી ૭૮ વાર.

॥ श्रीकृष्णः ॥

॥ श्रीवल्लभः ॥

## ॥ श्रीगुरुगोपीजनवल्लभायनमः ॥

## "અલૌકિક નાયક–નાયિકા હાવભાવ સ્વરૂપલક્ષણ ભેદ વર્ણન"

રાગ ધવલ ધનાશ્રી

મહામાંગલ્ય પૂર્ણપરમાનંદ, રસાત્મક મહારસરૂપજી;
સર્વાંગસુંદર નટવર મનમોહન, મન્મથ મન્મથ વ્રજભૂપજી. ૧
શ્રીગોપીજનવલ્લભ રસનિધિ, સૂત્રાચાર્ય સર્વાધીશજી;
તેને પરમવલ્લભ શ્રીવલ્લભ, મહાપ્રભો શ્રીવાગધીશજી. ૨
ત્યાંથી આરંભી ગુરુવલ્લભ લગી, સૌ પરિકરને નમી પાયજી;
સદ્ગુણ સાગરનુ મનમોહે, મુખ્ય સ્વામિનીની ચહુ સહાયજી ૩
જેણે કરીને શ્રીવલ્લભાના, લક્ષણ વર્ણન ભેદજી;
મુખ્ય ચિહ્નસૂચક કાંઈ વરણુ, નેતિ નેતિ કહી થાકયા વેદજી. ૪
વિવિધ અનેક દિવ્ય રસો છે, તેમાં વર્ય શૃંગારજી;
તે રસભાવનો રસિક ભક્તમાં, પ્રવેશ થાય નિર્ધારજી. ૫
વાત્સ્યાયનાદિ શિષ્ટ પુરુષો, સમ્યક્ કહેવા સમર્થજી;
મહદનુભવિ એ રસ ભુક્તે, અન્ય લહેવાને અસમર્થજી. ૬
તદપિ ભાવિક જન અવલંબે, સમજે રસના ભાવજી;
છાયામાત્ર દષ્ટાંતે બોધે, સૂક્ષ્મ કરુ દર્શાવજી. ૭
કેવળ મારું ગાયુ જ ગાશે, ઘણા ગોથાં તે ખાશેજી;
અલૌકિક ભાવને સમજી ગાશે, પરમપદે તે જાશેજી. ૮
અંગી ધર્મ મૂલ રસાત્મક, પૂર્ણ પરમાનંદજી;
તેનાં કૃપાપાત્ર પરમ તે, પ્રિયવલ્લભા ગોવિંદજી. ૯
અંગરૂપ સૌ વ્રજભક્તો છે, ઉભયનાં પરમ ચરિત્રજી;
શ્રીજીની પરમૈકાંતિક લીલા, અત્યદ્ભુત મહાપવિત્રજી. ૧૦

પરમપુરુષની પરમકૃપાને, મેળવવા જે ચહાયજી;
તે ભજનભક્તના પરમભાવને, શીખવાને લે સહાયજી. ૧૧
પરમૈકાંતિક ભજનભક્ત સર્વ તે, શ્રીજીની કૃપાનાં પાત્રજી;
જે રીતે શ્રીજીની પ્રસન્નતા મેળવી, એવાં કર્યા દિવ્ય સૌ ગાત્રજી. ૧૨
રસરૂપ સર્વ સામગ્રી ભજની, વૃંદાવન રસધામજી;
તેમાં મહારસ દાન કર્યો છે, રસિક સ્યામ અભિરામજી. ૧૩
નિત્યલીલા નિત્યે નૂતન, ક્ષણક્ષણ અધિકાધિકજી;
અનુપમ તે અપ્રાકૃત સર્વે, નહીં ત્યાં માયિક ગંધજી. ૧૪
તેનું રૂપક કહેવું સમજવું, કરવું અતિ અગમ્યજી,
તદપિ તેના રસિક ભક્તને, મનમાં લાગે અતિ રમ્યજી. ૧૫
સ્વયં વેદ સરસ્વતી જ્યાં થાકે, તો કવિજન કેમ ન હારેજી[૧];
તદપિ મહાનુભવીના આશય લેઈ, કથવા મન ધારેજી. ૧૬
દષ્ટાંતિક ચિહ્ન લક્ષણે કરીને, સિદ્ધાંત રહસ્ય વિચારીજી;
મૂળ રસનો કાંઈ બોધ થવાને, ગુરુકૃપા ઉર ધારીજી. ૧૭
કલ્પદ્રુમ સમ નિગમ વૃક્ષમાં, મૂલ બીજ નિર્ધારજી,
"રસો વૈ સઃ" શ્રુતિ જડમૂળથી ફૈલી, રસોત્પત્તિ સારજી. ૧૮
તે વૃક્ષનાં ડાળાં ડાળીવત્, અંગાદિ સૌ શાસ્ત્રજી,
તેણે પુષ્ટિ થઈ તે ફાલ્યો, અંકુરિત પલ્લવિત માત્રજી. ૧૯
ફુલ થયા પછી ફલરૂપ, પક્વ જે શ્રીમદ્‌ભાગવત સારજી;
દશમસ્કંધે પ્રકટ જણાવ્યો, પાત્ર શુકજી નિર્ધારજી. ૨૦
શુકમુખચંચુ પ્રવેશી ત્યારે, બહાર પ્રકટ્યો રસ સારજી;
સારામૃત સત્ય રસ પાવાને, ત્યારે કર્યો ઉદ્‌ગારજી. ૨૧
શ્રીજયદેવે અષ્ટપદીમાં, જગદીશ કૃપાયે દાખ્યોજી;
રસિકભક્ત નરસિંહ મહેતાએ, ચાખ્યો તે રસ ભાખ્યોજી. ૨૨
પરમભક્ત બ્રહ્મકોટિના, શ્રી શંભુ વિખ્યાતજી,
તેનો પરમાનુગ્રહ થાતા, દિવ્ય લીલા પેખી સાક્ષાતજી. ૨૩

---

૧ નિગમ નેતિ નેતિ ગાય. (વલ્લભાખ્યાન)

પરમવલ્લભા શ્રીવ્રજભક્તમાં, મુખ્ય સ્વામિની જેહજી;
દ્વિદલ રસાત્મક તત્ત્વ પરમ ફલ, તેથી પ્રકટે સ્નેહજી. ૨૪
તે હેતુ ઉરમાં આણીને, દયો રચે પદ બંધજી;
જેણે કરી પ્રાકૃત દંદના, સકળ નિવર્તે ફંદજી. ૨૫

"નાયકાભેદ"

ત્રિવિધ નાયકા ભેદ લહેવાને, કહું છું કાંઈ પ્રકારજી;
મુગ્ધા[1] મધ્યા[2] પ્રગલ્ભા[3] ત્રણ, તેનો પૃથક્ વિચારજી. ૧
વય ક્રમ ભેદે ત્રિવિધ પ્રકારે, દિન દિન જુદી જાતિજી;
પ્રહર ઘડી પળપળ નૂતન, નિત્ય પલટાયે છે કાંતિજી. ૨

"મુગ્ધાલક્ષણ."

મુગ્ધામાં અજ્ઞાન મમાયે, વળી નહીં જોબનનો લેશજી;
રસ પ્રકારમાં જ્ઞાત નહીં એ, નિપટ મુગ્ધાનો વેશજી. ૧
સખિ પ્રિય લહી તેની સંગે, વિચરે રમવા તેહજી,
યુક્ત અયુક્ત બોલ નાં પરખે, ભેદ ફંદ ન જાણે એહજી. ૨
લાજ મર્યાદનું ભાન ન જેને, પ્રવીણ ન વસનાલંકારજી;
સુવસ્ત્રાભરણની પરવા નાં તેને, રસ નહીં જાણે લગારજી. ૩
શિશુપણામાં ન કલિ અંકુર કો, દેખાદેખી કૃતિ હોયજી;
મુગ્ધામાં એ ચિહ્ન રહે છે, મર્મ લહે નહીં કોયજી. ૪

"વયસંધી મુગ્ધા વર્ણન"

મુગ્ધાના પણ ભેદ બહુ છે, કયાં લગી તે વખાણુંજી,
મુગ્ધાવસ્થા આવેશ થાય તે, વયસંધી વર્ણું જાણુંજી; ૧

"વયસંધી મુગ્ધા."

તરૂણાઈ એ તનતેજ પ્રકાશે, નખશિખ સુંદર રૂપજી,
દગ ચંચલ થઈ જોવા હરખે, એવું મુધડ સ્વરુછ અનૂપજી. ૨
કાંઈક કૃશ કટિ, ગયંદ ચાલ ગતિ, ભારે હોય કો કો અંગજી,
સમવય ઇચ્છિત સંગ સદાયે, રહે મસ્ત નિજ રંગજી. ૩

રતિ સૂચક કો રસત ગૌર ને કોઈ હોય છે સ્યામજી,
યદપિ બાનચેશદિ દાખે, કેલિ ખેલ તમામજી. ૪

"અજ્ઞાત યૌવન લક્ષણ"

યૌવન ખીલ્યું પ્રકટ ન જાણે, નિજનાં અવયવ અંગજી,
અજ્ઞાત જોબન તે કહેવાયે, નહીં ઉમંગી રતિ રંગજી. ૧
નિજ તન રંગ સખીને પૂછે, હોય ચપલ દગ બાળેજી,
ચટકી પોતાની નાં પરખે, અન્ય સખીને ન્યાહાળેજી. ૨
સુરત વ્યથાને લહેવા કારણ, વિવિધ સખી પ્રતિ ભાખેજી,
ઉરસ્થલ ભારે ક્યમ લાગે ? કહી નિજ અંગને દાખેજી. ૩

"લજ્જાપ્રાય મુગ્ધા વર્ણન."

લાજુ લાડલિ વેલ પત્ર સમ, અન્ય પરસે સકુચાયજી,
લાજ પ્રાધાન્ય વસી રહે ઉરમાં, અધિક વધી સખી ચહાયજી. ૧
લજ્જા સહિત જ્યાં ત્યા પગ મૂકે, લજ્જા રૂપ સમાનજી;
આલસે અંગ મરોડતી જ્યાં ત્યાં, સંકોચે સર્વે વાનજી, ૨
અંગ અંગ સૌ જોડી મંડલે, સ્પષ્ટ ગતિ કહી ન જાયજી;
ગુરૂજન દેખી અંગ સૌ ઢાંકે, મનથી કરે તન સંકોચજી. ૩
શિશુ તરુણાઈ તનની જાણે, પિયુ જોઈ આવે લાજજી,
તનને પ્રિય વલ્લભ પતિ તદપિ, અહે લાજનું રાજજી. ૪
ચસમપોશીવત્ પ્રકટ તે ગુપ્તે, આડી દષ્ટિથી જોવજી,
તદપિ દયાથી તે સંતાડે, અંતરવૃત્તિ ગોપજી. ૫

"લજ્જા પ્રાધાન્ય મુગ્ધા પ્રકારાંતર."

તન મન વાણી પ્રીતિ પૂરણ, સખીથી પણ સંતાડેજી,
ઉલટ સુલટ યુક્તિ પ્રયુક્તિએ, હિય ભાવ ન ખોલી દેખાડેજી. ૧
નયણે નયણ મળે દંપતીનાં, પ્રકટ સખી કદિ દેખેજી,
તદપિ લાજે ગે' ન ભળાયું, એમ વદી તે ઉવેખેજી. ૨
પરસ્પર અંતર ટળી જાય તો, મુગ્ધા ન તે કહેવાયજી,
રસ દશાનાં નવોઢા તરુણાઈ, નાગરીની લહેવાયજી. ૩

"અનૂઢા ઉઢા ભેદ."

વાગ્દાની અવિવાહિત અનૂઢા તેનું નામજી;
લગ્ન થયે ઉઢા કહેવાયે, નવોઢા સુવાનું ધામજી. ૧

"મધ્યા લક્ષણ."

મધ્યા તે જોબનને જાણે, યૌવન હદે વખાણેજી,
મનોદ્ભવ પ્રાદુર્ભુત થાયે, સુરત વિચિત્ર રસ જાણેજી. ૧

"જ્ઞાત યૌવન મધ્યાવર્ણન."

યૌવન પૂરને મનથી પરખે, જ્ઞાત યૌવના તેહજી,
નિત્યપ્રતિ અધિકાધિક ગતિ વાધે, પતિચિંતની પૂર નેહજી. ૧
ભ્રૂકુટી નિકટ મળી મળીને, જાણે કરતી વાતજી,
અંગ અંગ નવનવાંશું હોયે, નિત્ય ભાસે એમ ગાતજી. ૨
નેત્રગોલક આનંદિત ભાસે, કીકીમાં વસે સ્યામજી; (વધે—પાઠાંતર)
વપુ ગૌરમાં તેમ અધરરમે, લાલી દરસે તમામજી. ૩
સ્તન ઉચાં ને નિતંબ ભારે, કટિ કૃશ, વપુ હોય ભારેજી,
સર્વાંગ ક્ષણ ક્ષણ વૃદ્ધિ દીસે, ફરી ફરી વપુ નિહારેજી. ૪

"આરૂઢયૌવના વર્ણન"

મધ્યા અરૂઢજોબનાને, જોબન ચઢે સૌ અંગજી,
પિય પેખે શરમાઈ બોલે, વચન મર્મસુ વ્યંગજી. ૧
જોબન ચઢિયુ તેના તનમાં, વીરરસ ખણુમે સ્વાદજી;
આડાં ટેડાં વાંકાં વચને, સખીશું કહી આહ્લાદજી. ૨
અતિ અલબેલી એ નવેલી, વાણી મધુરી ઉચ્ચારેજી;
અંતરમાં પ્રવીણ સખિ, તે શીખવે વિવિધ વિચારેજી. ૩
નાયક પતિની ભેટ કદી થાતાં, ભરપૂર રસ સર્વાંગજી;
નેણ જોડી મૃદુ હસી મુખ મરડી, ચિત્ત ચોરે ભ્રૂભંગજી. ૪
નાના વિધ સુરતક્રીડાના, નિશદિન કરતી ઢંગજી;
ક્ષણ ક્ષણ અધિકાધિક મન ધારે, ભોગવવા નૂતન રંગજી. ૫

## "પ્રાદુર્ભુત મનોભવા મધ્યા વર્ણન"

સર્વે સુધની મધ્ય બિરાજે, મનોભવા નવકામિનીજી;
અંગ અંગમાં પ્રભા દ્યુતિ ઝળકે, ચાલ ગતિ ગજગામિનીજી. ૧
તન કાંતિ ઝળહળ ઝગમગતી, જાણે શું હોયે દામિનીજી;
સૌ વામામા અધિક ચિત્તચોરક, મુખ મરકે હમ સ્વામિનીજી. ૨
નિજ પિયુ સુખ સેજમાં ઇચ્છે, વ્યર્થ ન ક્ષણુ જાય જામિનીજી.
રસની લૂંટાલૂંટ શીઘ્રગતિ, પ્રાદુર્ભુત મનોભવા ભામિનીજી; ૩
પ્રાદુર્ભુત મનોભવા મધ્યામાં, કામ વસે સૌ અંગજી;
હીર હીર તે દિવ્ય ઝગમગતો, અખંડિત ઇચ્છે સંગજી. ૪
દર્પણમાં વપુ સર્વ જણાયે, જ્યમ શશી દરસે રંગજી;
એમ પ્રાદુર્ભુત્ત મનોભવામાં, કામ વસે તે પ્રકટ દીસે સૌ અંગજી. ૫

## "સુરતિ વિચિત્ર મધ્યા"

મધ્યા—સુરતિ વિચિત્ર હોય છે, કામકેલિરસપૂરજી;
સુપતિ નાયકને અનુભવ એ, ઉભય અંગ જે સૂરજી. ૧
મદને માતી લપટે પતિ છાતી, દ્વિરૂપ ન ભાસે અંગજી;
ઉભય સુરત સંગ્રામી સુભટવત્, નહીં અર્ધાંગ સર્વાંગજી. ૨
બાહ્ય રમણમાં ભેદ અભેદવત્, મનમાં હર્ષ તરંગજી;
અનેક શબ્દો વિવિધ પ્રકારે. સુસ્વરે મધુરા અંગજી. ૩
એ રસરમણ સુખસ્વાદ દંપતી, પરસ્પરને થાયજી;
તે વાણીમાં નાં વર્ણીયે, અનુભવી મન સમાયજી. ૪

## "નાયક નાયકાનાં સુરતાંત ચિહ્ન વર્ણન"

રસિક ઉભયે કર્યું રતિરમણ, તે ચિહ્ને દર્શન અન્યજી;
સુરત ક્રીડારસ ભેઉનાં ગાત્રે, જુએ અંતરંગ અનન્યજી. ૧
આરક્તતા દીસે છે નયનમાં, લાલી ડોરા સોહેજી;
મુખ ઝૂમા ઉઠે ચેરાણાં, જોતાં મનડું મોહેજી. ૨

સટપટી વસ્ત્રાભરણ જણાયે, નખ ક્ષત દીસે ગાતજી;
અલંકાર પરસ્પર ગડિયા, દંતક્ષતની ઘાતજી. ૩
કયહું ચંદન વંદનની રેખા કયૌં કાજલ કયૌં પીકજી;
ગૌર સ્યામ અંગમાં ચિહ્નો, પ્રકટ દરસે લીકજી. ૪
ચરણ ડગમગતા અલબલ બોલે, સ્યામ રેખ સોહે છે ગાલજી;
કયૌં પીક લીક અંજનની રેખા, ઉલટા દીસે ખ્યાલજી. ૫
વિથુરી અલક લટ શિથિલ રાજે, વસન ચોળાયાં તનજી;
ચટક મટક ગતિ ચાલ પલટી છે, ઝલકે વદન પ્રસન્નજી. ૬
તિલક ચાંદલો આડ ખંડિત થઈ, મુક્તામાલ ગઈ તૂટીજી;
ઠોર ઠોર સુવાસ રહી ફેલી, કામકેલિ રસ લૂટીજી. ૭
રતિરસ મદન વિલાસ રસ ઘૂંટ્યા, ચિત્ર છાપવત્ દરસેજી;
નાગરી નાગર કામકેલિ રસ, સંભારી મન હરખેજી. ૮

## "પ્રૌઢા વર્ણન"

પ્રૌઢા સમસ્ત રસ નિપુણ, તે સૌ જાણે રસની રીતજી;
જે જે રસ પિયુને રુચિકર, તે આપે ધરી પ્રીતજી. ૧
સમસ્ત રસ કુશલ પ્રૌઢા, તે કામકેલી રતિ પૂરજી;
પ્રવીણપણાથી રસ સૌ જાણે, ભોગવવા રતિ ઉરજી. ૨
વિવિધ રસોમાં સાર શૃંગાર એક, રસિક છેલમાં જાણેજી;
હાવભાવાદિ કરી કૃષ્ણ–પિયુને, રીઝવવા મન આણેજી. ૩
કામ કલાનિધિ પરબ્રહ્મ લહી, રસાત્મકે ઉર આનંદેજી;
સિદ્ધ કામિની સૌ અભિરામિની, લુબ્ધે પરમાનંદેજી. ૪
રસિક રસરાજ શૃંગાર કુમારવર, સારસ્વત કલ્પી કૃષ્ણજી;
તે પૂર્ણાનંદનો રસ ભોગે, બાકી ન રહે કો તૃષ્ણજી. ૫
અગમ્ય ગતિ અતિ, નિગમ ગતિ નહીં, રૂપરસસાગર મગનજી;
પૂર્ણ ભાગ્યનિધિ શ્રુતિરૂપાદિ, સર્વે પરમ રતિ લગનજી. ૬

## " વિચિત્ર વિભ્રમા પ્રૌઢા વર્ણન "

પંચબાણ રહે સાથ કામનાં, પતિનાયક પ્રતિ નાખેજી;
તેની મંદ ગતિ જોઈ મનમાં, જેમ લાગે ત્યમ રમ ચાખેજી. ૧
ભ્રૂકુટી કટાક્ષે પિયુ ચિત્ત ચોરી, પતિ કરે આધીનજી;
મંદ મધુર મુખ હાસ્ય વિલાસે, પતિથી ન રહે ભિન્નજી. ૨
વિવિધ રસતરંગ ભીની રહે, ફેંકે નયન કટાક્ષજી;
વિચિત્ર વિભ્રમ પ્રૌઢા નાયકા, પ્રીતરીતમાં હરિની સાક્ષજી. ૩
વિવિધ કૃતિ રતિ મતિ ગતિ તેની, બાહ્યાભ્યંતર વિચિત્રજી;
કાંટ પુતળી યંત્ર ગતિ પલટે, ત્યમ વિલક્ષણ ચિત્રજી. ૪
જલ માછલડી ડૂબી રહે તરતી, ત્યમ પ્રૌઢા ગતિ મીનજી;
દમસરે લોટપોટ કરી નાખે, પતિરસ રંગે લીનજી. ૫
વિવિધ વિલાસ વિલસિત પણ તલસે, પતિરસમાં પૂર મસ્તજી,
નયન નોક મંદહાસ્ય મિશ્રિત, મધુરવાણી બાણના ત્રસ્તજી. ૬
પતિવિયોગ ક્ષણ કલ્પસમ લાગે, પ્રકટ સંયોગે અધીરજી;
સાચું પણ સ્વપ્ન સમ લાગે, નાયકા વિભ્રમ વીરજી. ૭

## " આક્રામિતા પ્રૌઢા વર્ણન "

પ્રૌઢા આક્રામિતા તે કહિયે, આકર્ષણ ગુણવંતજી;
અન્ય સ્થળેથી સમૂલ તજાવી, નિજ મનવશ કરે કંતજી. ૧
રસભરી અન્ય ત્રિયે નહીં બોલે, ત્યમ નહીં હાંગી પ્રસંગજી;
નેણ ન જોડે અન્ય કો સાથે, છબિલાનું ચિત્ત ચોરેજી;
સ્વાધીનપતિકા નાયકવત્ કૃતિ, રસિક મન ઝૂલે હિંડોરેજી. ૨
ચાતક ટેક રસિક રસિકની, એકાંગી નહીં પ્રીતજી;
ઉભયાંગી વારિ પય સમ એ, બને મિશ્રી સુગંધી ગીતજી ૩

## " પ્રૌઢા લુબ્ધા વર્ણન "

પ્રૌઢા લુબ્ધા અતિ કલ્યાણી, પ્રભુતા પતિ પ્રભુ પ્રતાપજી;
નખશીખ સુંદરી સુંદર નાયક, ચિંતવે પરસ્પર આપજી. ૧

પ્રભુતા પ્રભુસંગ રસલુબ્ધાને, રસમય તે રસરૂપજી;
બાહ્યાભ્યંતર રસાત્મક ઝલકે, ન ગુણના કો અનૂપજી ૨
અન્ય સર્વત્ર નિર્પેક્ષ સદા, ને નિષ્કામી સદા રહે પૂર્ણજી;
આપ્તકામ ને પૂર્ણ કામવત્, આત્મારામી ન હોય અપૂર્ણજી. ૩

## "ધીરાધીરા પ્રકરણ"

## "ધીરાધીરા ભેદવર્ણન"

રોક વ્યંગોક્તિ અન્યોક્તિએ, ધીરા કહે વચનજી;
યુક્તિ પ્રયુક્તિ રસચાતુર્યે, પિયુમન કરે પ્રસન્નજી. ૧
મર્મગિરા ધીરાની મધુરી, અધીરાની વિધ પ્રકારજી;
ધીરા વચન સુણવા પતિ આતુર, અધીરાની કઠોર અપારજી ૨
યદ્યપિ રૂપકો ધીરા દે તે, અમૃત સમ હોય મિષ્ટજી;
મંદ મધુર વાણી હાસ્યામૃત, શિખ જેમ દે કો શિષ્ટજી. ૩
સેજ સમીપ પિય તિષ્ઠ રહીને, વિનય નમને કર જોરેજી;
પાલવમાં સિદ્ધ બીડું ઢાંક્યું, પતિ લેવા કર ઓરેજી. ૪
પ્રીતમ નિજ કરેથી લે કાઢી, પિયુને અધીર કરાવેજી;
ઉભય હસે સરસે દરસે પરસે, કર નયન ઠરાવેજી. ૫
પરસ્પર રસમસ્ત અધીરતા, કર ચાંપી કર રહાયજી;
ત્યારે પતિશું આતુર વચને, નિજ હેતુ પ્રકટ કહે વેણેજી.
મારા હિયમાં આજ નવિન છે, અપ્યાહાર દર્શાવે નેણેજી. ૬
પરમ પ્રેમ ઉત્કંઠિત અભિલાષિત, ધૈર્યતા ન રહે લેશજી.
સેવો અધીરા નાયકાનો, બાહ્યાભ્યંતર વેશજી. ૭
અધીરામાં ન વિવેક નીતિકો, સ્વાભાવિક લક્ષણ એહજી.
ચતુરા ચિત્તચોરક નાં થાયે, ન લહે વૃદ્ધિનો સ્નેહજી. ૮
નાગર શ્રીનવરંગપતિ તે, અધીરા રસવૃદ્ધિ કાજજી;
રસરીતિનો પ્રેમ પ્રકાશે, ત્યારે આવે લાજજી. ૯

પતિને રમની વાતો પૂછી, પ્રવીણ થાય તે જ્યારેજી;
અધીરા ધીરાની ગતિ જાણી, ધીરા થવા વિચારેજી. ૧૦
ધીરા ધીરપણે રસ ભરીને, પૂર્ણ લહે રસ પ્રીનજી;
અંતર આતુરતા વધતી રહે, એવી ધીરાની રીતજી. ૧૧
અધીરાનો ઉરાહનો પિયુને નિત્યે, અધીરપણાથી આપેજી;
અન્ય નાયકા વશ થઈ બેઠો, તે મુજ મસ્તક કાપેજી. ૧૨
તેથી તમ સંગે નહીં બોલું, ઉપરથી એમ ભાખેજી;
પિયુ છાની સરગી ચાંપીને, વહાલ વિશેકતા, દાખેજી, ૧૩
મન મનાવી અધરામૃત આપી, રોષ રીસ મુકાવેજી;
રતિરસ વશ તે ક્ષણ ત્યાં થાયે, અધીરાને અતિભાવેજી. ૧૪
પતિ પાસે આવી પિયુને નીરખી, સંગ વમી આનંદેજી;
નિત્ય નિત્યક્ષણ પ્રતિક્ષણ, અધિકાધિક અભિલષિત નંદાનંદેજી. ૧૫
હાસ્ય પરસ્પર વિવિધ રસરંગે, નિત્ય નૂતનતા ભામેજી;
અપ્રાકૃત મહારસ મહાલે, પણ રહે નિત્ય નવનવી આશેજી. ૧૬
સત્યામૃત રસપાન સદોદિત, તદપિ દરાય ન કયારેજી;
ક્ષણું શાંતિ ક્ષણું તાતી થાયે, રહે અષ્ટ પ્રહર વિચારેજી. ૧૭
સંયોગ ત્યાં લગી સુખ શાંતિ રહે, ફરી ઇચ્છે અતિ પ્યારેજી;
વિપ્રયોગે વિફળ વિહ્વળ થઈ, ઉત્કટ નાથ હોય ત્યારેજી. ૧૮
ત્રિવિધ નાયકા સર્વ સુભગ છે, એક પતિને સુખદાનીજી;
સર્વાભીષ્ટ ફલદાતા રસિકવર, તેના રસની તાનીજી. ૧૯

## "ચાંવિધ ત્રિયા નામ"

પદ્મનિ ચિત્રની હસ્તની શંખની, ચોરીતની પ્રાકૃત નારજી;
લોક પ્રસિદ્ધ લક્ષણ જગ જાણે, સુણે લૌકિક ઉપર વિચારજી. ૧
તેથી માયિકનું તે વર્ણન, અન-ઉપયોગી જાણીજી;
શુદ્ધ અમાયિક નાયક નાયકા, તે લીધું જ્યાં તાણીજી. ૨

"દર્શન ભેદ વર્ણન"

દર્શન પરમ પુરૂષ પતિ કેરાં, થાયે ચાર પ્રકારજી;
ભિન્ન ભિન્ન વ્યક્તિ દાખવવા, વરણું કરી વિસ્તારજી, ૧
પ્રકટ ધ્યાને સ્વપ્ને ચિત્રે, અનુભવ ભાવ અનુસારજી;
પરોક્ષ શ્રવણુ સુપ્પાવત્ દર્શન, તે ભાવ પ્રમાણે અપારજી. ૨
અનૂઢા ઊઢા પ્રકટ દર્શન, તે રતિરસંયુત દર્શનજી;
મુગ્ધા મધ્યા પ્રૌઢાદિ, તે નિરખે પતિ પ્રસન્નજી. ૩

"અનૂઢા બાલા દર્શન"

અનૂઢા બાલા દર્શનાતુરથી, ન લહે લજ્જા કાનીજી;
અતિ આનંદ ભરી રહે ઉરમાં, ન જાણે હિત વા હાનિજી; ૧
આગળ આવી ઉભી રહીને, કરે દરસ ધરી પ્રીતજી;
દર્શન રસમાં લુબ્ધ તલ્લીનતા, ચોટયું ન છૂટે ચિત્તજી. ૨
અતિ ઉમંગ ભરી શ્રીમુખ નીરખે, ન માને ક્રોધ કે રોધજી;
દર્શનમાં પ્રતિબંધ ન માને, નહિ વૃદ્ધિતણો પ્રતિબોધજી. ૩

"અથ ઓઢા દર્શન વર્ણન"

ઊઢા તે તરત વિવાહિત દારા, દર્શન કરે શુભ ભાનજી;
તેના સંગે સખી પણ કરતી, સૌ દર્શન કરે ધ્યાતજી ૧
નવોઢા ને નવીન અનુપમ, દર્શનને હોય રંગજી;
શુદ્ધ પરમ અનુરાગી ઉરમાં, ન લહે રીત અનંગજી. ૨
પતિ ને પતિના સંબંધી સૌનુ, દેખી આદર માનજી;
નવલ પ્રીત કરવા રહે આતુર, તે ઊઢા ગુણવાનજી. ૩

"મુગ્ધાદર્શન વર્ણન"

મુગ્ધા જદપિ પ્રવીણ ન રસમાં, પણ દર્શને રતિ અતિ ચાહજી;
પતિનું સર્વે નાનું મોટું, સૌ મીઠું ઉત્સાહજી. ૧
સખી મિલાપ અહર્નિશ ચાહે, શયને પણ સખી સંગજી;
પ્રવીણ થવાને વાંકાં ચૂકાં, બોલે વચન રતિરંગજી. ૨

પુરૂષોત્તમનું અંગ અંગ તે, વારંવાર અવિલોકેજી;
ગતિ મતિ ભેદ ભાવ નાં લહેતી, પણ ચિત્ત ન અંન્યે રોકેજી. ૩
જેની સાથે દર્શન કરવા, મુગ્ધાજી ગયાં હોયજી;
અરૂન્ય આરતે મોહન નીરખે, સાથ ન પરવા કોયજી. ૪
આગળ ધણી ધસી જઈને, પુરષોત્તમને પડે પાયજી;
અંગ અંગ પ્રતિ અમિત માધુરી, નીરખી લુબ્ધ થઈ જાયજી. ૫

"મધ્યાદર્શન વર્ણન"

ઉભય લોચને રસયુત નીરખે, એક ટેક ચાહ વિશેષજી;
ઉભી રહીને પલક પસારે, ખુલ્લાં દગથી નિહાળે, પડે પગ ન નિમેષજી. ૧
રસભર નયને પળપળ ભરીને, નેત્ર કરે રસપાનજી;
અતિ સાદરનું તે અવલોકન, સદા એક રસતાનજી. ૨
ચકોર ચંદ્રને નીરખે તેવો, સુધારસનું જ્યમ પાનજી;
સત્યામૃત અનુપમ આ પીતાં, ભૂલી જાય નિજ ભાનજી. ૩

"પ્રૌઢા–દર્શન વર્ણન"

મૃગનયની પ્રૌઢાનું દર્શન, સૌથી શિખરનું હોયજી;
દઢ દગહરણી અણિયાળી કટાક્ષે, અતિ રસમસ્તે જોયજી. ૧
લઘુબિંદુ રસનાયકમાં, પ્રૌઢા સમ નહીં અન્યજી;
મહાધર સુભટ રણમાં જ્યમ પેખે, ત્યમ એ સુદઢ અનન્યજી. ૨
રસપુંજ રસે રસનાયકમાં જઈ, દગની ચોટ ત્યાં લાગેજી;
આનંદકંદ ઉદે કુસમે તે, દગશરે ગનિરસ ફાગેજી. ૩
નયન કટાક્ષ લાગનાં સામાં, પ્રીતમને દગ હાસ્યજી;
અંચર ઓટનો કોઠ કરે તે, ભાસે દીપ જ્યમ લાસ્યજી. ૪
ધીર નિશાનનો ટકો વાવટો, દર્શને દગની ચોટજી;
પ્રૌઢા વિવાહિતામાં જ વગે તે, દગશરે થાય લોટપોટજી ૫

"અથ સમુદાય દર્શન વર્ણન"

મનવૃત્તિ ચિત્ત પ્રાણ ને વૃત્તિ, એકમેક અતિ મગ્નજી;
શુદ્ધ રસાત્મક રસવૃષ્ટિ ત્યાં, ઉભયાંગી પ્રીતિ લગ્નજી. ૧
પરસ્પર વહાલના ઉભરા આવે, ઉભય રસવેષ્ટિત દરસેજી;
ઉભય રસ દરસે, સુમન મન હરસે, રસપ્રચુર ત્યાં વરસેજી. ૨
ઉમડી ઘુમડી રસની ધારાનો, ચુચવાતો રસનેહજી;
અપાર રસસમુદ્ર નિમગ્ની, પ્રૌઢા દર્શન રતિ એહજી. ૩
રસસિંધુ રસાલ રસિક નિધિ, શુદ્ધ દિવ્યરસ ધામજી;
એ રસ લુબ્ધિને જ લભ્ય એ, આનંદી આઠે યામજી. ૪
જેને એ મહારસ લાધે તે, માણે રસની રીતેજી;
એ અખૂટરસ અખંડ પીતાં, દરાય ન કો, નિત્ય ચિંતેજી. ૫
ક્ષણ ક્ષણ નિત્ય નવલ પ્રકારે, અધિકાધિક અભિલાષીજી;
નિત્ય લીલા વિનોદ વિવિધનો, અગણિત આનંદ રાસીજી. ૬

"નાયકા–ચેષ્ટા વર્ણન"

નાયક મિલાપ હિત હોય જેણે, તે ભાવ કરી પ્રકટ દેખાડેજી;
નિજ પતિ તન નખશિખ ચિંતતી, વિજાતિ પ્રતિ તે સંતાડેજી. ૧
અંગ અંગ પ્રતિ અમિત માધુરી, તે દેખી મન મોહેજી;
સાચું તન નાયક ચિતવે તવ, નિજ તન દેતાં અતિ સોહેજી. ૨
અનુપમ અંક ભરે નિજ પતિને, ગાઢ વહાલ દર્શાવેજી;
પોતાને પ્રીતમ ઉચ્છંગે, બેસાડે બહુ ભાવેજી. ૩
કદિ આલસથી અંગ મરોડે, અતિ ઝૂંભા ને મૃદુ વાણીજી;
રસ ભરી જોવું, પ્રીતમ મન મહોવું, એ ચિહ્નને અતિ જાણીજી. ૪
પ્રીતમને મળવાની ચેષ્ટા, લક્ષણથી સમજાયજી;
ભણકારા પિયુના પડે કર્ણે, અન્ય સર્વ વર્જાયજી. ૫

### "નાયક–ચેષ્ટા વર્ણન"

નિજવલ્લભા વસી રહે ઉરમાં, વારે વારે ચિત્ત ચાહજી;
પ્રિયારૂપનું ચિંતન નિશદિન, નિત્યમિલન ઉત્સાહજી. ૧
કો કો સમે મનથી મન હરખે, ક્ષણ ક્ષણ નવલ વિચારજી;
નખશિખ મૂર્તિ દષ્ટે પડતાં, ધીર ન રહે લગારજી. ૨
જેમ વેલી તરુવરને લપટે, ત્યમ છાતીશું લેઈ ચાંપેજી;
મહાધર સુભટ વીર વશ ત્રિયને, તનમનધન અર્પી સાંપેજી. ૩
પોતાવત્ ગતિ પ્રિયાની પેખી, ઉર આનંદ ન માયજી;
દંડે કર બહાંઠી નાખીને, ઉભય વપુ એક થઈ જાયજી. ૪
કથન માત્રે તનુ જુજવાં ભાસે, પ્રાણ બુદ્ધિ સૌ એકજી;
સુરતરસમિલન સંગ્રામે, ન રહે લાજ વિવેકજી. ૫

### "નાયકા ચિત્રદર્શન વર્ણન"

જે સમે પ્રકટ દર્શનનાં થાયે, ત્યારે વિરહે અકળાયજી;
ક્ષણ વિયોગ તે યુગસમ મોટો, દર્શનાતુરથી થાયજી. ૧
સ્નેહી પ્રાણ વલ્લભ પતિની છબી, તે ચિત્ર હૃદયે રહિયાણુંજી,
ચિત્ર સ્વરૂપ તેવું ટાંકીને, વારે વારે નિહાળુંજી. ૨
તેણે કરી તે રૂપ સાદશ્યવત્, ચિતરવાને હરખેજી,
મનના ભાવો ચિત્ર સ્વરૂપે, કરીને ફરીફરી નીરખેજી. ૩
ચિત્રે પ્રાણપ્રિયનું દર્શન કરી, ઉમંગે અધિકાધિકજી,
પ્રતિ અંગઅંગની અમિત માધુરી, વિરહીને સાદશ્ય લાગેજી.
પ્રકટ સુરતરસ વિહાર થાવા, કામાતુરતા જાગેજી. ૪
રતિ રસરંજ પ્રત્યક્ષ થવાનો, ઉપજે અતિ અભિલાશજી;
વિવિધ ભાવ વિચાર રતિની, પૂરવા રાખે આશજી. ૫
વિરહ વધતો રહે સર્વાંગે. તરંગ અંગ અનંગજી;
દઢ રતિ ધ્યાન ભાવે, માનસી સિદ્ધ પ્રકટ પ્રભુ સંગજી. ૬

દર્શન રસ પ્રચુરતા અંગે, હાવભાવાદિ પૂર્ણજી;
વિવિધ અનેક રંગ રસે, તે આનંદિત સંપૂર્ણજી. ૭
તે સમે દૂતિને જોવાને મોકલે, પ્રભુની પાસજી;
દર્શન સમય પ્રકટ પેખવા, થાય તે આનંદ રાસજી. ૮
એટલામાં સખી આવી કહે છે, દર્શન વેળા અઘજી;
મનભાવની મૂર્તિને મળવા, દોડી ચાલો સદ્યજી, ૯
જ્યાં લગી સલુણી સ્યામલી મૂરત, પ્રિયતમ છેલ છબીલોજી.
ત્યાં લગી તનનો તાપ નહીં જાયે, પ્રકટ ન દેખું રસીલોજી. ૧૦
પ્રકટ દરસ પરસ સંભાષણ, રસભરી રીતે થાયજી;
ત્યાં લગી અનવસરે પ્રિયાજી, ચિત્ર દર્શને ચહાયજી. ૧૧
ચિત્ર દર્શનની રીત વિધિ કહી, અતિ ગતિ મતિ હિન મૂળજી;
જે દર્શનવિયોગ ન સહી શકે, તે ચિત્ર દર્શને અનુકૂળજી. ૧૨
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ તૂર્યા, સર્વ અવસ્થા માંહેજી;
પ્રભુ દર્શનમાં આસક્તિ ભર, ક્ષણ ન વિરામે કયાંહેજી. ૧૩

### "નાયકા સ્વપ્નદર્શન વર્ણન."

ઉષાને થયાં સ્વપ્ને દર્શન, દઢ મને અનિરુદ્ધ રૂપજી;
અન્યે તેનું મન ન માન્યું, ચિત્રે પેખ્યું સ્વરૂપજી. ૧
ચિત્રલેહાએ ચીતરી દાખ્યો, વળી તે વરણી બતાવ્યોજી;
એક અનિરુદ્ધ વણ તે નાં મોહી, દ્વારિકાંથી લાવી બતાવ્યોજી. ૨
જેને હૃદયે લગની જેની, દઢ વસી રહે છે મનજી;
સદા સર્વદા જેનું ચિંતન, તે દેખાયે સ્વપનજી. ૩
પૂર્વે દીઠા સુણ્યા હોય તેનો, સદા રહે અભ્યાસજી;
આસક્તિથી અવલોકયા સુણ્યાનો, સ્વપ્ને થાય ભાસજી. ૪
લૌકિક સ્વપ્ન પણ ભાવિક સૂચક, સ્વપ્નાધ્યાયમાં કહે છે જી;
ત્યારે અલૌકિક સૌના પતિ, પ્રભુનું દર્શન ભક્ત લહે છે જી. ૫

તેથી શંકા ન રહે ઉરમાં, અપ્રાકૃત સૌ સત્યજી;
વળી કર્યો કર્યો પરોક્ષ જણાવી, પ્રતીતિ દે પ્રભુ અત્યજી. ૬
સ્નેહી ભક્ત સ્નેહકેરી લહે છે, નિજાનુભવ પ્રમાણજી;
બાલ વૃદ્ધ તરુણ નરનારી, સૌને મન છે જાણજી. ૭
સ્નેહીની ગતિ સ્નેહી જાણે, અણુ અનુભવીને રંકજી;
રૂપ રંગ નહીં જાત ભાત પર, કાં રાજા કાં રંકજી. ૮
નિદ્રા જાગૃતિ બેની મધ્યે, સ્વપ્ને થાય દેખાવજી;
સ્વપ્ન દર્શન એહ પ્રકારે, થાય હોય જેવો ભાવજી. ૯

"નાયક સ્વપ્નદર્શન વર્ણન."

નાયકાવત્ નાયક સ્વપ્ને, દેખે રસની રીતિજી;
પ્રાણપ્રિયાની પ્રાણપતિને, દર્શને થાય પ્રતીતિજી. ૧

"શ્રવણ દર્શન વર્ણન."

ભાવાનુસાર દર્શન રીત કહી, તે કર્યું ભણકારા વાગેજી;
હૃદય ચક્ષુથી સ્વપ્ને પેખે, કામાતુરતા જાગેજી. ૧
પ્રાણપતિનાં શ્રીમુખ વચનો, પ્રકટ સુણ્યાં હોય જેહજી
ગુણલીલા જે નયણે નીરખી, તદ્વત્ સ્વપ્ને તેહજી ૨
દર્શન શ્રવણ સુણતા માત્રમાં, સદા થાય સાક્ષાત્જી;
મનન નિદિધ્યાસન આસક્તિ ધ્રુવ, હોય છે વિવિધ ભાતજી. ૩
અંતરંગ માહિતી સંગે, નિજ વલ્લભની વાતજી,
સદા અનેક મિસ ફરી ફરી કાઢે, વર્ણે સુણે દિનરાતજી. ૪
અખંડરૂપ તે ઉર વસી રહે, સાંભરી આવે ગુણ રૂપજી;
જેમ દમયંતીએ નિજ પતિ નલનું, સદા ગડાવ્યું સ્વરૂપજી. ૫
શ્રીપાર્વતીને સદાશિવનો, અવગુણ ન આવ્યો એકજી;
જન્મ ધર્યો પણ રુદ્રને રૂપે, એ અનન્યની ટેકજી. ૬
જદપિ તપે કષ્ટ બહુ વેઠયુ, પણ નહીં ઇચ્છા અન્યજી;
સ્વપતિના રંગે સદા રંગ્યા રહ્યા, અનન્ય સ્નેહે એ ધન્યજી. ૭

નિજના દોષ સતીએ શોધ્યા, પતિનો પણ આગ્રહ જાણીજી;
પતિને પ્રિયનું સેવન કરતાં, પતિ રીઝવવા મતિ શાણીજી. ૮
સદાશિવની રુખ જાણીને, ત્યમ કરવા મતિ આણીજી;
અનન્ય ભાવે વિષ્ણુ રીઝયા, પ્રસન્ન થયા ત્રિશુલ પાણીજી. ૯
મહર્ષિઓએ પ્રભુ ગુણ વર્ણ્યા, તદપિ ન જોડયું (ચળ્યું) સતિ મનજી;
ત્યારે વિષ્ણુએ કરી ભલામણ, ત્યારે શિવ થયા પ્રસન્નજી. ૧૦
ઇત્યાદિ દૃષ્ટાંત બહુ છે, કથતાં ગ્રંથ વિસ્તારજી;
શ્રવણ દર્શન અનન્ય ઉપયોગી, કિંચિત્ વર્ણ્યો સારજી. ૧૧

### "મિલાપ સ્થાન વર્ણન"

પિય પ્રિયાનું મલવું સુગમ હોય, તેનાં છે દશ સ્થાનજી;
**સાહેલીઘર[1] માતસદન[2] ને સૂનું ઘર[3] વનરાનજી[4].** ૧
રાત્રિમાં સંકેત સ્થળે[5], વળી વિવાહ[6] ઉત્સવ[7] ઠામજી;
**બાગબગીચા[8] પનઘટ[9] યાત્રા[10], એ આદિ બહુ નામજી.** ૨
માતુ અવાસે મળવું સુગમ છે, જગપ્રસિદ્ધ સંસારજી;
ખેલવાને મિસ બહુ વિધિયે એ બને, નિઃશંક કાંઈ વિચારજી. ૩
ખાલી ઘરમાં રમવું સહેલું એકલી મનભર ચાહજી;
સહેજે પ્રાણવલ્લભ ત્યાં આવે, મનઇચ્છિત નિજ નાહજી. ૪
વિવાહ પ્રસંગે જમવા કારણ, ધરાય પૂર્ણ શૃંગારજી;
પ્રેમ ભરી પૂરણ નીરખાયે, ન લાગે કોને વિકારજી. ૫
પ્રસ્તાવ પ્રસંગની માંહિ, મળવું અતિ અનુકૂળજી;
સુખે વિચરે નિઃશંક સખી સંગે, નહીં કો પ્રતિકૂળજી. ૬
બાગ ફૂલ લેવાને કાજે, સહજે થાય પ્રયાણજી;
પુષ્પે કરી સંકેત અગાડી, સૂચન હોય એંધાણજી. ૭
વ્યાધિ મિસે સૌ જોવા આવે, વિવિધ કહે સૌ રીતજી;
તે કારણ નિજ પિયુ પણ આવે, વચન કહે રસરીતજી. ૮

અંગે સ્પર્શ કરવાને સુહૃદ મહ, વૈદ્યાદિ અધિકારજી;
સ્વરૂપ સૂચનિકા ચિહ્ન કર્યાં છે, મિથ્યાપના બહુ પ્રકારજી. ૯

"સ્વયં દૂતત્વ વર્ણન"

મધ્યે જ્યાં અન્ય ન કોઈ, ત્યાં પોતે મેળવે સુતજી,
પુત્ર મિષે કહી વેણ ઉચ્ચરે, રીત એ સ્વયં દુતજી. ૧

"નાયકાનું સ્વયં દૂતત્વ વર્ણન"

પિયુથી હસી સખીને કહે વાતો, આજે મારે બહુ કામજી;
ગૃહ પરિકર પરગામ ગયો છે, તેથી સહેચો ઠામજી. ૧
તેને ઘેર પડોશી કો નહીં, શયન કરવું થશે તેહ અવાસજી;
નિદ્રા આવવા સૂષિર એકની, અંધારી નિશિ ન પ્રકાશજી. ૨
મોટા મહેલે એકલું સૂવું, તેનો પણ ડર ભારેજી;
એ વાત મકેતે પિયુ સમજાવવા, સમસ્યાથી ઉચ્ચારજી. ૩

"નાયેકનું સ્વયં દૂતત્વ વર્ણન"

"મંદ હાસ્ય લક્ષણ"

ભ્રુવભંગથી નેણુ કટાક્ષયુત, મધુર હસે મંદમંદજી;
રસે કરી ભાવભર હુલસી, સ્મિત હાસ્ય તે મોહનો ફંદજી. ૧

"કલહાસ્ય લક્ષણ"

પહોળું મુખ કરી હસવું થાયે, તેણે દરસે દંતજી;
ઉભય ગાલ ઢગલી (ઢગલા) વત્ દીસે, ભાસે મહા રસવંતજી ૧

"અટ્ટાટ હાસ્ય લક્ષણ"

પેટ ભરીને ખૂબ હસે તે, હાસ્ય ઉરમાં ન સમાયજી;
લોટપોટ થઈ છાતી દાબે, પડી ઉઠે ફરી ત્યમ થાયજી. ૧
જેમ ભોડવાં પેટમાં હાલે, ત્યમ તે હર્ષે ઉભરાયજી;
ડુંટીથી રસ ઉછળે ફરી ફરી, અતિહાસ્ય કહેવાયજી. ૨

"પરિહાસ્ય લક્ષણ"

પ્રિયને પ્રિયા એહાં આનંદે, એકાંત રસને સ્થાનજી;
પરમાનંદ રસમસ્ત ખેલતાં, હોયે વિનોદવાનજી. ૧
વાર્તાલાપ મર્મ રહસ્યનો, ચાલી રહ્યો આનંદજી;
ત્યારે હાંસીમા વ્યંગોક્તિ, કહી લાગે શરવત્ ફંદજી. ૨
જ્યમ શ્રીકૃષ્ણ રુકિમણી દંપતી, પૂર્ણ યુગ્મતા એકજી;
પૂર્ણચંદ્ર સમ સંગ વિરાજે, વ્હાલ વધ્યુ, તુ વિશેકજી. ૩
વાણી વિનોદે હસે પરસ્પર, તેમાં કહી માર્મિક વાણીજી;
હસવું ખસવું જેવું થયુ ત્યાં, એ દૃષ્ટાંત ઉર આણીજી. ૪
સાર સિદ્ધાત ગતિ સમજાયે, દૃષ્ટાંત તો આભાસજી;
રસિક નિધિ રસસુંદરતા લહી, ગતિ પેખો પરિહાસજી. ૫
હાસ વચન સુણી, નેત્રે નીર વહી. મૂર્છાગત થયાં પ્યારીજી;
પ્રાણવલ્લભે આશ્વાસન દઈ, નિજકર વેણી સુધારીજી. ૬
પ્રિયાને કંઠ વળગાડી, પ્રીતમ થયા આધીનજી;
એમ હાસ્યના ભેદ વિવિધ છે, ઉભય હોય રસલીનજી. ૭

અંગે સ્પર્શ કરવાને સુહૃદ સંદ, વેણાદિ અધિકારજી;
સ્વરૂપ સૂચનિકા ચિહ્ન ઘણાં છે, મિલાપના બહુ પ્રકારજી. ૯

"સ્વયં દૂતત્વ વર્ણન"

ગધ્યે જ્યાં અન્ય ન કોઈ, ત્યાં પોતે મેળવે સુતજી;
પુત્ર મિસે કહી વેણુ ઉચ્ચરે, રીત એ સ્વયં દુતજી. ૧

"નાયકાનું સ્વયં દૂતત્વ વર્ણન"

પિયુથી હસી સખીને કહે વાતો, આજે મારે બહુ કામજી;
ગૃહ પરિકર પરગામ ગયો છે, તેથી સૂનેરી ઠામજી. ૧
તેને ઘેર પડોશી કો નહીં, શયન કરવું યશે તેહ આવાસજી;
નિદ્રા આવવા મુશ્કેલ એકલી, અંધારી નિશિ ન પ્રકાશજી. ૨
મોટા મહેલે એકલું સૂવું, તેનો પણ ડર ભારેજી;
એ વાત સંકેતે પિયુ સમજાવવા, સમસ્યાથી ઉચ્ચારજી. ૩

"નાયકનું સ્વયં દૂતત્વ વર્ણન"

નાયકા સ્વયં દૂતીત્વતણા, જે ભાખ્યા પૂર્વે પ્રકારજી;
તેને મળતી રીત નાયકની, વિશેષ કહું તે વિચારજી. ૧
પ્રિય અંતરંગને વાત કહે, ને કહેતાં પણ હરખાયજી;
પ્રિયા અંગ થોડું બહુ પ્રીતે, સકુચાઈ નિરખાયજી. ૨
સમસ્યામાં સૌને સમજાવ્યું, આજ ત્રીજ છે ગોરીજી;
સૌ છોડી એકલી મંદિરમાં જાગી, રાખું ઉઘાડી પોરીજી. ૩
નિદ્રા આજ મુને બહુ આવે, તેથી જોઉં ન સંગ સમાજજી;
નાગર ચતુર રાય તે ભાખે, નિઃશંક થઈ તજી લાજજી. ૪

"હાસ્ય પ્રકાર વર્ણન"

સ્મિત મંદ મધુર હાસ્ય ને, કલહાસ્યનું ભિન્ન સ્વરૂપજી;
અટ્ટાટ્ટ હસવું અતિ હાસ્યનું, પરિહાસ એ ચોથું રૂપજી. ૧

"મંદ હાસ્ય લક્ષણ"

ભ્રુવભંગથી નેણ કટાક્ષયુત, મધુર હસે મંદમંદજી;
રસે કરી ભાવભર હુલસી, સ્મિત હાસ્ય તે મોહનો ફંદજી. ૧

"કલહાસ્ય લક્ષણ"

પહોળું મુખ કરી હસવું થાયે, તેણે દરસે દંતજી;
ઉભય ગાલ ઢગલી (ઢગના) વત્ ઘોતે, ભાસે મહા રસવંતજી ૧

"અટ્ટાટ હાસ્ય લક્ષણ"

પેટ ભરીને ખૂબ હસે તે, હાસ્ય ઉરમાં ન સમાયજી;
લોટપોટ થઈ છાતી દાબે, પડી ઉઠે ફરી ત્યમ થાયજી. ૧
જેમ ભોડવાં પેટમાં હાલે, ત્યમ તે હર્ષે ઉભરાયજી;
ડૂંટીથી રસ ઉછળે ફરી ફરી, અતિહાસ્ય કહેવાયજી. ૨

"પરિહાસ્ય લક્ષણ"

પ્રિયને પ્રિયા બેઠાં આનંદે, એકાંત રસને સ્થાનજી;
પરમાનંદ રસમસ્ત ખેલતાં, હોયે વિનોદવાનજી. ૧
વાર્તાલાપ મર્મ રહસ્યનો, ચાલી રહ્યો આનંદજી;
ત્યારે હાંસીમાં વ્યંગોક્તિ, કહી લાગે શરવત્ ફદજી. ૨
જ્યમ શ્રીકૃષ્ણ રુકિમણી દંપતી, પૂર્ણ યુગ્મતા એકજી;
પૂર્ણચંદ્ર સમ સંગ વિરાજે, વ્હાલ વધ્યું, તું વિશેકજી. ૩
વાણી વિનોદે હસે પરસ્પર, તેમાં કહી માર્મિક વાણીજી;
હસવું ખસવું જેવું થયુ ત્યા, એ દષ્ટાંત ઉર આણીજી. ૪
સાર સિદ્ધાત ગતિ સગજાયે, દષ્ટાંત તો આભાસજી;
રસિક નિધિ રસસુંદરતા લહી, ગતિ પેખો પરિહાસજી. ૫
હાસ વચન સુણી, નેત્રે નીર વહી, મૂર્છાગત થયાં પ્યારીજી;
પ્રાણવલ્લભે આશ્વાસન દઈ, નિજકર વેણી સુધારીજી. ૬
પ્રિયાને કંઠ વળગાડી, પ્રીતમ થયા આધીનજી;
એમ હાસ્યના ભેદ વિવિધ છે, ઉભય હોય રસલીનજી. ૭

"ભાવ લક્ષણ"

ભાવ તે મનનો ધર્મ જાણવો, મેહે પ્રકટ દેખાડે પ્રીતજી;
નયણ વેણ ભ્રૂભંગે કરીને, વહાલ સ્નેહાદિ પ્રનીતજી. ૧
મન વિભાવ અનુભાવ ને સ્થાયી, સાત્વિકાદિ ગુણ ભાવજી;
ભાવવૃદ્ધિ મન રતિ રમણ, એ રૂપ કહેવાય વિભાવજી. ૨
વિભાવ રસથી બે પ્રકરે છે, આલંબન ઉદ્દીપન ભાવજી;
કામકેલિ રસનું અવલંબન, તેનો કરું સ્પષ્ટ દર્શાવજી. ૩
જેણે ઘોતે દિપ્તે વાધે, ઉદ્દીપન કામ વિભાવજી.

"અવલંબન લક્ષણ"

જલમાં મીન કમલે ભમર, મેઘે વિદ્યુત જેમજી;
વળી મેઘે ચાતક, કુમુદ હોયેં ચંદ્રે, આલંબન લહે તેમજી. ૧
સુખશય્યા પુષ્પ સોધો સુગંધી, હાવભાવ રસરીતજી;
સદા સજાઈ રાખે પ્રિયકાજે, આલંબી કરે પ્રિયનું હિતજી. ૨

"ઉદ્દીપન લક્ષણ"

પ્રિયને પેખી હસીને બોલે, ઉમંગ રતિરસ પૂર્ણજી;
ઉદય થવા કરે પરિરંભણ, અન્યભાવ કરે ચૂર્ણજી. ૧
અતિ મન્મથભર ઉદ્દીપન થઈ, કરે અધરામૃત પાનજી;
અંગોઅંગનું સમ્યક્ રીતે, મર્દન ને રસદાનજી. ૨
ગાઢ પ્રીતે પરસ્પર નખ રુચિ, વધે દિનદિન અપારજી;
વિગાઢ ભાવે દસન કપોલે, દરસે ચિહ્ન સુસારજી. ૩

"અનુભાવ લક્ષણ"

આલંબન ને ઉદ્દીપનનું, અનુકરણ કરે સૌ કોયજી;
અનુભાવ એ નામ છે તેનું, ભાવિક ચિત્ત ત્યાં પ્રોયજી. ૪

"સ્થાયીભાવનાં આઠ લક્ષણ"

રતિ હાસ્યમાં શોક રોષ ને કોઈ સમય કરે ક્રોધજી;
ભર ઉત્સાહી નિરંતર વૃત્તિ, કુશલ દેવા પ્રબોધજી. ૧

શયન કરવું રુડું લાગે, પ્રવીણ રસભર કહે વાણીજી;
જે સુણતાં અતિ વિસ્મય લાગે, **સ્થાયીભાવ** લો જાણીજી. ૨

**"સાત્ત્વિકભાવ લક્ષણ"**

શુભ અંગેથી સ્વેદ ઝરે, રોમાંચિત અતિ સુર ભંગજી;
કંપિત તનુ લાવણ્ય શીતલતા, એ સાત્ત્વિક ભાવનાં અંગજી. ૧

**"વ્યભિચારી ભાવ લક્ષણ"**

રસમય રસયુત ભાવમાં ઉપજે જ્યારે વિપરીત ભાવજી;
તે વ્યભિચારી ભાવ ગણાયે, કોવિદ કવિ કરે દર્શાવજી. ૧
શંકા સહિત નિર્બન્ધ ને ગ્લાનિ, મોહ દૈન્ય આલસ્યજી;
ધૃતવ્રીડા સ્મૃતિ ને, ચપલતા, મદ શ્રમ ચિંતાવશ્યજી. ૨
હર્ષ ગર્વ નિંદા અવજ્ઞા નિદ્રા, જડ ગતિ લીનજી;
ઉત્કંઠા પ્રબોધ વિવાદે, એક રસમાં કરે ભીનજી. ૩
નિદ્રા કુગ્વી મીઠી લાગે, અપસ્માર ઉગ્ર ગતિવંતજી;
તર્ક ત્રાસ વ્યાધિ અતિ ઉન્મત્ત, મર્ણ પ્રાય ભય અંતજી. ૪
મન વિભાવ વ્યભિચારી ચિહ્‌ન, એ સર્વે ભાવના ભેદજી;
વ્યભિચારીને વિસ્તાર્યો છે સાત્ત્વિક, સ્થિર સ્થાયી નિર્વેદજી. ૫

**'ઇતિ ભાવભેદ પૂર્ણ'**

**'અથ હાવભેદ'**

નાયક નાયકા પ્રીતિવશ ઉપજે, શૃંગારરસ બહુ ભાવજી;
ક્રમક્રમથી તે કથું છુ, પ્રકટ હાવ પ્રભાવજી. ૨
હેલા[१] લીલા[२] લલિત[३] મદ[४], વિભ્રમ[५] વિદ્રુમ[६] સુવિલાસજી[७];
હસે[८] હસાવે[९] ચિત્ત આકર્ષે,[१०] વિક્ષિપ્ત[११] કુંદપ[१२] વ્યોધક[१३]
પ્રકાશજી. ૩

"હેલાભાવોક્ત હાવલક્ષણ"

જ્યમ કોઈ જેથી જેહ હળેલું, તે ફરી ફરી તે પાસજી;
હળીમળીને લીલા કરે તે, હેલા કહે દયો દાસજી. ૧
આદે હળવું પછીથી મળવું, હળ્યા વિના મળાયજી;
હેલા નામક હાવ ચિહ્ન એ, જ્યમ બાળકાદિ પળાયજી. ૨
કાલે હસી હસી વિનોદ વાણી, પિયાએ કહી દિનરાતજી;
રસિક રસાલયે, રસભરી રીતે, પ્રકટ વધા જે વાતજી. ૩
તેણે પ્રિયા રસમસ્ત થઈ છે, તેથી આજ રહ્યું નહીં જાયજી;
અબલ અશક્ય ત્રિયા ઉર ધીરતા, રહે ક્યમ? મળવું ચહાણજી. ૪
પ્રિયાનું સુખ રહે પ્રીતમ આધીન, લહે રસિક રસિકેશજી;
અંતરજ્ઞ ચતુર શિરોમણિ, તેણાં પ્રિયા લહી આદેશજી. ૫
પર્યંકે લેઈને બેસાડી, કંઠે ચાંપી શ્યામાજી;
હિયે સરસ રસબર લપટીને, કેલિ અદ્દભુતભર કામાજી. ૬
અધર કપોલે રેખા ભાસે, દસન નખ ક્ષત દરમેજી;
હેલા હાવ સંપૂર્ણ હળેલા, સર્વાંગે પિય પરસેજી. ૭

"લીલાહાવ લક્ષણ"

રજની તણી લીના ચિત્ત વસી રહે, વિચારે ફરી ફરી મનજી;
તેવું અનુકરણ કરે નિત્યે, એ લીલા હાવે પ્રસન્નજી. ૧
ધીરે ધીરે લટકે ચાલે, લટકમટક પગ ધારેજી;
ચોદિશ જુએ, ઠમકો ન ઠળકે, અંગ આભૂષણ સંભારેજી. ૨
રજનીમાં જ્યાં ગાઢ અંધારું, તે પંથે એ સધારેજી;
મૃગનયનીવત્ સૌ દિશ ભાળે, રાખે સૌ દિશ કાનજી;
સદજ સ્વર સુણીને તે ચમકે, શબ્દ સુણે સાવધાનજી. ૩
પાયલ નેપુર આદિ આભરણ, તેનો રવ નહિ થાયજી;
પાણીના રેલાવત્ ડગલાં, તનમન વલ્લભ ચહાયજી. ૪

સ્વાભાવિક સમિરાદિ યોગે, ખડખડાટ સુણી કર્ણજી;
અતિ શીઘ્રગતિ દોડતી ચાલે, જ્યાં ત્યાં મૂકે ચર્ણજી. ૫
સંકેતિક સ્થળ પહોંચવા સત્વર, ત્યાં જેનું ચિત્ત પ્રાણજી;
પહોંચી મળે સદ્ય પ્રાણપતિને, ન ગણે જોખમ હાણજી. ૬
મન હરખે, સૌ સ્થલ પતિ નિરખે, અનન્યપિય ચિત્ત પ્રોવજી;
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ તુર્યા, અન્ય ન આવે કોયજી. ૭

"ત્રિયાનાં લલિતહાવ લક્ષણ"

સૌ વાતે જ્યાં મન હરાએ, મનોહર રૂપ પતિ એકજી;
રૂપ ગુણ સુંદર લાવણ્યાદિ, લલિત હાવની ટેકજી. ૧
મુખે હાસ્યયુત અમૃત ઝરતી, વાણી મધુર મહામીષ્ટજી;
ચિંતન કરતાં ચિત્ત ચોરાયે, સદા પ્રિયકારી અભીષ્ટજી. ૨
કુચ યુગ વર પીન જોઈ, પિયારસ લુબ્ધ થાય રસ લીનજી;
અખંડ રતિરસ રંગે નિમગ્ને, જ્યમ જલમાં રહે મીનજી. ૩
સુંદર કટિ લંક લચી લચી, નિતંબ ભાર અપારજી;
કેસરિવત્ કૃશ કટિ, ગયંદની ચાલ સર્વાંગ સારજી. ૪
મોહિત મેન વિશેષ થઈને, ત્રિયા લલિત ગતિ હાવજી; :
આતુરતા અતિ, ધીર રહે નહિ, તે નહિ ચિતાર દર્શાવજી. ૫

"નાયકનાં લલિતહાવ ચિહ્ન"

પ્રાણાધિક વલ્લભા પ્રિયાનું, શ્રીમુખ સુંદર અવલોકીજી;
રસિક નિધિ સુંદર નટવર, તે શીઘ્ર ઉઠે છે ચોંકીજી. ૧
મહામોહિની આકર્ષે પિયુને, ચિત્તની કરે ઝટ ચોરીજી;
નાયકાને રસપુંજ ભરી જોઈ, નિરખે મનભર ગોરીજી. ૨
મંદ મધુરું હાસ્ય સ્મિતથી, ફેંકે શરનયણ બહુ તીરજી;
અવલોકન માગે કરે ચટપટી, રહે વિવેક ન ધીરજી. ૩
વિહ્વળ વિકળ રસરાસ રસેયુત, મહાનાયક હોય વીરજી;
- પ્રિયા મૂરત વસી રહે પ્રિય ઉરમાં, જોતાં રતિરંગ વધારેજી. ૪

અતિ આતુર આય માધુરી મુરત, મળવા સામાં પધારેજી;

"મંદહાવ લક્ષણ"

રૂપગુણ રસ મદમાતી રામા, મોહાગ મદ ભરપૂરજી;
રતિ રસરંગે અતિ સ્થિરસ્થિતિ, સદા રહે પિવ ઊરજી. ૧
પ્રાણપતિ વણ નહિ કો પરવા, અન્ય તુચ્છ સમ લેખેજી;
શાહ રાવ રાણા ગુરુ જનને, રંક પરાધીન પેખેજી. ૨
અન્ય સર્વ નાયકા સખીની, ન ગણે કહાણી લેશજી;
એવાં ચિહ્નને કરી પરખાવો, મંદહાવનો વેશજી. ૩

"વિભ્રમહાવ લક્ષણ"

પિયા દર્શને વ્યાકુળતા વધી, ભ્રમે લોવ વિભ્રમ શૃંગારજી;
જ્યમ રાસરમણ કાજે વ્રજબાલો, ઉલટા ભૂષણ સારજી. ૧
કિંકણી કંઠે, હાર કટિ બાંધે, દક્ષણ આભૂષણ વામજી;
એક જ નયને અંજન, ઉલટાં વસ્ત્રો, વિભ્રવ હાવ તે આમજી. ૨

"વિદ્રુમ-વિહ્રુતહાવ લક્ષણ"

યથોચિત વદવા યોગ્ય તે, લાજે ના બોલાયજી;
સમયોચિત કહેવા પ્રવીણ, પણ સ્પષ્ટ ન કહિ બોલાયજી. ૧
અન્યે હાજરજ્યાથી કુલાળ, તદપિ પતિ આગળ બાલજી;
મૌન મુખ ગણે વિહ્રુતવત્, વિહૃતના એ ખ્યાલજી. ૨
નિશ્ચે દ્રુમ કોથી નહીં બોલે, વિહ્રુતનો નહીં ઉચ્ચારજી;
નિજ વપુ સુંદર દિવ્ય પ્રકાશે, વિદ્રુમ ગતિ એક તારજી. ૩
પોતા પ્રતિ જેનો હર્ષ ઉમંગે, તેથી સદા ઉમંગીજી,
શી રીતે જલદી જઈ ભેટું, એવી સદા દીવરસીજી. ૪
ક્યારે સમયમળે મળું નિજ પિયુને, આતુર મનનો વેગજી;
અતિ વિરહાતુર લાગ મળે નહીં, તેનાઉર ઉદ્વેગજી. ૫
કમ કમ ફરીફરી જતન કરે બહુ, ઇચ્છે રતિરસ યોગજી;
દાવ સાધી પતિ નિકટે પહોંચી, કરે ભોગ સંયોગજી. ૬

શ્રીમુખ સૂચન અરવિંદ પામે ત્યારે ભરે છે અંકજી;
વાર્તાલાપ કેમ કર્યો નહિ, જવાબ ન, કેલિ ખેલે નિઃશંકજી. ૭

### "વિલાસ હાવલક્ષણ"

બોલે ચાલે ખેલે સર્વમાં, હાસ્યયુત કરે વિલાસજી;
જલ સ્થલ જાતાં પ્રકટ પતિ ચિતવે, કામ કેલિ રસ આશજી. ૧
વારેવારે મનથી હસવું, બોલતાં નહીં સંકોચજી;
અણીઆળાં દગ ફેરે દગથી, નેણ કટાક્ષની ઉરમાં થાય પેચજી. ૨
હસતાં રમતાં પંથે ચાલે, રસભર ઉન્નત અંગજી;
અંગો અંગ રતિરસ ઝળકે, ભરી ભરી આવે અનંગજી. ૩
જલ સ્થલ કેલિ કરવા માત્રે, બુઝાય તનના તાપજી;
રંચક દૂર ઉભય રસ લંપટ આપજી. ૪
દૂર છેટે રહી કરી કેલિ, આરામનુ તે ધામજી;
નિઃશંક એકલાં પરસ્પર ભાવે, બહુ વિલાસહાવ રૂપ આમજી. ૫

### "કીલકીચિત્ત હાવલક્ષણ"

હાસ્ય[1] રીસ[2] ભય[3] હર્ષ[4] અભિલાષ[5], ગુણ[6] રૂપ[7] અભિમાનજી;
એક જ સમયે વિરુદ્ધ ભાવપન, રતિરસ તાને ન રહે ભાનજી. ૧
કોઈની સાથે હસવા માત્રે, ક્યારે ચઢે છે રીસજી;
રીસ જણાવે ન ભય કો આણે, જુવે નહી ચોદિશજી. ૨
સમર્થ રાવ રંક થાઉ ગુરુજન, કોને ગણે નહિ મનજી;
કદિ કદિ અભિમાન રહે ઉર, કદિ ભય હર્ષ પ્રસન્નજી. ૩
મનમાં વિવિધ અભિલાષા ઉઠે, તેના રસે તરંગજી;
કીલકીચિત્તહાવે સદા રહે, અભંગ ઉર અનંગજી. ૪

### "અથવવ્વોક (બ્બોધક) હાવલક્ષણ"

હિયનાર ભાવ અંતરમાં રાખી, પ્રકટ ન દાખે પ્રીતજી;
કપટે ઉપરથી દાખે અનાદર, ગાઢ પ્રેમરસ રીતજી; ૧

નિજ રૂપ સમતા કોમાં નહિ, પેખી રૂપ સુઘડ અભિમાનજી;
મોહાગાદિ મદે કરીને, અન્યે રહે નહિ ભાનજી; ૨
શુક્લ પક્ષનો ચંદ્ર બીજથી, દિનદિન અધિકાધિકજી;
ત્યમ રૂપ કલા દિનદિન અતિ ખીલે, તારાગણની નાં બીકજી. ૩

"વિક્ષિપ્ત હાવલક્ષણ"

રૂપ લાવણ્ય સુઘડતા આદિ, નિરાવર્ણ સૌ અંગજી;
શૃંગાર વસ્ત્રાલંકાર તે, મણિકુંદન જડ્યું નંગજી. ૧
આદર સાગે કરે અનાદર, સદ્‌ગુણ ચિહ્ન જે ભૂષણજી;
તે સર્વેને ભૂસવા રૂપનાં બામે, જ્યમ હોય દૂષણજી, ૨
સુંદર શ્રીઅંગ આચ્છાદન કરીને, કરે અંગ શૃંગારજી;
નિજાંગની સુવાસ છુપાવી, તૈલાભ્યંગ કરે સારજી. ૩
નિજાંગ રાગ આરક્તતા પ્રીતિ, ગુપ્ત થવા મુખપાનજી;
બીડી સુગંધી અધરપુટ રંગી, અન્ય કરાવે ભાનજી. ૪

"મોદાપીત હાવલક્ષણ"

હેલા લીલા હાવ તે સાત્ત્વિક, ઉપજે દેહે રંગજી;
તે ચાતુર્યતાશું વેષ્ટિત કરે, મોદ થાય સર્વાંગજી. ૧
દર્શન કરતાં નિમેષ પલક પળ, કદિ ન નેત્રે આવજી;
ભરદૃષ્ટિએ સ્વરૂપ ન્યાજે, નિરવધિ નેહ સુખદાયજી. ૨
વારંવાર રહે દર્શને આતુર, અન્ય ન કાંઈ સોહાયજી;
ભર પ્રીતિના નેણ કટાક્ષે, બાણ સમ તે વિંધાયજી. ૩
મિલન પરસ દરસાદિ માંહે, રંચ પડે પ્રતિબંધજી;
હૃદય અકળાઈ મૂર્છિત ગતિ થાયે, રહે ન દેહાનુસંધજી. ૪
જય જય મંગલ આદિ શબ્દો, શ્રવણે અંતર જાયજી;
મૂર્છા સદ્ય ટળે તે સુણતાં, મોદ હિયે ન સમાયજી. ૫

"કુંદ મિષ સ્મિત હાસ્યભાવ લક્ષણ"

નિપટ કપટ યુત કેલિએ કરી, સુખ શોભા બેઉ હોયજી;
અંતર બાહાર દૈયું હુલસે, વિજાતિ પરખે ન કોયજી. ૧
કામિની જામિની દ્વિતીય પ્રહરમાં, અતિ આતુર થઈ ધાયજી;
નિજ વલ્લભ રસમસ્ત મગ્ન થઈ, દોડી વેગે ત્યાં જાયજી. ૨
પ્રાણાધિક પતિની અતિ નિકટે, જઈ મળે સુખ સેલજી;
અંચર ખેંચી હસ્ત ગ્રહે વલ્લભ, તેણે રંગની રેલજી. ૩
નવોઢા નારી પિયુ કૃતિ દેખી, લાજુ લાડીવત્ થાયજી;
સમ તે લજ્જાથી છૂટવા કરે બળ, અંતરમાંહે રિઝાયજી. ૪
નિર્દય નખ એ દંત ક્ષતાદિ, તેણે હોય પ્રસન્નજી;
તદપિ ઉર અરુચિ દાખે, રચિ અંતર બહુ મન્નજી. ૫

"બોધક હાવલક્ષણ"

બોધક હાવ કહે છે તેને, સંકોચ શોચયુત બોધજી;
બીજી સખી સમસ્યા મિસ જણાવે, તે સમજે ભાવ પ્રબોધજી. ૧

"સ્ફુટ બોધક હાવ નિરૂપણ"

સખી એક બોલી રસરીત પ્રીતશું, નાયકાની જાણવી પ્રતિજી;
તેણે મોકલી પ્રીત ભરેલી વાણી, સુગમ રીતજી.
પિયુએ પુષ્પગેંદ બે આપી, વૃદ્ધિ કીધી પ્રીતજી; ૧
અંચરામાં આચ્છાદન કરીને, લેઇ ગઈ તે સ્યામાજી.
આદર બોલી બોલી બોલી, અર્પી કિશોરી બામાજી; ૨
પ્રાણનાથ સ્વહસ્ત રચીતની ગેંદ જોઈ, મન હરખીજી.
નેણ મન આવી સ્નેહ રસેથી, ફરી ફરી તે નીરખીજી; ૩
હાવભાવના રૂપ લક્ષણ કાંઈ, વરણ્યા રસમય રીતજી.
આગળ અષ્ટવિધ નાયકા, કહુ છું અધિકાધિક અતિ પ્રીતજી. ૪

"અથ અષ્ટવિધ નાયકા નામ"

સ્વાધીનપતિકા[1] ને ઉત્કંઠા[2] અવસર ભેદે હોયજી;
વાસકસજ્જા[3] ખંડિત[4] સંધિકા[5] પાંચ પ્રકારે જોયજી. ૧

પ્રોષિત ભર્તૃકા૬ પ્રેયસી વિપ્રલબ્ધા૭ અભિસારિકા૮ અભિસા
સમયભેદ આતુર ચાતુરના, આઠ પ્રકારે નારજી. ૧
ચિહ્ન લક્ષણે રૂપ સમજાવા, કહું છું તેના ભેદજી,
વાત્સ્યાયન સૂત્ર રસશાસ્ત્ર કહે છે, સૌનું મૂળ છે વેદજી ૩
આત્મરતિ ને આત્મમિથુન ને આત્મક્રીડન શ્રુતિ સારજી,
મૂળ બીજના વૃક્ષ તણા, સૌ અંગ નિરધારજી. ૪

"અથ સ્વાધીનપતિકા લક્ષણ"

જે પ્રિયના ગુણ પ્રેમપાશથી, પતિ ક્ષણ ન્યારો ન હોયજી,
સુગુણ ચીને પતિવશ કરી લે, સ્વાધિન પતિકા સોયજી. ૧
ધામ ધામ બાગ ગની આદિ, જ્યાં જ્યાં પ્રિયાજી જાયજી,
ત્યાં ત્યાં પતિ સંગ પધારે, પાછળ પાછળ ધાયજી. ૨
પ્રિયાને પ્રિય થાવા કારણ, વિવિધ નિત્ય કરે પ્રકારજી,
પ્રાણનાથ વદનભાસિત થાવા, સદા રહે તૈયારજી ૩
મહા મદોન્મત્ત હસ્તિ નગ રહેવા, અંકુશ જદપિ છોટુ જી,
સ્નેહાંકુશ અમના પામે, નહિ અમન તે મોટુ જી ૪
હસ્તિ કદાવર રૂપ બહુ મોટું, સિંહનું નાનુ રૂપજી,
તદપિ પરાક્રમ કરિથી અધિકુ, શાર્દુલ કરિમાં ભૂપજી. ૫

"અથ ઉત્કંઠિતા લક્ષણ"

નિત્ય પ્રિયાસદને પિયુ આવે, તદપિ કો દિન કહિ વારજી,
અધીરપણે મળના ઉત્કંઠિત, કરે શોચ વિતર્ક વિચારજી ૧
ક્ષણ ક્ષણ આરત અધિકી વાધે, પેખે પિયુનો પંથજી,
મોહે વિકળ થઈ વેદના વ્યાપે, કયમ ન પધાર્યા કંથજી, ૨
શોચ પરિતાપ ચિંતાતુરતા, કુતર્ક વિપરીત થાયજી,
મુજમાં ગુમાન જોઈ પ્રભુ અટક્યા, વૃદ્ધિગત હોય ચહાયજી. ૩
શું કોણ ભરમાવ્યા ? પ્રજાપતિ, કે મુજથી થયો કો દોષજી,
કોણ અવગુણ પેખી પતિએ, મુજ પર કીધો રોષજી ૪

વિયોગે વિરહ વ્યાકુળ થઈ જાયે, રહે ન દેહનું ભાનજી;
ઉત્કંઠિતા ત્રિય મનથી એકે, થાય ન એક નિદાનજી. ૫

"અથ વાસક સજ્જા લક્ષણ"

બીડાં અરગજા આદિ ઉપસ્કર, સિદ્ધ કરી રાખે જેહજી;
સુખશય્યા રચી રાખી, પતિની વાટ જુએ છે તેહજી. ૧
એક ટેક દગથી પિયુપંથ નિહાળે, ભણકારા પિયુના થાયજી;
સહજ ખડખડાટ કર્ણે પડતાં, આતુર થઈ જોવા જાયજી. ૨
સુગંધ બહેકી રહે સર્વાંગે, સેજ રચના પણ તેવીજી;
ચંદન અંજન મજ્જન આદિ, પતિ પ્રિય લાગે એવીજી. ૩
પુષ્પમાલા વિચિત્ર કંઠમાં, સોળે ધરે શૃંગારજી;
વિવિધ ભાતે પતિ મોદ વધે તેમ, સર્વે સિદ્ધ ઉપચારજી. ૪
વાસકસજ્જા લક્ષણ એ છે, કિંચિત્ કર્યો દરસાવજી;
આગળ અભિસંધીને લહેવા, વરણુ તે રૂપક ભાવજી. ૫

"અથ અભિસંધી લક્ષણ"

માન મનાવે તવ ના છોડે, પછી પિય વણુ નાં ભાવેજી;
અભિસંધીતા કહિયે તેને, પતિમા મન ઉભરાવેજી. ૧
પિયા પધારી મનુહાર કરીને, માનુનીનુ માન છોડાવેજી;
કાલાવાલા કરી મનાવે, નીચા થઈ માન તોડાવેજી. ૨
માન મનાવતાં હારી થાકે, તદપિ નાં ઉંચું ઝાખેજી;
ઉભયનાં ચો નયન મેળવવા, યત્ને પણ ભાળે ન આંખેજી. ૩
ઘૂંઘટડો ઢાંકયો નાં બોલે, બોલ સુણવા પતિ અભિલાશજી;
હાસ્યરસનાં વ્યંગોક્તિ વચનો, કહે પતિ ધરી મન આશજી. ૪
તદપિ ઉત્તર માનવતી તે, આપે નહિ કાંઈ જ્યારેજી;
પ્રયત્ન પરિશ્રમ અફલ ગયો લહિ, પતિ થાકીને હારેજી. ૫
પિયુજી જ્યારે નિરાશ થઈને, પછીથી કરે પ્રયાણજી;
ત્યારે પૂંઠળથી તે પસ્તાયે, થાય છોડવા પ્રાણજી. ૬

વસન વિચિત્ર રૂંભા આવે, આરક્ત તિલક લાગાઈજી,
પેખી હૈડું વસ્તુ પણ, રેખ ભુમાઈ કરમાઈજી ૫
તેણે કરીને અતર દાઝે, જઈ રહ્યો વમો તે સાથજી,
પદ્માતુ મારે માસ રહ્યો ત્યા, નિશક ભરો ગતિ બાથજી. ૬
એના તામસ ભરિયા, વાકા વચન ઉચ્ચરે ભામાજી,
એણે લક્ષણથી સમજાયે, ખડિતા તામસી સ્યામજી, ૭

"અથ ખડિતા સાત્વિકી વચન લક્ષણ"

પ્રભુને પાયે નમીને કહું છુ, સુભાગ્ય પ્રાણપતિ આવોજી,
અતિ ઉપકારી આત હિત કરવા, શ્રીમુખ દાખો મનભાવોજી. ૧
સ્નેહે ભરિયુ પિત્તાગર મ છે, અનુરાગ લઈ મર્યો મજી
તેની રેખા ઝળકે સૌ નનમા અનુરાગના દીસે આગજી ૨
નદન ચિત્રિત ભાવ કપોને કુમકુમ તિલકી છાપાજી
પીકલીક લાન સ્યામ અજન સોડે દાખી છે કર્યાં માયાજી ૩
કર્યાં કર્યાં ત્રિ ૧ હાડે પજ્ઞા છે કકણ અગમા ગડિયાજી,
પુષ્પહાર ચોળાઈ કરમાયો ઉરોજ ચિહ્ન ઉપડિયાજી ૪
પરોપકાર ઉદારવૃત્તિ આજે પ્રગટ દરસાયજી
વગના છોરુ ભૂખે મરે, ને ઉપાધ્યાયો આગા અપાયજી ૫
વિવિધ જનોને દાન આપતા, સૌ ન પૂર્ણ તોપાયજી
એમ્ને પેટ ભરી જમાડતા આત્નાની તૃપ્તિ થાયજી ૬
મન કર્યો તે તા મ્યો, ત્યા ન રખાય કનકુન આ ાજી
આર્યો શ્રીઅગ પણ ચિત્ત અ ામા તો વસ્તુ તે પાસજી ૭

"અથ પ્રોષિતભર્તૃકા પ્રેમલક્ષણ વર્ણન

એક નિધાને આશા દેઈને, અન્યે જાયે કર્યો કામજી
પ્રીતમ પરોક્ષ અતિ દુખિત તે પ્રોષિતપ્રેયસી એવુ નામજી ૧
પ્રીતિ રીતિ રગ બહુ વહાને, પણ પરવશ થૈ જવાયજી,
દીન વલ્લભમા તન કર્યો જાયે, ચન ન મને સોહાયજી ૨

ત્યાંના મહારસ વિવિધ ભોગના, પણ ન પડે ત્યાં ચેનજી.
વિસ્વત્ તે ફૂડા લાગે, એ પ્રોષિતભર્તૃકાનો ગેનજી. ૩

"અથ વિપ્રલબ્ધા વર્ણન"

તનમાં નખશિખ વિયોગ વિરહનો, વહ્નિ ઉઠે તે આમજી;
વિરહ વેદના ક્ષણ ન ખમાયે, મેળવનારને પડે છે પાગજી. ૧
ઉર અંતર ધુંધવાતી અગ્નિ પ્રજ્વલિત અંતર થાય ભડકોજી;
કામ સતાવે રક્તમાંસ બાળે, જ્યમ ગ્રીષ્મ ઋતુનો તડકોજી. ૨
મદનની ઘાતે છાતી તાતી, ઉર ધડકતું હોયજી;
નયણાં રીસભર્યાં આરક્ત છે, વક્ર દૃષ્ટિ કરી જોયજી. ૩
પિયુ સંયોગે સુખકર લાગે, તેવી વસ્તુ તમામજી;
ઉલટી દુઃખકર લાગે વિયોગે, અતિ કષ્ટનાં ધામજી. ૪
જ્યમ સેજ પલંગ શય્યાને ફરતો, સોંધો અતિ સુવાસજી;
શીતલ ચંદ્ર કિરણે ઉષ્ણતા, સુગંધી લાગે કુવાસજી. ૫
મહામૂલ્યનાં દિવ્ય અંગરાદિ, તે પણ લાગે નઠારાંજી;
સખીનાં ધીરજ હિતકર વેણો, તે પણ લાગે અકારાંજી. ૬
સખીનાં વચને પણ તે રિસાયે, અધીર આતુરતા ઉરજી;
પતિ પાસે શું ઉડીને જાઉં, સહેવાય વિયોગ ન દૂરજી. ૭

"અથ અભિસારિકા લક્ષણ"

સ્વકીયા પરકીયા ભેદ મળીને, અભિસારિકા એકવીસ ભાંતજી;
મહાન શિષ્ટ જન સંમત ભાખું, ઉક્ત રીતિ કરી ખાંતજી. ૧
સ્વીયા[1] અભિસાર તો એક પ્રકારે, વીસ પરકીયા રીતજી;
વ્યક્ત સહિત હવે સર્વ કહું છું, વિવિધ ભાંત યુત પ્રીતજી. ૨
પરકીયા અભિસારિકા સુણી છે, પ્રથમ પ્રેમ[2] મદ[3] કામજી;[4]
કોઈ કન્યા સુણી ગર્વ તે કોઈ, મન કરે અભિરામજી. ૩
તમાભિસારિકા[5] અને જ્યોત્સ્ના[6] વળી દિવાભિસારિકા[7] નામજી;
નવલસંગમા[8] અને સકુમારી [9] અભિલાષાસહિત રહે કામજી. ૪

મુગ્ધા[१०] મધ્યા[११]પ્રૌઢા[१२]ધીરા[१३]અધીરા[१४] ધીરાધીરા[१५]નામજી;
સાત્વિક[१६] રાજસ[१७] તામસ[१८], ગુણમય અભિસારિકા
છે આમજી. ૫
મુખ્ય કામને અંગત્વે સ્નેહ તે, જારાભિસારિકા[१९] કહિયેજી;
કુબ્જા દુર્ભગા જાર વિનતા, એવું લક્ષણ લહિયેજી. ૬
ત્રિગુણ મિશ્રિત શુદ્ધ નિર્ગુણી[२०]સૌના પૃથક પ્રકારજી;
પ્રેમાભિસારિકા મહાભિસારિકા[२१] દક્ષ લહે એ વિચારજી. ૭

"સ્વીયા અભિસાર વર્ણન"[१]

સ્વીયા[१] (સ્વકીયા) પધારે પ્રકટપણામાં, ખવાસણી લે સંગજી;
શૃંગાર વસ્ત્ર આભૂષણ ધરીને, સુગંધ ચિત્ર બહુ અંગજી. ૧

"પરકીયા ભેદે પ્રેમાભિસારિકા[२] લક્ષણોક્ત વર્ણન"

પૂર્ણ પ્રેમ તેહ તે અભિસારિકા, સ્ફુટ દર્શાવે વલ્લભ પાસજી;
પરમ સ્નેહે રસવશ કરે શ્યામા, ત્યા પરમાનંદ પ્રકાશજી. ૧
પ્રેમાભિસારિકા[२] તે કહેવાયે, નહીં મહેંણુંબ વણ કે આશજી;
સ્નેહ ઉમગે ત્યાં જશ અજશ નઇચ્છે,નેહીવણ રહેઉદાસજી. ૨
પુરુષોત્તમ પ્રેમાધીન થાયે. નહીં ચતુરાઈ કે ગાનેજી;
સ્નેહ સાગરે રસવશ પોતે, મન માછનડું હોયજી. ૩
ડૂબી જલ માછલડી તરસે, અન્ય વિરસ વિષ જોયજી.
બોધ જ્ઞાન હિતકરણી વાણી, માનતી ન ગુરુજન નેહજી;
મનની સદા સુધી ગતિ પ્રિયમાં, નિડર થઈ જાય ત્યાં તેહજી. ૪

"મહાભિસારિકા વર્ણન રૂપક લક્ષણ"[२]

પ્રેમ પ્રિયાનો જાણી વળી, નિજનું યૌવન રૂપજી;
ચાતુરતા ગુણ આકર, તે મદ અભિસાર અનૂપજી. ૧
ગયંદચાલ, કર્યા તુરી ચાલ, એમ ચતુરા ચાલી જાયજી;
વસન અંચળ છેડા ફરફરતા, વાળની સુગંધી વાયજી. ૨

અત્તર સોંધા ઉબટનો ચંદન, વળી પુષ્પના હારજી;
મદભરી જાતી રાતી જોબન તન, સ્વરૂપ તેજ અંબારજી. ૩
સંગીત ગાન તાન માનમાં, પ્રવીણ પૂરણ સોયજી;
મોહબાણ ભ્રુવ કટાક્ષે, હાવભાવાદિ યુત હોયજી. ૪

## "અથ કામાભિસારિકા વર્ણન"[૪]

કામબશ કામા અભિમરણ કરે, તે કામાભિસારિકા નામજી,
સંકોચ લાજ તજી નિર્ભય થઈને, સચિવત્ જાય સૌ ધામજી. ૧
કામકટક તે કામની માંહે, હોય કામનાં પાંચે બાણજી;
તે હથિયાર સાજી અર્ધ રાત્રિ, પ્રિય મન તન ધન પ્રાણજી. ૨
કામાંધાતુર ને નહીં ભાસે, સ્વજન ગુરુ હિતકારીજી;
અંધારી રાતે વીજળીસમ ગતિથી, તીવ્ર ચાલતી નારીજી. ૩

## ગર્વાભિસારિકા[૫]

બહુ પ્રકારે ગર્વ રહે મન, નિજ સમ લહે ન કોયજી;
સદા સર્વદા ગર્વભરી રહે, ગર્વાભિસારિકા[૫] સોયજી. ૧
ગજગતિ સરખી ચાલે ચાલતી, રૂપ સુઘડ ચતુરાઈજી;
સુગુણ નાગરી આદિ ગર્વે કરી, પ્રિય પાસે જાય ધાઈજી. ૨
જગમોહક માને પોતાને, અન્ય કો ન માને સમાનજી;
સુખસેજ પાસ જઈ આશ પિયુ પૂરી, નિજ મદમાં મસ્તાનજી. ૩

## "અથ માનુની અભિમરણ વર્ણન"

ગર્વ સહિત અભિમાનથી ઉપજે, અંતરમાં નિજ માનજી;
મધ્યાજી સખી મનાવી લેઈ જાયે, અભિસરણનું એહ નિદાનજી. ૧

## "અથ માનમોચન વર્ણન"

માનુની હઠીલી થઈ છે માને, ઉરમાં ધરી ગર્વ વધારીજી;
નીચું મુખ કરી મૌન વ્રતધારી, માન દૃગાને પ્રસારીજી. ૧

અલ્પ[1] મધ્યમ[2] અને ગાઢ[3] માનના, સુણીઆ ત્રિવિધ પ્રકારજી;
સામ[1] દામ[2] ભેદ[3] દંભાદિ[4], માનમોચનાદિ વિધિ સારજી. ૨
છલ[1] બલ[2] કલ[3] લાલચાદિ, લોભાવા કરે યત્નજી;
ખાઢ (ગાઢ) માન છોડવવું દુર્લભ, વ્યર્થ સૌ જાય પ્રયત્નજી. ૩
ચર્વિત ચર્વણ નિજ વલ્લભનું, અથવા બીડું આપેજી;
માખ્યાજી હસી હાસ્યરસ વેણે, કહેતી સુણી સંતાપેજી. ૪
અંતર હેત પણ ચર્વણ તાંબુલ, તેનો કરે નહીં સ્પર્શજી;
અંતર્લાપિકા ગુપ્તભેદની વાણી, સુણીને મનમાં રાખે હર્ષજી. ૫
લઘુ વા મધ્યમ માન છૂટવા, પ્રિય દૂતિની ચતુરાઈજી;
તેણે માન પારાશે છૂટે, ગાઢમાં તો પૂર્ણ અધીરાઈજી. ૬

"અથ નવસંગમાભિસાકા"[6]

નવિન નવલ નાયકા ન જાણે, કોઈ રીતના ફંદજી;
દૂતિકારૂપ સખી સંગ લેઈ જાયે, ન જાણે પાખંડના છંદજી. ૧
અતિરૂપવતી સરસ સુંદરી, ન જાણે રતિરસ રંગજી;
લાજ સંકોચે રસ દુરાવે, નહિ સ્પર્શ તો ક્યાંથી સંગજી. ૨
તદપિ અદ્ભુતિ લાડસઘેલી, તે લાગે સુખદાઈજી;
વિનય વચન કરી પ્રેમ હાસ્યયુત, બોલે પ્રીતમ ફરી ફરી સહાઈજી. ૩
રસક્રીડા કેલિ અતિ સારી, તેની જણાવે રીતજી;
ત્યમ ત્યમ ડરથી દૂર જઈ નાસે, નહિ હૈ તેમાં ચિત્તજી. ૪

"અથ સુકુમારિકા અભિસરણ વર્ણન"[7]

સુકુમારિ કહો સાંભળો, તેનો શ્રમ સહ્યો ન જાયજી;
જેમ તેમ કરી સખી આણે પિય પ્રતિ, તો પિયુને હોય સુખદાયજી. ૧
અંગોઅંગ ભૂષણના ભારથી, હારી થાકી નાખે ઉતારીજી;
નિતંબ કુચ કુચ ફૂલહારના ભાર, તે સુકુમારિકા[7] કહે ભારીજી. ૨
શુદ્ધ સાત્વિક પ્રીતિ ચિહ્નો, તેણે સલુણો દેહજી;
સખીએ સોંપી પ્રિય કંથને, તવ નાહ ઉર અતિશય નેહજી. ૩

"અભિગમન અભિલાષ વર્ણન"૮

અભિલાષા સહ અભિસારિકા, એ લક્ષણ લો જોઈજી;
નિશદિન મનમાં યાદ કરે અતિ, આશે આતુરતા હોઈજી. ૧
ચંદ્રમુખી નિજ વદનસમ શુદ્ધના, ન ગણે ચંદ્રની કાંઈજી;
સદોષી કલંકી ચંદ્રને માને, ફરી ફરી જુએ નિજ છાંઈજી. ૨
ચંદ્રે શીતલતા સર્વ કહે છે, પણ મુજને કરે એ દાહજી;
ચીંમની ગરમી મુજ વિરહાગ્નિથી, શીતળ વિયોગે નાહજી. ૩
શું ઉડીને જાઉં કે આંખમાં ઘાલું, પત્રી પણ જઈ કોણ આપેજી;
પૂર્ણ અભિલાષા શી પેરે થાયે, તીવ્ર આરતે સંતાપેજી. ૪
નિજ વલ્લભના સંગી મિલાપી, તેને કહાવે વાતજી;
ક્ષણે ઘરમાં ને ક્ષણ જઈ બાહેર, વિયોગ ઉર ન સમાતજી. ૫
પિયુ સંદેશ પત્રિકા હેરી, વાટ જુએ વળી વળીનેજી;
ભણકાર પડે કાને વલ્લભના, કહે સખી સંગ મળીનેજી. ૬

"અથ તમાભિસારિકા લક્ષણ વર્ણન"૯

ગાઢ તિમિરમાં ચાલી નીકળે, શ્યામ રંગ અંગ સૌ સાજજી;
ગાઢ અંધકારે, અભિસરણ કરે, એ રીતે સર્વ સમાજજી. ૧
કાળી કસ્તુરી વાટી તેનું મર્દન, કરે સૌ અંગજી;
આભૂષણ રંગ શ્યામ તને, ધારે નીલપટ વસનનો રંગજી. ૨
નીલપટ સાડી પહેરી ઓઢી, પિયુ ભણી ઉમગી સિધારેજી,
અર્ધ નિશાકે પાછલી ન વિચારે, રંચ ન ડર મન ધારેજી. ૩
સખી દૂતી નહિ પાસ તે સમે, વહાલ વિશેક ચિત્ત આણજી,
કંથ નિકટ ધસી વેગે જાતી, ભર ઉમંગી અભિચારજી. ૪
ઘન માંહે જ્યમ વીજળી ચમકે, ત્યમ દાખે દમી કંથજી;
રૂપ દેખાડી પતિ હર્ષિત કરી, જુએ કામકેલીનો પંથજી. ૫

"અથ જ્યોત્સ્નાભિસારિકા વર્ણન"૧૦

નહાઈ ધોઈ વપુ શુદ્ધ સ્વચ્છ થઈ, રંગરાતી ઉજ્જવળ અંગજી;
સોલે શંગાર ધરી આરતયુતના, વિવિધ તરંગી ઉમંગજી. ૧

શ્વેત સાડી અંગે ધારે, ચંદન ચિત્રિત વાનજી;
સુવર્ણ મણિ મોતી ધરી આભણુ, રૂપ ગુણ કૂલ મનગાનજી. ૨
તે કૂલ મનમાં ન સમાયે, અતિ ઉમગી જાય પતિ પાસેજી;
સુખ સેજ પાસ જઈ પડછાયો દાખી, જ્યોતિ જ્યોતિ મળી પ્રકાશેજી. ૩
પરસ્પર નીરખ્યા હર્ષાતુર થઈ, આલિંગન ભરે બાથજી;
લાજ તજીને કંઠે વળગે, સ્કંધે ધરે પતિ હાથજી. ૪

"અથ દિવાભિસારિકા વર્ણન"૧૧

ત્રિયા પુરુષનાં વસન ધરીને, બાનિક બની ચાલે ચાલજી;
પુરુષરૂપ અતિ સાર બનીને, નાનાવિધ કરતી ખ્યાલજી. ૧
માથે પાઘ પટકો ઉર ધારી, જમણો ધરે પહેલો પાયજી;
જેણે કરી ત્રિયા નાં પરખાયે, દિવાભિસારિકા૧૧ એમ જાયજી. ૨

"અથ મુગ્ધાભિસારિકા વર્ણન"૧૨

મુગ્ધાજી અભિસાર કરે નહિ, જે અજાણ રસરીતજી;
જેમ તેમ કરી સખી લેઈ જાએ, પેરે પેરે કરાવે પ્રીતજી. ૧
હાવભાવાદિ ભેદ ન સમજે, બેદ કરી જણવે વાતજી;
ત્યારે ચિત્ત ચોકી ઉઠી ચાલે. મુગ્ધાભિસાર૧૨ ગતિ ભાતજી. ૨

"અથ મધ્યાભિસાર વર્ણન"૧૩

પોતે થઈ અભિસરે તે મધ્યા, સુરતિ વિચિત્રજી;
જેણે કરી અતિ સુખ પામે, પ્રિય પિય જે નિજ મિત્રજી. ૧
મનગમતાં પ્રિય વસ્ત્રાભૂષણ, વિવિધ ધરી શૃગારજી;
ચાલે કામ કેલિ ધામ, રસ રીતિ પ્રીતિ પ્યારજી. ૨
મનના માન્યા, અંતર ભાવ્યા, પ્રિયશું કરે હાસ્ય વિલાસજી;
સદા સુખદાઈ નિત્ય મહા રમે, પિયની પૂરે આશજી. ૬

"અથ પ્રૌઢાભિસાર વર્ણન"૧૪

પ્રૌઢાનું અભિસરણ હોય છે, જ્યમ ધમે સરિતા પૂરજી;
સુરત સંગ્રામે કેલિરસદાને, પતિને અતિ વાધે શૂરજી. ૧

અનંત રીત અભિલાષ કરે મન, પતિને પ્રિય એવી ન અન્યજી;
નિત્ય રતિરંગ અંગે ઝળકે, અધિકાધિક હોયે ધન્યજી. ૨

સુખસાગર ગુણાકર પતિ અબ્ધિ, તેમાં નિધિનાં રત્નજી;
તે લેવા સરિતા અતિ વેગે મળી, લેઈ કરતી જતનજી. ૩

"અથ ધીરાભિસારિકા વર્ણન"[૧૫]

ગિરા ધીર ધરી કરે અભિસાર, અનુપમ રીતજી;
નગરજનો કે માર્ગજનોની, નહિ પરવા કે બીકજી. ૧
મેઘ સંયુત અંધારી રજની, તસ્કરને જયમ પ્યારીજી;
ત્યમ ચૂપચાપ રહી ગતિ કરની, પ્રિયથી રહે ન ન્યારીજી, ૨
ચોર દુર્જન ખલ પ્રપંચી, લાજતિ નહિ શોચજી;
નિર્ભયતા પુર ઉર સૌ ત્યાગી, પતિ મિલને નહિ સંકોચજી. ૩

"અથ અધીરાભિસારિકા વર્ણન"[૧૬]

નિરાશ અધીરતા અતિ વિરમ કામ કરતા, અભિસાર કરે રસે ભાંતિજી;
સાહસ કરવા પડતું નાખે, અધીરાભિસારની[૧૬] રીતિજી. ૧
સૂર્યાસ્ત થતાં જ આરત અતિ વાવે, જયમ જયમ રજની જાયજી,
ત્યમ ત્યમ ઉરે આદર તન મનથી, અધીરાભિસાર કહેવાયજી. ૨
ઘરથી નીકળી જતાં મારગમાં, ચૌદિશ ભાળે અધીરાઈજી;
તસચર ગુરુજનનો ડર ધરતી, હીરે શીઘ્રગતિ ધાઈજી. ૩
પ્રભાત થાશે, રજની વહી જાશે, તેનો ધરતી શોચજી;
આરત અધિકી તેણે અધીરતા, માટે તજી લાજ સંકોચજી. ૪
'ત્રિયા મુખે તાળું' રસ શાસ્ત્રે, કથન કર્યું છે આમજી;
તદપિ તે મર્યાદાને તજી, સ્પષ્ટ કરે અભિરામજી. ૫

"અથ ધીરાધીરાભિસારિકા વર્ણન"[૧૭]

ધીરાધીરા[૧૭] અભિસરણ કરે છે, કાંઈક ગાઢ કાંઈક પોચજી;
ઉભય પ્રકાર વર્તે છે ઉરમાં, ધીરાધીરનો શોચજી. ૧

"અથ નવસંગમાભિસારિકા વર્ણન"૧૮

સંગમ પ્રસંગ પૂર્વે કદિયે, સુણ્યો ન દીઠો હોયજી;
નવીન નવ નાયકા ન જાણે, નિજ રૂપ સુંદરતા જોયજી. ૧
રૂપ અતિ સરસ સુંદરતા, રસપ્રકાર નહિ લેશજી;
તેણે કરી રસ પ્રસંગ વાતે, દુરાવ કરે એ વેશજી. ૨
પ્રવીણ દૂતી સખી સંગમા, જણવે સંગમ રીતજી;
ઉત્કર્ષતા અતિ ભાખે, સુણીને લજ્જાયુત રહે ચિત્તજી. ૩
ભેદ ફંદ છંદ બોધ કરીને, સખી લાવે પિયુ પાસજી;
કોટિ કમનીય સરસ સુંદરતા, દષ્ટ પડે પિયુ અવાસજી. ૪
તદપિ રસ દુરાવ કરે છે, અપર રસમાં નિજ મોદજી;
મુરઝાઈ ભડકીને દોડે, પરખે નહિ વિનોદજી. ૫

"સુકુમારિકા અભિસરણ વર્ણન"૧૯

નવસંગમ અભિસારિકાનો, પૂર્વોક્ત કહ્યો જે પ્રકારજી;
તેવાં ચિહ્નો ભરપૂર એમાં, અધિકનો કરજો વિચારજી. ૧
જે કૃતિ કરતાં પડે પરિશ્રમ, અથવા કષ્ટિત થાયજી;
તેવી રીતપર અરુચિ રહે નિત્ય, શ્રમ દુઃખ સહ્યું ન જાયજી. ૨
નિતંબ કચ કુચ ફૂલ ઘરેણાં, તેનો પણ લાગે ભારજી;
સુકુમારિકા અંગ સુકોમલ, કારણે, કરતી તિરસ્કારજી. ૩
ભાર બોજ સહ્યો નહિ જાયે, માટે લાગે અકારાંજી;
નિરાવર્ણું શ્રીઅંગ નિત્ય પેખી, ફૂલ મન ધરી લહે સારાંજી. ૪
પિયુનું મન આકર્ષી લુબ્ધે, એવો સલુણો દેહજી;
સખી આણે નેહીને અર્થે, ત્યારે ઝળકે નેહજી. ૫

"અથ અભિસરણ અભિલાષ વર્ણન"૨૦

પિયુ મિલન અભિલાષ નિરંતર, તનમનથી ચિત્ત ચહાયજી;
ચંદ્રમુખી ચંદ્રને નિજ સમ નાં જાણે, અખંડ મનવૃત્તિ નાહજી. ૧

ક્ષણુ વિયોગ યુગ કલ્પસમ લાગે, તીવ્ર વિરહાગ્નિ ઉરજી;
નિત્ય ક્ષણુ ક્ષણુ નવલ અભિલાષ, રહ્યું જાય ન પતિથી દૂરજી. ૨
દિવસ કરતાં જામિનીમાં અધિકું, જ્યમ જ્યમ રાત્રિ જાયજી;
ઉગ્ર ગીષ્મની ગરમી તનમાં, ત્રેહે વહનિ નાં સહેવાયજી. ૩
નિજ ગતિ સમ પિયુની ગતિ જાણી, પ્રિય સમાગમે તરમેજી;
મુજ વહાલાને મુજ વિણુ લાડો, કોણુ લડાવી ભરમેજી. ૪
સઘણું પૂરણુ સત્યામૃત તો, ભરિયું છે મુજ પાસજી;
મહાતૃષાતુર ક્ષુધિત નાથની, અન્ય પૂરે કો આશજી. ૫
ઘરથી બહાર, બહારથી ઘરમાં, આવે જાય અતિ આતુરજી;
તદપિ વાહલામ દષ્ટે નાં પડે, અધીરી રસીલી આતુરજી. ૬
જ્યમ ફણિધર નાગ નીરખે મણિને, પૂર્વ વિનોદ પ્રકારી બારોજી;
આ દગ આગળથી એક પળ પણુ, વહાલો રહે ન ન્યારોજી. ૭

"અથ તમાભિસારિકા વર્ણન"[૨૧]

ગાઢ તમમાં અભિસરણુ કરે, શ્યામરંગ અગ સાજજી;
તમાભિસારિકા[૨૧] તેને કહે છે, સૌ કોવિદ કવિરાજજી. ૧
મૃગમદ કસ્તૂરી વાટીને, લેપન શ્રૂપિન કરે સર્વાંગજી;
નીલમણિનાં આભ્રણુ ઉર ધરી, નીલપટ સાડી અંગજી. ૨
નિજ પ્રિય પતિ પ્રયાણુ ધાઈને, નીડર રહી કરી સૌ ત્યાજજી;
જાતિકુલ મહત્તા પરિજન ગુરૂ, વડીલની ન ધારે લાજજી. ૩
દિવાભિસારિકા લક્ષણુ છાયા, તેના કાંઈ કાંઈ ચિહ્નજી;
મિલન આશ તીવ્રાતુર, તેનું વિયોગે તપિત ઉર ખિન્નજી. ૪

"અથ સાત્ત્વિકી અભિસારિકા લક્ષણુ વર્ણન"[૨૨]

સાત્ત્વિકી અભિસરણુ મહાત્મ્યયુત, રસઘટ પામે ત્યાંહાજી;
પણુ વરણુ કર્યાની પીડિકા, પિયે બાજી મહી છે જ્યાંહાજી. ૧
સખીએ શીખવી ત્યારે ન ચિત્ત આપ્યું, પછી દેખાદેખી મલચાયજી;
લાજ મર્યાદ સંકોચ ક્યમ છૂટે, અંતર લાલસા સોભાયજી. ૨

"અથ રાજસી અભિસારિકા લક્ષણ વર્ણન" ૨૩

રાજસી અભિસરણ સુખદાયક, જ્યમ કરે રાણા રાવજી;
ભૂષણ વસ્ત્ર સુગંધ બહુ બીડાં, કુસુમ હારાદિ સ્વભાવજી. ૧

"અથ તામસી અભિસારિકા લક્ષણ વર્ણન" ૨૪

તામસી અભિસરણ કરે તવ, ચિત્ત રહે પિય પાસજી;
નિજ સમ અન્ય કોઈ નાં પેખે નિજને ધન્ય સદા માનીને
પિય અંગમ અભિલાશજી. ૧
તામસ ગુણ બળે ગણે ન કોઈને, ચિત્ત ચપલ ને ગતિ ચાલજી;
જળ બલ સામે ભેદાદિ પૂરણ, અન્ય ત્રિયા ઉર સાલજી. ૨
શૃંગાર સાદાઈ ઉપર ભાવે, ભીની અંતર પિયરંગજી;
કાંઈ ભૂલે કાંઈ ધારે ચિત્તમાં, પિયુરસ ગતિએ ઉમંગજી. ૩
સર્વોપરિ પરકીયા ત્ત્મ તામસ, જ્યમ મહારાણી ધરે ઉર માનજી;
મોહાગમદ ત્રિય પતિનો રાખે, તેવુ નિર્દોષી અનુમાનજી. ૪
નાયકા વિવિધ ભાતની હોયે, એકરીશ કહે અભિસારજી;
મહાનાયકને વિવિધ રસ વ્યંજને, સુસ્વાદ રુચિકર પ્યારજી. ૫
દિવ્ય મહારસ અદ્ભુત રીતે, અત્યદ્ભુત અપ્રાકૃતજી;
"રસો વૈ સઃ" શ્રુતિ રીતે લહેવી, મહાનાયક કૃતિ સાકૃતજી. ૧
સુણતાં મહારસ પુંજ સર્વોત્તમ, ખાંત કરી જે ચાખેજી;
મહા નાયક તે અમાયિક રસનુ, પાન કરવા એ ગુણ ભાખેજી. ૨
ક્ષણે ક્ષણે જ્યા નવનવી લીલા, નિત્ય લીલા વિનોદજી;
અખંડ સ્મૃતિ ત્યાં ચાલુ રહે, ને દિવ્ય ઉપજે મન મોદજી. ૩
અતિ પ્રવીણ પરમાવધિ રસના, રસિક જન લહે સંકેતજી;
અભિસાર હિત નાયકા ભેખ, તે કથ્યા હર્ષ સમેતજી. ૪

"અથ સ્નેહરૂપનાં લક્ષણ"

જેને જેમાં પૂર્ણ પ્રેમ, તે સર્વે લાગે મિષ્ટજી;
અજીઠું મીઠું તો સાર રૂપનુ, તે કદિ ન લાગે કનિષ્ટજી. ૧

જેનો જેમાં સ્નેહ પરિપૂર્ણ, તેહ જ તેનો ઇષ્ટજી;
તે સમ અન્ય કોઈ નાં લાગે, કહે છે કોવિદ શિષ્ટજી. ૨
સ્નેહી જનનુ સહેજ ધમાતું, સુણતા લાગે ક્લિષ્ટજી;
સ્નેહીમાં રોધ પ્રતિબંધ કરે તો, મને માને કનિષ્ટજી. ૩
તન મન ધન લજ્જા કુળ મહત્તા, વળી પ્રાણાદિ અભીષ્ટજી;
તે સર્વેને રચી ધમાતાં, કદિ ન ભાસે રીષ્ટજી. ૪
કુરૂપ કુઢંગ કુજાતિ આદિ દૂષણ, રંચ ન ભાસેજી;
અભીષ્ટ પ્રિય ઉત્તમ તે માની, સદા રહે પ્રિય પાસેજી. ૫

"સ્નેહાંતર–અથ આસક્તિ લક્ષણ વર્ણન"

આજ પરમ પ્રિયના શ્રીમુખની, ઝાંખી ન સ્વમે થાયજી;
દિવસ વીત્યો ને રાત પડી ગઈ, શો કરું મિલન ઉપાયજી. ૧
આખા દિવસમાં એક વાર પણ, દષ્ટે પડયા નહિ નાથજી;
તેણે આકુળ વ્યાકુળતા મન, કાંઈ કામે ન લાગે હાથજી. ૨
પ્રાણાધિક પ્રિય જુએ એક મીટે, અમીદષ્ટિ મિષ્ટ વિશ્રામજી;
નિશદિન કળ કયાં રંચ પડે નહિ, અભિલષિત રૂપક આમજી. ૩
વહાલે મિલન સ્નેહ ભરી વાતો, પ્રિય પતિશું જ્યારે ન થાયજી;
ત્યારે કામકાજે કાંઈ ચિત્ત ન લાગે, ઘર આંગણે ન સોહાયજી ૪
પ્રેમ ભુજંગ ડસ્યો હોય જેને, તેને સ્નેહી વણ મંત્ર ન કોયજી;
પતિવિયોગી મરણપ્રાય ગતિ, જીવત મરણ બહાવરો હોયજી. ૫

"અથ વ્યસનાસક્તિ સ્થિતિ લક્ષણ વર્ણન"

અમલનો વ્યસની વેળાની વેળા, અફીણ જો નાં ખાયજી;
તો મન તેનુ તેમાં રહે લાગ્યુ, વ્યસનરૂપ કહેવાયજી. ૧
જેને જે વણ ઉર્મું ન રહેવાયે, એ જાણો વ્યસનાત્મક સ્નેહજી;
ક્ષણ પળ વિયોગ પણ નાં સહેવાયે, વ્યસનરૂપ લહો તેહજી. ૨
એકાંગી વ્યસનાસક્તિ હોય તો, તે લહેવી એ નેષ્ટજી;
રેશમગ્ર થીવત્ ન પ્રાણાત્મા બિન્ન, ઉભયાંગી ગ્રંથી શ્રેષ્ટજી. ૩

મન હળીમળી કાળજે કાળજ, બાંધ્યું ન છૂટે જેહજી;
ક્ષણાર્ધ દૂર જલથી માછલડું, પડતાં પ્રાણ જાય, ધન્ય:સ્નેહજી. ૪
મનમાં વસે તે તનમાં વહાલું, મનમાં સમાયે જેહજી;
તેહ જ તનમનધનમાં ભાળે, ક્યમ ન સમાય ગૃહે તેહજી. ૫
આશક માશુક ઉભયતણી ગતિ, સરખી પરસ્પર હોયજી;
તે ઉભયાંગી પ્રીતિ અધિકતર, ઉત્તમોત્તમની સોયજી. ૬
એકને સ્નેહ તેવો નહીં સામો, તે એકાંગી પ્રીતજી;
દાદુર સ્નેહી જલ આસક્ત પણ, નહીં જલની તે રીતજી. ૭
ડૂબી જલ માછલડી તૃષાતુર, તૃષાક્રાન્ત અતિ પૂરજી;
તદપિ વારિ રંચ પીએ નહીં, ગતિ વાનપ્રસ્થીસમ ઉરજી. ૮
દેડકાંની પ્રીતિ જલે પણ, શુદ્ધ જલ વણ રાખે દેહજી;
કાદવ પંકે પડી પ્રાણ રાખે, કનિષ્ટ પ્રકારનો સ્નેહજી. ૯
દાદુર મીન ઉભય જલપ્રેમી, તદપિ પ્રેમમાં ભેદજી;
પરમ સ્નેહી એક રસ અચલિત, પુરુષોત્તમે કહે વેદજી. ૧૦
અખંડિત ભાવ સદા સર્વદા, નિભાવનવાળા એ એકજી;
તદપિ ભક્તભાવાપન થાયે, ભક્તસમ જણવે વિવેકજી. ૧૧
પુરુષોત્તમના નિરવધિ પ્રેમનો અનુભવીઆ રસ માણેજી;
આવૈકગમ્ય પુરષોત્તમ અચલિત, દરે રસ પાત્ર પ્રમાણેજી. ૧૨
મત્સ્ય જલમાં હોય નહીં તો, સદ્ય વણસી જાય પાણીજી;
જલથી વિછરતાં મચ્છ તનુહાનિ, ઉભયાંગી પ્રીત એમ જાણીજી. ૧૩
અધમજલ પયામૃત ભળતાં, સદ્ય કરે નિજરૂપજી;
દૂધ ઉકળતાં જલ પહેલું બળે, એ જલ પ્રીતિ અનૂપમજી. ૧૪
સ્નેહી જલને અગ્નિ પ્રજાળે, જોઈ દૂધ ઝટ ઉભરાયજી;
વહ્નિ ઉપર પડી પોતે બળી, કરે સ્નેહી શીતલના ઉપાયજી. ૧૫
એમ વહાલાને વિરહે કરીને, રહે પ્રાણ ન શુદ્ધ લગારજી;
કેઈ પેરે જઈ વહાલાને મળું, તેના જ કરે ઉપચારજી. ૧૬

ગત ગઈ રતિ વિસરી સઘળે, સ્નેહી વણુ દેખે રાનજી;
ક્ષુધા તૃષા નિદ્રા વિદાય થઈ, લાજ સુખ અભિમાનજી. ૧૭
પંઝરથી પ્રકટે રોમરોમમાં, નખશિખ મેહેની ઝાળજી;
નયણે દેખે શ્રીનાથ તો, હોલાય તે તતકાળજી. ૧૮
મંદ મંદ મૃદુ હાસ્યથી, વણુ મૂલે વેચાણીજી;
ગઈ ગતિ અભિમાન લોભ મદ, પતિ પરિજને પહેચાણીજી. ૧૯
અવધ આશ પણ વીતી ગઈ, હવે પ્રાણ પ્રયાણ સમો અંતજી;
મરણ સમે પણ ઝાંખી નહીં, એ વરતું દેખાય શ્રીકંતજી. ૨૦

"અથ નવ રસ નામકથન"

શૃંગાર[1] હાસ્ય[2] ને કરુણામય[3], રુદ્ર[4] રસ[4] વીર[5] વખાણીજી;
બિભત્સ[6] ભયાનક[7] અદ્ભુત[8] શાંત[9], નવ પ્રકાર લો જાણીજી. ૧
નામ પ્રમાણે ગુણ રહે તેમાં, નાયક નાયકા રસરીતજી;
દંપતી રતિરસમાંહિ રમે છે, નવ નવરસ અતિ પ્રીતજી. ૨
લીલાસિંધુ તરંગ રતિરસમય, વિવિધ રસરાસ વિલાસજી;
અત્યદ્ભુત રસ જાગે તેમાં, ઉભય પૂર્ણ ઉલ્લાસજી. ૩
રસસાગરજર નાગરી નાગર, પરમ ઉભય રસપ્રીતજી;
નિયમ રીત વિધિ કશી ન જાગે, મહોદધિ રસ વિપરીતજી. ૪
ગાભોત્તગની પરાભક્તિ તે, ફલાત્મકપણુ નિરધારજી;
તે પૂર્વે સાધનવત્ ભક્તિ, વિધાની લહે અતિ સારજી. ૫
પ્રેમલક્ષણ વળી દગરુચિ[1], સ્મૃતિ[2] અભિલાષ[3] ઉદ્વેગ[4] સારજી;
વ્યાધિ[1] પ્રલાપ[2] ઉન્માદ[3], એ ત્રણે આસક્તિના પ્રકારજી. ૬
વ્યસનાત્મકપણાની ભક્તિ, બેપણે કહેવાયજી;
જડતા[1] અને મૂર્છના[2] નામથી, એ સ્થિતિ થાતાં લહેવાયજી. ૭
તન્મયતાની અતિ અતિ ભારે, પ્રભુવત્ હોય આલાપજી;
પ્રભુવત્ ચેષ્ટા તાદાત્મ્યપણાથી, પ્રકટે આપોઆપજી. ૮

કહેવું સમજવું સાધન કરવું, તેથી કઠિણ છે વિવેકજી;
ઘુણાક્ષર ન્યાયે કૃષ્ણ કૃપાથી, પ્રકટે સત્સ્ત્રીવત્ ટેકજી, ૯
કેવળ કૃષ્ણકૃપાથી લભ્ય એ, સાધને સાધ્ય ન થાયજી;
અસાધન સાધન હોય ત્યારે, નિરસાધન થઈ જાયજી. ૧૦
નિમિત્તમાત્ર આદ્યે કરે સાધન, સાધનબળ નાં રાખેજી;
અહંતા મમતા ગર્વ ટળી જતાં, પ્રિયા પ્રીતમ રસ ચાખેજી. ૧૧
સંક્ષેપે સાર કથ્યો છે એમાં, જે સૌ રસનું મૂળજી;
જડ મૂળ બીજથી તરુ શાખા વધી, પલ્લવિત મો'ર ને ફૂલજી. ૧૨
શુદ્ધ અમાયિક દિવ્ય મહારસ, જે છે અગણિતાનંદજી;
મહાભાગ્ય રાસ તે એ રસ અનુભવીઆ, જેનું મૂળ પરમાનંદજી. ૧૩
એ રસનો વિસ્તાર ઘણો છે, પૂર્ણ પમાય ન પારજી;
ગેહેર ગંભીરમાં જ્યમ જ્યમ ચાલે, ત્યમ ત્યમ માને હારજી. ૧૪
સ્વરૂપ સમ લીલા રસ પૂરણ, તેના રસ સૌ તેહજી;
લુબ્ધ થાય તે મહારસ માણે, સ્વરૂપાત્મક સૌ એહજી. ૧૫
જ્યાં ખાનપાન પરિધાન સર્વ તે, અન્ય વિવિધ રસસ્વાદજી.
સુણવામાત્રે લૌકિક સૌ ભૂલે, પ્રાકૃત રસ વિસ્વાદજી. ૧૬
અપ્રાકૃત પૂરણ રસ માંહે, નહીં કો પ્રાકૃત ગંધજી;
અલૌકિક ભાન થવાને રચીઓ, પ્રાકૃત લહે તે અંધજી. ૧૭
નિત્ય દિવ્ય રસ પૂર્ણ મહારસ, કવિજન કયમ કરી વરણેજી;
રસિક છેલ નિધિ સ્વરૂપના રસિયા, તેને નમી રહ્યો ચરણેજી. ૧૮
ક્ષણ ક્ષણ નવનવી અખંડ લીલા, નિત્યરાસમાં હોયજી;
દાસદયો ગુરુજનની મહેરે, નિત્ય મહાપદે જોયજી. ૧૯

॥ श्रीकृष्णः ॥
॥ श्रीवल्लभः ॥

# श्रीगुरुगोपीजनवल्लभायनमः

## "રાસપંચાધ્યાયીનો ગરબો"

ગરબોઃ—

આદ્ય વંદુ પાય, શ્રીવલ્લભનાથના રે લોલ;
કૃપાસિંધુ બંધુ છો, પ્રભુ! અનાથના રે લોલ. ૧
લહી દીન વાસ હૃદયા, મુજ થાપીએ રે લોલ;
રહિત દોષ ગિરા ગાવા, ગુણ આપીએ રે લોલ. ૨
અતિ રૂપ છે અનૂપ, એવા શ્રીહરિ રે લોલ;
જેને રાખે છે મહેશ, ધ્યાનમાં ધરી રે લોલ. ૩
શું કહું સ્વરૂપ શ્યામનું, વખાણીને રે લોલ;
વેદ ભેદ નવ લહે, ન ગતિ વાણીને રે લોલ. ૪
અવર ઉપમા, તે કોણ સમોવડ કહું રે લોલ;
તીને વરણવાની વિધિ, હું કશી લહું રે લોલ. ૫
અંબરઅંત કોઈ પક્ષી, પામે નહીં રે લોલ;
વીર્ય નિજ સમાન, ઊડી વિરામે સહી રે લોલ. ૬
નિધીનીર પિયે પક્ષી, ચંચુને ભરી રે લોલ;
ગાઉં ગુણ ગોવિંદના. તે હું વિધે કરી રે લોલ. ૭
ઋતુ સરવથી સરસ, શરદની કહું રે લોલ;
ખટવિષે નાં એકો, એ સમોવડે લહું રે લોલ. ૮
તેમાં સુખતણો સમૂહ, રાકાશર્વરી રે લોલ;
જિમાં રસશૃંગાર, પૂરણ રહ્યો છે ઠરી રે લોલ. ૯
કલા મોલ સહિત પ્રકટ છે, પૂરણ શશી રે લોલ;
સવિતાસુતાપુલિન, શોભા બહુ વસી રે લોલ. ૧૦

થઈ રહી હેત હેલી, અતિ આનંદની રે લોલ;
તેવાં રાજે છે, અરવિંદબંધુનંદની રે લોલ. ૧૧
આસપાસથી સુવાસ આવે, ફૂલની રે લોલ;
તે સમાની એક પલક છે, અમૂલની રે લોલ. ૧૨
ત્યાંહાં તે સમે, કદંબ દ્રુમની તળે રે લોલ;
વાઈ વાંસલી વિચિત્ર, સુંદર શ્યામળે રે લોલ. ૧૩
સપ્તસ્વર સંયુક્ત, ગ્રામ ત્રણ મેળીને રે લોલ;
એકવીસ મૂર્છનાને, માંહે મેળીને રે લોલ. ૧૪
માનુ મંત્ર મોહનીતણો, ભણી કરી રે લોલ;
વાઈ વેણુ, લીધું ચિત્ત, વિશ્વનું હરી રે લોલ. ૧૫
સુણી ધૂન, મુનિ ધ્યાન થકી, ચૂકિયા રે લોલ;
પ્રેમદાયે પતિવ્રતા ધર્મ, મૂકિયા રે લોલ. ૧૬
સુણી સકલ પક્ષી પશુ, ચકિત થઈ રહ્યાં રે લોલ;
અતિ નીર સ્થિર, તરણિજાતણાં થયાં રે લોલ. ૧૭
થયાં જંગમ સ્થાવર, સ્થાવર જંગમાકૃતિ રે લોલ;
સુણી શ્યામ વેણુ, થઈ રહી વિપ્રિત ગતિ રે લોલ. ૧૮
સુણી સ્નેહે વિહ્વળ થઇ છે, વામા વ્રજતણી રે લોલ;
તેનું વર્ણન* નથી આવતું, હુંથી ભણી રે લોલ. ૧૯
ગમ નિગમને નહીં, તો હું તે શું કહું રે લોલ;
કિંચિત કથું છું, જે હરિકૃપાથી લહું રે લોલ. ૨૦
બાળા મહુ એક, સુણતામાં શુદ્ધ વીસરી રે લોલ;
ઓઢી અંબર ઉલટું, તે શીઘ્ર નીસરી રે લોલ. ૨૧
કોઈ અંજન કીધું છે, નેત્ર એકમાં રે લોલ;
થઈ વ્યાકુળ નાર, નાં લહે વિવેકમાં રે લોલ. ૨૨

*વર્ણન=વર્ણવ (પાઠાંતર)

કોઈ ચાલી, પહેરી એક ભુજા કંચુકી રે લોલ;
કોઈ ચાલી, રુદન કરતાં બાળને મૂકી રે લોલ. ૨૩
કોઈએકે કંઠનાં આભૂષણ, ધર્યાં કર્ણમાં રે લોલ;
કેણે કરતણાં ઘરેણાં, ઘાલ્યાં ચરણમાં રે લોલ. ૨૪
કેણે લવણ મેળ્યું છે, પયપાકમાં રે લોલ;
કોઈએ શર્કરા નાખી છે, સરવ શાકમાં રે લોલ. ૨૫
પીરસે કચોલામાં દૂર, કોઈ કામની રે લોલ;
થાલ માંહે પીર્સું શાક, ભૂલી ભામની રે લોલ. ૨૬
ઊઠી મજ્જન કરતાં, તે કો ઊચાટમાં રે લોલ;
કેણે વસન પરિધાન કીધાં, વાટમાં રે લોલ. ૨૭
મૂકી દ્વાર ઊઘાડાં, કો ધાઈ-ધમકમાં રે લોલ;
વેણુ સાંભળી, ચાલી ચતુરા ચમકમાં રે લોલ. ૨૮
વચન કેનું, કોઈ ધરતી નથી કાનમાં રે લોલ;
એકે વિહ્‌વળ થઈ છે, વેણુગાનમાં રે લોલ. ૨૯
કેટલીક તો ઘેરાઈ, સ્યામા સદનમાં રે લોલ;
જેનો જાર ભાવ હુતો, મોહનમદનમાં રે લોલ. ૩૦
રોમરોમ એક વહ્‌નિ, તો વ્યાપી ગયો રે લોલ;
પ્રતિબંધ પાપપુંજ, સદ્ય પ્રલે થયો રે લોલ. ૩૧
અમલ અંતર થતા, શુદ્ધ સ્નેહ ઉપનો રે લોલ;
થયો સંગ અધિકાર, રસિકરૂપનો રે લોલ. ૩૨
પ્રાકૃત મદન ભાવરૂપી, વપુને વામીને રે લોલ;
શીઘ્ર મળી પ્રભુને, શુદ્ધ શરીર પામીને રે લોલ. ૩૩
એમ જે જ્યમ, તે ત્યમ, ચાલી સુંદરી રે લોલ;
આવી જમુનાજીને તીર, જ્યાંહાં છે શ્રીહરિ રે લોલ. ૩૪
સુંદર સ્યામને સમીપ, ઊભી સહુ સખી રે લોલ;
જોઈ રૂપ, ચકિત થઈ, ચું ચિત્રમાં લખી રે લોલ. ૩૫

નવલ નાર છે, વિહારે કરી લોભણી રે લોલ;
વિના કૃષ્ણ, નાં વિલોકે, પલક કોભણી રે લોલ. ૩૬
તે સમેનું સુખ શું વખાણું, રૂપ શ્યામનું રે લોલ;
માન ગર્દન કરે તે, કોટિ કામનું રે લોલ. ૩૭
મદનમોહન નાગર નટવર, શોભે અતિ રે લોલ;
વાય વાંસલી, ત્રિભંગ લલિતાકૃતિ રે લોલ. ૩૮
મોર મુકુટ શીશ શોભતો, અતિ ઘણું રે લોલ;
તેજ શું કહું?, જડિતમણિ તેતણું રે લોલ. ૩૯
નહિ સમાન કોટિ શશી સહિત દિનમણિ રે લોલ;
કાંતિ કૃષ્ણ તાજની છે, તે થકી ઘણી રે લોલ. ૪૦
રાજે ભાલમાં વિશાલ તિલક કેસરી રે લોલ;
બિંદી મૃગમદતણી, તે તેતજે કરી રે લોલ. ૪૧
જાણુ ભૃકુટી છે ધનુંપ, મદન હાથનું રે લોલ;
નેત્ર છે જાણે બાણ, રતિનાથનુ રે લોલ. ૪૨
ચપલતા તો ખંજન મીનથી, અપાર છે રે લોલ;
હદે રસિક જનનાં જેમા, શિકાર છે રે લોલ. ૪૩
નાસિકા તે **કીર-ચંચુ**. સમતુલ્ય છે રે લોલ;
**મકરે મુક્તાફલ** લળકતુ, અમૂલ્ય છે રે લોલ. ૪૪
તેની શોભા નવ જાય, વદનથી કહી રે લોલ;
**જાણે હંસકેરું ભક્ષ, લે છે શુક ગ્રહી રે લોલ.** ૪૫
**બિંબવરણ** અરુણ અધર, ઓપતા અતિ રે લોલ;
વદનકમલ શોભા શું કહુ, અલપ મતિ રે લોલ. ૪૬
કોટિ કામનું સ્વરૂપ, કોણ માત્ર છે રે લોલ;
જાણે વિધુ રવિ દ્યુતિનુ, ભર્યું પાત્ર છે રે લોલ. ૪૭
હસતા દસન દીપે, દાડમના બીજશા રે લોલ;
જાણે શોભાના સમૂહ, આવી ત્યાંહાં વસ્યા રે લોલ. ૪૮

હીરો ચળકે છે, ચળક ચળક, ચિબુકતણો રે લોલ;
પ્રેહે વામાને વિલોકી, ઉપજે ઘણો રે લોલ. ૪૯
મકર કુંડલ શ્રવણ ઉભય, રહ્યાં ઝળહળી રે લોલ;
જાણે કોટિ દામનિ, આવી તેમાં બળી રે લોલ. ૫૦
અલક લટ ઝુકી રહી છે, ગાલ ઉપરે રે લોલ;
જાણે અહિઅર્ભક મોચ્યો, મોરલી ચડી રે લોલ. ૫૧
ગ્રીવા રહી કપોતના સમાન, સોહીને રે લોલ;
સ્કંધ પર રહી નમી, લે મન મોહીને રે લોલ. ૫૨
ગલુબંધની શોભા, ગલે બની અતિ રે લોલ;
વરણવે શું કવિ! મોહ પામે છે મતિ રે લોલ. ૫૩
શોભે કૌસ્તુભ ભૃગુલાંછન, વક્ષઃસ્થલે રે લોલ;
કનકકંઠી દીપે દુગદુગી, મણિ મળે રે લોલ. ૫૪
ગળે મળચુઆ હીરાકડી, હસી રહી રે લોલ;
મુક્તામાલની શોભા ન જાય, મેં કહી રે લોલ. ૫૫
વૈજયંતી વિરાજે છે, ઉર ઉપરે રે લોલ;
ચંદનહાર તો અસો જઈ, પીતામ્બરે રે લોલ. ૫૬
કનક કંકણ કર માંહે, ભજ છે ભલાં રે લોલ;
તિની ઉપરે અનુપમ સોના સાંકલાં રે લોલ. ૫૭
બાજુબંધ બેરખા બિરાજે, ભુજમાં રે લોલ;
શું સરાહના કરું ?, ન મેધા, મુજમાં રે લોલ. ૫૮
આજાનુ ભુજની છે કોમલ અતિ અંગુલી રે લોલ;
કાંઈએક આવે અનુમાન, ચંપકની કલી રે લોલ. ૫૯
તેશુ મુદ્રિકા અનૂપ ઓપતી ઘણી રે લોલ;
મધ્ય જટિત મૂલ્ય રહિત, છે હીરાકણી રે લોલ. ૬૦
ક્ષુધાવંત સિંહના સમાન, છે કટિ રે લોલ;
અવિલોકતાં અનંગ આવે ઉલટી રે લોલ. ૬૧

પરિધાન કીધું પીતાંબર, વિઠ્ઠલે રે લોલ;
સુવર્ણ સરિખડો છે રંગ ઝળકતી ઝલે રે લોલ. ૬૨
ઉભય પાય અનૂપ, જરકશીની કોર છે રે લોલ;
કટિ ક્ષુદ્રઘંટિકા તો, ચિત્ત ચોર છે રે લોલ. ૬૩
ચારૂ ચરણમાં નૂપુર શોભે, શ્રીહરિ રે લોલ;
ઘુઘરી ઘમૂમલે તે નાદની ભરી રે લોલ. ૬૪
કોમલતાતણો સમૂહ, પંકજપાય છે રે લોલ;
મારું મન-મધુકર, ત્યાંહાં લોભાય છે રે લોલ. ૬૫
અંઘ્રી ઉભયમાં થઈને, સોળ ચિહ્ન છે રે લોલ;
જિમાં ચિત્ત યોગીજન કેરાં લીન છે રે લોલ. ૬૬
સ્વસ્તિ[૧] અષ્ટકોણ[૨] યવ[૩], ને જંબુફલ[૪] પવિ[૫] રે લોલ;
ધ્વજા[૬] ઉર્દ્ધરેખા[૭] અંકુશ[૮], અબ્જ[૯] કહે કવિ રે લોલ. ૬૭
મચ્છ[૧૦] ને ત્રિકોણ[૧૧] કલશ[૧૨] ધનુષ[૧૩] ઇંદ્રનું રે લોલ;
વ્યોમ[૧૪] ગોચરણ[૧૫] ને અર્ધબિંબ[૧૬] ચંદ્રનું રે લોલ. ૬૮
નવ રહ્યાં છે દક્ષિણે, ને સપ્ત વામ છે રે લોલ;
ધરે ધ્યાન તિને, શ્રેયતણું ધામ છે રે લોલ. ૬૯
હાર ગજરા તોરા કુસુમના, શ્રીરંગને રે લોલ;
જોતાં ગોહ ઉપજે અતિ, અનંગને રે લોલ. ૭૦
એવી નખશિખ શોભા, પ્રભુની જોઈને રે લોલ;
શ્યામા સરવનું રહ્યું છે મન, મોહીને રે લોલ. ૭૧
કોઈ કામની શકે ન વેણ ઊચરી રે લોલ;
ચિત્ર-પૂતલી સદૃશ, સર્વ રહી ઠરી રે લોલ. ૭૨
પછે વેણ ધરી પાણ, વદે શ્રીહરિ રે લોલ;
તમો કહોછો, ક્યમ આવ્યાં છો ? સરવ સુંદરી રે લોલ. ૭૩
નિશા અર્ધને સમે, કહો કાર્ય છે કશું રે લોલ;
રાત્રિને સમે કો ગાનશે, વિસ્મિત જ શું રે લોલ. ૭૪

પતિવ્રતાનો ના ધર્મ, શાસ્ત્ર સહુ ભણે રે લોલ;
માટે જાઓ સર્વ ધામ, આપ આપણે રે લોલ. ૭૫
પાછાં પરવરો, પ્રભુએ કહ્યું, તે સુણી રે લોલ;
ગ્લાની પામી શ્યામા સર્વ, ચિંતા થઇ ઘણી રે લોલ. ૭૬
નયણે નીર વહે, બાલા બહુ કાંપતી રે લોલ;
પછી વાળ્યો પ્રતિ ઉત્તર, સ્થિર કરી મતિ રે લોલ. ૭૭
પ્રભુ પ્રત્યે પછી બોલી, વામા વ્રજતણી રે લોલ;
એ શું બોલો છો તમો! ચતુર શિરોમણિ રે લોલ. ૭૮
આશાભર્યાં અમો આવીઆ, સરવ સુંદરી રે લોલ;
કરી નિવાસ, વોલાવો ઘરે ન, શ્રીહરિ રે લોલ. ૭૯
તમો પતિવ્રતા ધર્મ કહ્યો, તે ખરો રે લોલ;
વિમાસી જૂઓ, અમો નથી કર્યો પરો રે લોલ. ૮૦
પુરુષ પરહરે જે પ્રેમદા, પોતાનો રે લોલ;
તિહિને સત્ય કહે શાસ્ત્ર, ગુન્હો છે ઘણો રે લોલ. ૮૧
તેવું કાર્ય અમો કોઈ કરતાં નથી રે લોલ;
ચતુર છો તમો ઘણું, તો શું કહીએ કથી રે લોલ. ૮૨
પુરુષ પુરુષોત્તમ એક સાંભળ્યા અમો રે લોલ;
તે તો પ્રાણના આધાર, જેવા છો તમો રે લોલ. ૮૩
તમો અખિલના છો ઈશ, વેદ ગાય છે રે લોલ;
ત્યારે ધર્મ ખંડિત અમારો, ક્યાં થાય છે રે લોલ. ૮૪
વર આપ્યો છે તે ગયા છો કેમ વીસરી રે લોલ;
બોલ્યું અબોલ્યું કરો, ઘરે ન શ્રીહરિ રે લોલ. ૮૫
કીધું કાત્યાયનીનું વ્રત, તે સફલ કરો રે લોલ;
આવ્યા અબળા ઉપર મહેર, માયા મન ધરો રે લોલ. ૮૬
તમે બોલતા નકાર, નાથજી! તમો રે લોલ;
પાતળ પાથરી કરીને, કહું છું અમો રે લોલ. ૮૭

છેલ્લી વિનતિ કહીએ તે, માનજો ખરી રે લોલ;
હાવાં "નાં" કહેશો તો, પ્રાણ જાશે નીસરી રે લોલ. ૮૮
રાસ રમવાનું છે કોડ ઘણું, મનમાં રે લોલ;
તે માટે અમો આવ્યાં, આ વૃન્દાવનમાં રે લોલ. ૮૯
તમો તેડીને તરછોડો, તે ઘટે નહીં રે લોલ;
સમર્થ શરણાંગત નાં છોડે, સુણ્યુ નહીં કહીં રે લોલ. ૯૦
તમો તેડવા અમોને, વાઈ વાંસળી રે લોલ;
વિધિ વાહાલાજી ! અમો તમારી સહુ કળી રે લોલ. ૯૧
એવું કહીને પછી પાય લાગી, પ્રેમદા રે લોલ;
અમો તો તમારી દાસીઓ છીએ સદા રે લોલ. ૯૨
અતિ આતુરતા વિલોકી, હસ્યા શ્રીહરિ રે લોલ;
એકએકને આલિંગન દીધુ, ભુજ ભરી રે લોલ. ૯૩
કહ્યું સરવ ઇચ્છા, પૂરણ થાશે તમતણી રે લોલ;
જોયું કરી કટાક્ષ સર્વ વિરહણી ભણી રે લોલ. ૯૪
એવું વચન સુણી, હરખી સરવ સુદરી રે લોલ.
પાય લાગે પ્રભુને, સહુ ફરીફરી રે લોલ; ૯૫
રમવા રાસનો હુલ્લાસ થયો મનમાં રે લોલ;
સહિત શ્યામ સરવ ઊભાં, વૃંદાવનમાં રે લોલ. ૯૬
રચ્યું રાસમંડલ મદનમોહને, ત્યાંહાં રે લોલ;
**તરણીતનયાને** સમીપ, બંસીબટ જ્યાંહાં રે લોલ. ૯૭
ઇન્દુ પૂરણ, તજી ગતિ, ઠર્યો ગગનમાં રે લોલ;
જોવા જુગપતિને જુવતી સહિત મગનમાં રે લોલ. ૯૮
રામારૂપનો અંબાર, બની છે સહુ રે લોલ;
વર્ણવું શું ? નથી પાર, વાન્યક છે બહુ રે લોલ. ૯૯
કર્યો ક્રીડાનો આરંભ, કૃષ્ણે તે સમે રે લોલ;
પરસ્પરે આલિંગનાદિક, કરી રમે રે લોલ. ૧૦૦

નેહે નેણુની કટાક્ષમાં, જણાવતા રે લોલ;
વિવિધભાતના વિલાસ, કરે ભાવતા રે લોલ. ૧૦૧
ભેટે ભામની ભરી અંક, શ્યામને રે લોલ;
નેહેનું પીડ્યું મન, પમાડતી વિરામને રે લોલ. ૧૦૨
પીએ અધરામૃત પરસ્પર, પ્રેમશું રે લોલ;
મદનરસ લૂંટતાં, નાં રહે કો નેમશું રે લોલ. ૧૦૩
રુગે ઝુમે, મુખ ચુમે, દશન વસન ડમે રે લોલ;
હાં હાં કહે તોડે, હરિ 'નિ' આધેરા ખસે રે લોલ. ૧૦૪
ખૂંદે મરદન કરે ને મદનમદ ઝરે રે લોલ;
કુસુમ માલથી મરદાઇને હેઠાં ખરે રે લોલ. ૧૦૫
દંપતી કરે છે ચર્વણ તંબોલને રે લોલ;
લાલી વદનની લજાવે, રંગચોળને રે લોલ. ૧૦૬
બહેકે મૃગમદ ચુવા ચંદન, સુવાસમાં રે લોલ;
નિશ્ચિ આનંદનો પ્રકટ્યો, છે અતિ રાસમાં રે લોલ. ૧૦૭
વહાલે રજની કીધી છે, ખટ માસની રે લોલ;
આંઇ પૂરતા વિલાસ ઝીપી, દાસની રે લોલ. ૧૦૮
આવ્યું ગોપીને ગુમાન, વિઠ્ઠલ મેં' વર્યો રે લોલ;
શૃંગારરસનું સુખ આપી, મેં' વહાલો વશ કર્યો રે લોલ. ૧૦૯
ભોળા મોહનજી, નાં પાર ગારા રૂપનો રે લોલ;
ચતુર હું ઘણી, અહમેવ એવો શિપનો રે લોલ. ૧૧૦
પ્રેમદા તણા વિચાર, પ્રભુએ લહ્યા રે લોલ;
અંતરધ્યાન મધ્યમંડળથી, હરિ થયા રે લોલ. ૧૧૧
સખી શ્યામ નાં દીઠા, ને ધરણી ઢળી રે લોલ;
સુધ ગરવની ગઈ, ને ચેનના ટળી રે લોલ. ૧૧૨
મળી મળી ઊઠી અબળા, બેઠે વ્યાકુળી રે લોલ;
પ્રાણપતિને પોકારે, અતિ આકુળી રે લોલ. ૧૧૩

આવો આવો, શાને સંતાઓ છો, શ્રીહરિ રે લોલ;
મારા સમ, જો માનો, કહું છું ફરી ફરી રે લોલ. ૧૧૪
અન્યોઅન્યે પૂછે, કહેની? પ્રભુ ક્યાં ગયા રે લોલ?;
હવડાં આંહાં હતા, તે જાતાં મેં તો નાં લહ્યા રે લોલ. ૧૧૫
એક સખીરૂપે, શ્રીહરિ મંડલમાં રહ્યા રે લોલ;
નથી દ્રષ્ટિગોચર, પણ ક્યહું નથી ગયા રે લોલ. ૧૧૬
એક રૂપે વળી, સહચરી લેઈ સંગમાં રે લોલ;
અળગા પધાર્યા રમાડવાને, રંગમાં રે લોલ. ૧૧૭
નથી લહેતી કો લલના, એ ભેદમાં રે લોલ;
વિકલ થઈ ગઈ છે સરવ, પ્રેહે-વેદમાં રે લોલ. ૧૧૮
પૂછે વૃક્ષને પિયુની ભાળ, છેલડી રે લોલ;
તેં ક્યહું દીઠા દીનોનાથ, વદે ઘેલડી રે લોલ. ૧૧૯
પૂછે પિપ્પલને પ્રેમદા, પ્રેમે કરી રે લોલ;
નંદકુંવર ક્યાંહાં હશે, તે વાત કહો ખરી રે લોલ. ૧૨૦
એક કહે સખી! એ નહીં કહે, અશ્વત્થ છે રે લોલ;
પૂજ્યપણાના ગુમાન માંહે, મસ્ત છે રે લોલ. ૧૨૧
માટે વટને પૂછો વાત, શિવસ્વરૂપ છે રે લોલ;
વૈષ્ણવનું હદે તો કેવળ, દયારૂપછે રે લોલ. ૧૨૨
એક કહે, એ શું કહે? એમા બહુ ક્રોધ છે રે લોલ;
ઉર્ધ્વ જઈ અધોગતિ કરે, ન્યગ્રોધ છે રે લોલ. ૧૨૩
બંક મંદાર મલ્લિકા, ચંપો ને કેતકી રે લોલ;
જાઈ જુઈ કહો, નંદકુંવરની વકી રે લોલ. ૧૨૪
પ્રિયે પ્રભુને છો ઘણા, તુલસીજી તમો રે લોલ;
કહો પ્રભુજીની ભાળ, આતુર છીએ અમો રે લોલ. ૧૨૫
એક કહે સખી સપત્ની છે, એ કયમ કહે રે લોલ;
સાધુ હોય તો પણ, અંતર ઇર્ષ્યા રહે રે લોલ. ૧૨૬

તે કહે મારે દેખે, સુખ મારું, ગયું ટળી રે લોલ. ૧૩૮
તમોને થયું ગુમાન, તે મુને થયું રે લોલ;
વચન નાથને અયુક્ત, એક મેં કહ્યું રે લોલ. ૧૩૯
એવી સંતાડો[1], તે શોધી જડું નહીં, કથમો રે લોલ;
પેલાં શોધે છે તેમ, મુને શોધો તમો રે લોલ. ૧૪૦
કર્યું કંઈ, કહો છો ત્યમ થયું નથી કયહીં રે લોલ;
પોતે પોતાને સ્કંધે તે ચડાયે નહીં રે લોલ. ૧૪૧
એવું કહીને અંતર્ધ્યાન, થઈ ગયા હરિ રે લોલ;
કલેશ બહુ કર્યો, પણ દષ્ટિ નાં આવ્યા ફરી રે લોલ. ૧૪૨
એવું સાંભળી ત્યાંથી, સહુ પાછાં ફર્યાં રે લોલ;
આગળ દીઠો અંધકાર, ચરણ નવ ધર્યાં રે લોલ. ૧૪૩
વૃંદાવન કુંજ કુંજ, સહુ શોધી વળી રે લોલ;
નાથ નાં મળ્યા, નિરાશ થઈ ટોળે મળી રે લોલ. ૧૪૪
વારિના વિયોગથી, તલખે ત્યમ **મીના** રે લોલ;
**તાલાવેલી** લાગી ત્યમ સ્ત્રીને, હરિ વિના રે લોલ. ૧૪૫
પ્રભુ-પ્રેમ અતિશે, ક્રેહે વ્યાપો બહુ રે લોલ;
કૃષ્ણ! કૃષ્ણ! કહેતાં, કૃષ્ણમય થઈ સહુ રે લોલ. ૧૪૬
ભૃગી ભયથી ભૃંગ થાય, કીટ પણ સહી રે લોલ;
કૃષ્ણ-પ્રેમી કૃષ્ણ થાય, ત્યાંહા આશ્ચર્ય નહીં રે લોલ. ૧૪૭
ગણે એક સ્ત્રી કહે, શું શોધો છો? સખી રે લોલ;
આવો! કૃષ્ણ હું છું, શીદ! થાઓ છો દુઃખી રે લોલ. ૧૪૮
આવો રાસરમણ કરો, માહારા સંગમાં રે લોલ;
એક કહે છે, આવો! હું રમાડું રંગમાં રે લોલ. ૧૪૯
વ્રજમાં જે જે બાલલીલા કીધી છે, હરિ રે લોલ;
તદાકાર થઈ છે માટે, દાખે છે કરી રે લોલ. ૧૫૦

[1] સંતાડો=સંતાઈ (પાઠાંતર)

એક કહે, મેં જુઓ શકટાસુર તાડિયો રે લોલ;
સખીને સુવાડીને કહે, બાળો! આ પાડિયો રે લાલ. ૧૫
પૂતના મે હણી, કહે છે એક કામની રે લોલ;
તૃણાવર્ત મેં માર્યો, કહે છે એક ભામની રે લોલ. ૧૫
એક યશોદા થઈને, મથે છે મહી રે લોલ;
ભાજી ગોળી કૃષ્ણ થઈ એક, વણુ મહી રે લોલ. ૧૫
યશોદાએ કૃષ્ણરૂપ બાંધી અનુખળે રે લોલ,
તેણે યમલાર્જુન રૂપી બે, પાડી બળે રે લોલ. ૧૫
એક વત્સાસુર માર્યો મેં, દેખાડતી રે લોલ,
એક બકાસુર કરી કો ચંચુ કાડતી રે લોલ. ૧૫
ગોપીરૂપે કેટલીક અહિ–વદન, ધસી રે લોલ;
એક હરિ થઈ, હણી અજગર, કહાડી અસી રે લોલ. ૧૫
કરી કાંધ કૃષ્ણ નાચે શીર ચડી રે લોલ;
પીએ અગ્નિ એક, મીંચાવી સહુ આંખડી રે લોલ. ૧૫
દુકૂલ હરી કદંબ ચઢી, એક હરિ થઈ રે લોલ;
વસ્ત્ર માગે કેટલીક, યમુનાજલ રહી રે લોલ. ૧૫
એક કહે ન બીશો કોઈ, ઇંદ્ર વૃષ્ટિથી રે લોલ;
ગોવર્ધન ધર્યો મેં, આવો રાખું કૃષ્ટિથી રે લોલ. ૧૫૯
એક નંદલાલ થઈને, વાયે વાંસળી રે લોલ;
કેટલીક સાંભળીને, આવે છે ચલી રે લોલ. ૧૬૦
ઇત્યાદિક ચરિત્ર કીધા બહુ, સહુ મળી રે લોલ.
તોહે હરિ મળ્યા નાં, વિલાપવા માંડયું વળી રે લોલ. ૧૬૧
આ દશા અમારી કરવી હતી જો હરિ રે લોલ;
ત્યારે શીદ ઉગાડયા ! બહુ રક્ષા કરી રે લોલ. ૧૬૨
ઇંદ્ર ભયથી રાખ્યાં, વિષ વારિથી રાખિયાં રે લોલ;
દાવાનલથી રાખી, વિરહાનલમાં નાખિયાં રે લોલ. ૧૬૩

નાથ! નો ચડે ગોપીને મારો છો નગે રે લોલ;
લાખો વદન, નહીં તો, પ્રાણ જશે આ સમે રે લોલ. ૧૬૪
શીશ પાણ ધરો, કંથજી! કરુણા કરી રે લોલ;
દસ્ત અલો છે રમાનો, જે કરે હરિ રે લોલ. ૧૬૫
ફણી-ફેણ ધર્યા ચરણ, તે કુચે ધરો રે લોલ;
હૃદે-મદનનો સંતાપ, તે યથી હરો રે લોલ. ૧૬૬
વિના મૂલની અમો તમારી કિંકરી રે લોલ;
નાથ ! નેહ ના હણો, કહું ફરી ફરી રે લોલ. ૧૬૭
મધુરી વાણીએ કરીને મન પોષીએ રે લોલ;
અધરપાન કરાવી, બહુ સંતોષીએ રે લોલ. ૧૬૮
પાપપુંજ તે, પ્રણામ કરે કાપીએ રે લોલ;
આલિંગનાદિકે અતિ સુખ આપીએ રે લોલ. ૧૬૯
નાથ! નથી રહેવાતુ, હાવાં માનો સહી રે લોલ;
ત્રુટિ કાલ એક જુગ સમાન, જાય વહી રે લોલ. ૧૭૦
કુટિલ કુંતલે આવર્ત વદન, રમભર્યું રે લોલ;
નીરખતાં ન તૃપ્ત થાય મન, કચમો કર્યું રે લોલ. ૧૭૧
અંતરાય નિમિષનો પણ સહેવાતો નથી રે લોલ;
નેત્ર નિમિષ કર્યાં વિધિ, જડ કહુ કથી રે લોલ. ૧૭૨
તમો પામવાને પતિપુત્રાદિક, બહુ રે લોલ;
છોડી આવી, ગાન મોરલીથી મોહી બહુ રે લોલ. ૧૭૩
વેણુનાદે પડેલાં મોહાં, પંખી ને પશુ રે લોલ;
મહિલા મોહી એ રૂપ-ગાને, ત્યાહાં આશ્ચર્ય કશુ રે લોલ. ૧૭૪
આપ વિના જીવન અમારું, કો છે નહીં રે લોલ;
માટે કૃપા કરો કંથ!, મૂકવાં નહીં રે લોલ. ૧૭૫
એવાં વચન વડે નાથને, પ્રબોધની રે લોલ;
જ્યાંહાંથી ગયા છે ત્યાંહાં આવી, કરી શોધની રે લોલ. ૧૭૬

આવી જમુનાજીને તીર, ત્યાંહાં પણ ના જડ્યા રે લોલ;
ત્યાંહાં નિરાશ થઈ નાર, ભૂમિ કર પડ્યા રે લોલ ૧૭૭
હાંક મારિ હરિને, આરુપકે જુએ રે લોલ;
મૂકી ગયા જાણી, હૃદે ફાટતી રવે રે લોલ. ૧૭૮
નયણે નીર વહે ધારા, પેખે પંથને રે લોલ;
રુદન કરતી કાલાવાલા કરે, કંથને રે લોલ. ૧૭૯
નાથ! ના ઘટે, મૂકી ગયા વનમાં રે લોલ;
અમારું શુ ગજુ? વિચારોની મનમાં રે લોલ. ૧૮૦
ટાળવા ગુમાન માટે આવડું કર્યું રે લોલ;
વાંકી દષ્ટે કરી જોયતું, હતું હર્યું રે લોલ. ૧૮૧
સ્ત્રીએ બહુ કર્યો વિલાપ, ત્યાંહાં અશક્તના રે લોલ;
ત્યારે સહી ન શક્યા તાપ, પ્રભુ ભક્તના રે લોલ. ૧૮૨
ઘણા છે દયાળુ, દાસદુઃખ ના સહે રે લોલ;
કિંચિત્ કઠિણુતા, ગુમાન ટાળવા ગ્રહે રે લોલ. ૧૮૩
ગોપી સહુ મન ભંગ થઈ, ઊભી જ્યાંહાં રે લોલ;
દર્શન આપ્યું આવીને, ઊભા રહ્યા ત્યાંહાં રે લોલ. ૧૮૪
પીતવસન વનમાળ ધરીને, ગોકુલ-વિહુ રે લોલ;
દર્શન મન્મથ મન્મથ, થઈને દીધુ રે લોલ; ૧૮૫
દીઠા પ્રાણના પતિ ને પ્રેમદા ત્યાં રે લોલ;
અહો અહો ઘેરા કહેતી, સહુ આવી મળી રે લોલ. ૧૮૬
ધાઈ બેઠી ભૂધરને, વિધિ શું કહું કથી રે લોલ;
હૃદે ભરસા લીધા નાથ, મૂકતી નથી રે લોલ ૧૮૭
ના, ના, નહીં મૂકું, મૂકું તો જાઓ નામીને રે લોલ;
કહોની?! ક્યાંહાં ગયા હતા?! મૂકી દાસીને રે લોલ. ૧૮૮
એવાં પ્રેમનાં વચન, પ્રેમદા કરે રે લોલ;
હરિ હસી કટાક્ષ કરી, છેડલો ગ્રહે રે લોલ. ૧૮૯

કેટલીક તો કટાક્ષ બાણ, મારતી રે લોલ;
કેટલીક નીરખી હૃદેમાં ઉતારતી રે લોલ. ૧૯૦
કેટલીક કુટિલ વચન, પણ કહે સહી રે લોલ;
અંજલિ ધરી આગાળ, કોઈ એક લે અહી રે લોલ. ૧૯૧
પરિરંભણ કેટલીક તો કરે ઘણુ રે લોલ;
પાલવ પટંતરે કો અધર પીએ, પ્રભુતણું રે લોલ. ૧૯૨
દાસી છું કહી કો દીનતા ઘણી કરે રે લોલ;
કેટલીક હરિહસ્ત-ચરણ, ઉર ધરે રે લોલ. ૧૯૩
કોઈ એક લપટી અંગે, જેમ વૃક્ષે વેલડી રે લોલ;
કોઈ એક હાવભાવ દેખાડે, સાહેલડી રે લોલ. ૧૯૪
જે જે લીલા કરી, કૃષ્ણ-કામની ત્યહીં રે લોલ;
તે કાંઈ પ્રકટ મુખેથી, મેં કહેવાય નહીં રે લોલ. ૧૯૫
પછે ઉત્તરીય વસન આસન, સુંદરી રે લોલ;
રચી કરીને તે ઉપર, બેસાડ્યા હરિ રે લોલ. ૧૯૬
જોગીહૃદે સુખાસને બેસતા નથી રે લોલ;
તે તો અબલાના બેસાડ્યા બેઠા કહુ કથી રે લોલ. ૧૯૭
પછે પ્રશ્ન પૂછ્યાં ત્રણ, ત્રિયાગણે મળી રે લોલ;
એનો ઉત્તર આપો, જાય સંદે સહુ ટળી રે લોલ. ૧૯૮
એક ભજતાને ભજે છે[1], નાથજી! સુણો રે લોલ;
વિના ભજતાને ભજવામાં[2], કો આદર ઘણો રે લોલ. ૧૯૯
ભજે છે તેને પણ નાં ભજે[3], નિશ્ચે લહો રે લોલ;
તે કીયા કીયા? પૃથક્ કરી તમો કહો રે લોલ. ૨૦૦
એવું સાંભળી શ્રીકૃષ્ણ કહે, સુણો તમો રે લોલ;
ભજતાને ભજે છે તે વ્યવહારી[1], કહું અમો રે લોલ. ૨૦૧
અભજતાને ભજવા માતતાત[2] ધ્યાર છે રે લોલ;
ભજે છે તેને નાં ભજે, એવા ચાર[3] છે રે લોલ. ૨૦૨

આત્મારામ[૧], પૂર્ણકામ[૨], અકૃતજ્ઞ[૩] જે રે લોલ;
ચોથો મિત્રદ્રોહી[૪], ભજતાને ના ભજે રે લોલ. ૨૦૩
એવું કહેતા શાંત, સખી પરસ્પર કરી રે લોલ;
આ બિયા તે ચોથો, વાત એ નિશ્ચે કરી રે લોલ. ૨૦૪
એવું જાણીને શ્રીકૃષ્ણ હાવાં કહે કથી રે લોલ;
આ જે કહ્યા, તેમાંનો તો હું એકો નથી રે લોલ. ૨૦૫
જાણીતુ તો ભજન અમો, કરા નવ કહું રે લોલ;
અમો તો પરોક્ષ ભજું, માનજો ખરુ રે લોલ. ૨૦૬
તો પણ તમે કર્યું તે તો, કોથી નાં બને રે લોલ;
તમારો તો હું ઋણી સદા, હરિ ભણે રે લોલ. ૨૦૭
વરસ દેવના સહસ, જો સેવું તમો રે લોલ;
તો પણ તમોથી અઋણી, થાઉં નહીં અમો રે લોલ. ૨૦૮
એવું સુણી પ્રસન્ન પ્રેમદા થઈ સહુ રે લોલ;
પ્રાણજીવન સંગે, બેલડી બાઝી બહુ રે લોલ. ૨૦૯
હાવા રમવા માંડ્યો રાસ, આનંદનો નિધિ રે લોલ;
રામા રાગને આલાપે, જાણે સહુ વિધિ રે લોલ. ૨૧૦
કૃષ્ણથી કો પૂરે સ્વર, અતિ સોહામણો રે લોલ;
સાધુ! સાધુ! પ્રશંસે, પિયુ, અતિ ઘણો રે લોલ. ૨૧૧
ષોડશ ગોપિકાની મધ્યે, કૃષ્ણ અષ્ટ છે રે લોલ;
એ પ્રમાણે મંડલ રચના રચી, સ્પષ્ટ છે રે લોલ. ૨૧૨
કમલદલ આકાર, મંડલ ગીત જાણીએ રે લોલ;
એક એકને આવણુ છે. પ્રમાણીએ રે લોલ. ૨૧૩
મધ્યે મુકુલ રૂપ તો, જુગલકિશોર છે રે લોલ,
પુષ્પ વર્તુલાકાર મંડલ જોર છે રે લોલ. ૨૧૪
ધર્યાં છે સ્વરૂપ શ્યામે ઘણાં તે સમે રે લોલ;
અબ્જે ખાળા મધ્યે કૃષ્ણ, સર્વજ્ઞ રમે રે લોલ. ૨૧૫

વિધિવિધિતણાં વાજિંત્ર, ગ્રહ્યાં ગોરીએ રે લોલ;
સમજી નાં સંભાળ્યાં છે, નવલ કિશોરીએ રે લોલ. ૨૧૬
કોઈએ ગ્રહી મૃદંગ[૧], વિધભેદ જાણતી રે લોલ;
નનકં કરી ટંકારવ, વાહવાં વખાણતી રે લોલ. ૨૧૭
ગ્રહી તાલ ઝાંઝ[૨], કેણે લીધો જંત્રને[૩] રે લોલ;
સરવ સ્વરને મેળવે છે, એક તંત્રને રે લોલ. ૨૧૮
તંબૂરો[૪] રવાબ[૫] ને સનાર[૬] વાંસળી[૭] રે લોલ;
સારંગી[૮] સરોદા[૯] વાજે છે, સ્વરે મળી રે લોલ. ૨૧૯
ઢોલ[૧૦] ખંજરી[૧૧] ને કાંહાંનુ[૧૨], ડફ[૧૩] ઉપંગ[૧૪] છે રે લોલ;
મૌહ્વર[૧૫] જ્વરી[૧૬] અલગોજા[૧૭] પણવ[૧૮] ચંગ છે રે લોલ. ૨૨૦
નાદસિંધુ[૨૦] જલતરંગ[૨૧] ને કરતાલ[૨૨] છે રે લોલ;
સંગ મોરચંગ[૨૩] સ્વર અતિ રસાલ છે રે લોલ. ૨૨૧
સરવે સ્યામાએ શણગાર સજ્યા છે ફરી રે લોલ;
રાસરંગ રીતિ શીખવે છે, શ્રીહરિ રે લોલ. ૨૨૨
સપ્ત સ્વર, તીનગ્રામ, એકવીસ મૂર્છના રે લોલ,
તે સહિત કરે ગાન, મૃગલોચના રે લોલ. ૨૨૩
ચપલતાએ ચાલે ચરણ, ઠમક દેઈને રે લોલ;
ચારૂ નૃત્ય કરે નાર, ગત્ય લેઈને રે લોલ ૨૨૪
હાવભાવ ને કટાક્ષ કરે કામની રે લોલ;
ચતુરતા ઘણી જણાવે, ગજગામની રે લોલ. ૨૨૫
નાચે છે મદનગોપાલ, મધ્ય મંડલે રે લોલ;
શેષ ને મહેશથી ના જાય, ગત્ય કળે રે લોલ. ૨૨૬
તાતા થેઈ થેઈ, સ્યામા સહુ ઉચ્ચરે રે લોલ;
તે પ્રમાણે પ્રભુ, ઠમક ઠમક, ડગ ભરે રે લોલ. ૨૨૭
હાવભાવ હરિ હસ્તથી, ઘણા કરે રે લોલ;
નેનના કટાક્ષથી તે ચિત્તને હરે રે લોલ. ૨૨૮

સામસામી શ્યામા શ્યામ, ગક્ષ ચાલવે રે લોલ;
વળી ઠમક ઠેક દેઈ, એકઠાં મળે રે લોલ. ૨૨૯
ગાન[1] માન[2] નૃત્ય[3] વાદ્ય,[4] એક સ્વર મળે રે લોલ;
નૃત્ય-ભેદ એ વિષે, નાં ગુણી કો કળે રે લોલ. ૨૩૦
મદનમોહન વહાલો, મધુર મધુર ગાય છે રે લોલ;
ચરણ ચાલતાં મધુરી વેણુ વાય છે રે લોલ. ૨૩૧
ગોપી ને ગોવિંદ મળી, કુંડળી ફરે રે લોલ;
હાર્યો, હારી, શબ્દ પરસ્પરે, ઉચરે રે લોલ. ૨૩૨
અન્યોઅન્યે રિસાવે, કરે મનામણાં રે લોલ;
જુગલ સ્પર્ધાનણા, લેઉં હુતો ભામણાં રે લોલ. ૨૩૩
રાધા રિસાવ્યાં, મનાવે મોહનલાલજીરે લોલ;
વળી રાધા મનાવે, મદનગોપાલજી રે લોલ. ૨૩૪
અમર અંતરિક્ષે ચકિત થયા જોઈને રે લોલ;
જોઈ રૂપ, રહી દેવદારા મોહીને રે લોલ. ૨૩૫
વિયોગી સરવના મન થયાં, મદનમઈ રે લોલ;
કટિવસ્ત્ર ગ્રંથિકાઓ, તે શિથિલ થઈ રે લોલ. ૨૩૬
રાજલમેઘ સંગ ઝબકે, જેવી દામની રે લોલ;
દરસે દેવને તે વિષે, કૃષ્ણ-કામની રે લોલ. ૨૩૭
બ્રહ્માદિક ધન્યભાગ્ય કહે છે, ગોપીને રે લોલ;
વિહરશું કરે વિહાર, લાજ લોપીને રે લોલ. ૨૩૮
ગાય ગરબો ગોરી ને ફરે ફેરણી રે લોલ;
સહુની સંગે સુંદર શ્યામ, શોભા બહુ બણી રે લોલ. ૨૩૯
જાણે સહુ મારી પાસે ઊભા છે, શ્રીહરિ રે લોલ,
એવી અવળેલે વાહાલાજીએ, વિધિ કરી રે લોલ. ૨૪૦
વળી બહુ વિહાર, વિધિવિધિતણા રે લોલ,
રમી ઝુમીને પ્રસ્વેદ થયા છે ઘણા રે લોલ. ૨૪૧

વાહાલે વિચાર્યું જે સ્થલ-ક્રીડા, થઈ ઘણી રે લોલ;
હાવાં કરીએ કાંઈ એક ક્રીડા, વળી જલતણી રે લોલ. ૨૪૨
કૃષ્ણ કામનીને કહે છે, ચાલોની સહુ રે લોલ;
આપણ જમુનાજીમેં ઝીલીએ, સુખે બહુ રે લોલ. ૨૪૩
એવી વાત સાંભળી તે સર્વને, ગમી રે લોલ;
ઘણાં થયાં અમિત સરવકો, રંગે રમી રે લોલ. ૨૪૪
આવી જમુનાજીને તીર, વસ્ત્ર મૂકીઆં રે લોલ;
અંબર એકેકું પહેરીને, જલમાં ઝૂકીઆં રે લોલ. ૨૪૫
હરિસંગે હરિવદની, સહુ હસે રમે રે લોલ;
રંગરસિયાને વિનોદ હાસ્ય બહુ ગમે રે લોલ. ૨૪૬
વડ બીજુ બે થયાં છે, શ્યામ સ્વામની રે લોલ;
બીજુઆ જોડી વહેંચી, સમાન કામની રે લોલ. ૨૪૭
જૂથ બે થયાં ને પઠણ એ વિધે કરી રે લોલ;
ભીલ આપઆપણી વિષે, રહેવુ ઠરી રે લોલ. ૨૪૮
વઢ્યું સામાસામી, નીર કેરી ઝાલકે રે લોલ;
ભીલ છતવી તે, મારી છલક છાલકે રે લોલ. ૨૪૯
હદ મેહેલી પોતાની, હઠી પાછું ફરે રે લોલ;
આપણે વિહાર એહ, તે હાર્યું ઠરે રે લોલ. ૨૫૦
એમ સામસામી સરવ, જલક્રીડા કરે રે લોલ;
આ, ભીલ મહેલીને, નાં કોઈ પાછેરું ફરે રે લોલ. ૨૫૧
એમ બહુ વિધે કરી, હરિ જલમાં રમ્યા રે લોલ;
રંગભોગ કરે શ્રમ થયા, તે શમ્યા રે લોલ. ૨૫૨
એમ સ્થલ ક્રીડા ને જલક્રીડા, કીધી બહુ રે લોલ
શ્યામ સંગે રમી, સખી સુખી થઈ સહુ રે લોલ. ૨૫૩
જલથી નિસરીને, પહેર્યાં વસ્ત્ર આપણાં રે લોલ;
વિધિવિધિ તણાં વળી ચરિત્ર કીધાં ત્યાંહાં ઘણાં રે લોલ. ૨૫૪

એવું સાંભળીને સંદેહ થયો ભૂપને રે લોલ;
પર ત્રિયાશું શો વિહાર?! બ્રહ્મરૂપને રે લોલ. ૨૫૫
પછે શુકજી કહે, એ મત્ય તુંને થઈ કશી રે લોલ;
પૂરણબ્રહ્મ મધ્યે, દોષ બુદ્ધિ કયમ વસી રે લોલ? ૨૫૬
જેણે રચ્યું સર્વ વિશ્વ, સર્વમાં વસો રે લોલ;
ભોગી ભોગ ઉભય આપ, દોષ છે કશો રે લોલ. ૨૫૭
જેમાં અણુ આવેશ જેનો, તે નિર્દોષ છે રે લોલ;
એતો પૂરણ અમલ, અખિલ ઓજકોશ છે રે લોલ. ૨૫૮
ચંદ્ર છે વિભુતિ, તે ગુરુસ્ત્રીથી રમ્યો રે લોલ;
અગ્નિ સર્વ ભક્ષી તોહે, દોષનાં દમ્યો રે લોલ. ૨૫૯
બાળે જક્ત શિવ, અનઘ, જેના પ્રતાપથી રે લોલ;
બ્રહ્મા અધમ ઉત્તમ સરજે, અળગો પાપથી રે લોલ. ૨૬૦
અમર અન્યને કરે છે, એજ જેનું રે લોલ;
કયમ ભાસ્યું છિદ્ર?! ભૂપ! તુંને તેનું રે લોલ. ૨૬૧
ગોપી સંગે રમ્યા ગોપ, તીહીમાં કોણ છે રે લોલ?;
**વિમાસી વિલોક** ભૂપ! તૂ! સુજાણ છે રે લોલ. ૨૬૨
નથી ઉપમા દેવા કશું એ સુખને રે લોલ;
એનો નથી મળ્યો પાર, સહસ્રમુખને રે લોલ. ૨૬૩
એ સુખ, એજ સુખ સમાન, બીજું શું કહુ રે લોલ;
વેદભેદ નાં કળે તો હુ તે શું લહુ રે લોલ? ૨૬૪
વળી બહુ **વિકલા વિલાસ**, કહુ વળી વળી રે લોલ;
પછે થયો પ્રાતઃકાળ, **શર્વરી** ટળી રે લોલ. ૨૬૫
ગોપી લાગી પ્રભુને પાય, કરી પ્રદક્ષણા રે લોલ;
હાવાં આજ્ઞા આપો ઇશ, કરો રક્ષણા રે લોલ. ૨૬૬
જાઓ સર્વ નિજભુવન, હરિ બોલ્યા હસી રે લોલ;
કશુ કહેશે નહીં કોઈ, તો ભીતિ છે કશી રે લોલ. ૨૬૭

એવું વચન સુણી સરવ, હરખને ધરી રે લોલ;
આપ આપણે ભુવન, ગઈ સુંદરી રે લોલ. ૨૬૮
જાણે નહીં કો કશી વાત, તો કશું કહે રે લોલ;
માયા મોહનની બલિષ્ઠ, તે કોઈ નવ લહે રે લોલ. ૨૬૯
એકાદશ વર્ષ દિવસ બાવન લગી, શ્રીહરિ રે લોલ;
એમ એ વિધ અનૂપ લીલા, નિત્ય કરી રે લોલ. ૨૭૦
રાસ મંડલ ગરબો ગાયો, પદબંધે કરી રે લોલ;
કૃપા કરી ગુરુદેવ, સહિત શ્રીહરિ રે લોલ. ૨૭૧
એ લીલા હું અચલ ગાઉં, ભૂલું નહીં કદા રે લોલ;
માગે કવિ કરજોડી, આપજો સદા રે લોલ. ૨૭૨
શીખે સાંભળે ને ગાયે, ગરબો રાસનો રે લોલ;
અંતરંગ થાય ભક્ત, અવિનાશનો રે લોલ. ૨૭૩
ભાવે ભણતાં થાય પૂરણ, મનકામના રે લોલ;
ગાયા તેવા વિલાસ દેખે, શ્યામના રે લોલ. ૨૭૪
બળી ભસ્મ થાય દોષ, કોટિ કાલના રે લોલ;
સદા હ્રદેમાં રહે ચરણ, શ્રીગોપાલના રે લોલ. ૨૭૫
પ્રેમસહિત પાઠ કરતાં, શ્રીહરિ મળે રે લોલ;
આપે સુખતણો સમુહ, દુઃખ સહુ ટળે રે લોલ. ૨૭૬
શ્રીમદ્ભાગવત સહુ પુરાણ, શિરમણિ રે લોલ;
તેનો સાર દશમસ્કંધ કથા, સહુ ભણી રે લોલ. ૨૭૭
તેમાં તત્ત્વ અધ્યા પાંચ, કહીએ રાસના રે લોલ;
પ્રભુ થયા છે અધીન પ્રેમી દાસના રે લોલ. ૨૭૮
શ્લોકાર્થ પ્રમાણે તો, આ મેં કથ્યું નથી રે લોલ;
કિંચિત્ કથાને અનુસારે, ભાષા મેં કથી રે લોલ. ૨૭૯
બે શત ઉત્તરે ત્યાસી, સંખ્યા પદતણી રે લોલ;
મુજા છે ગુરુ કૃપાથી, જે આવી બણી રે લોલ. ૨૮૦

નદી નર્મદાની તીરે, ચડી ગામ છે રે લોલ
કવિ કેરો તે સ્થળે, વિશ્રામ છે રે લોલ ૨૮૧
નાગર સાઠોદરો વિપ્ર, સેવક શ્યામનો રે લોલ,
વૈષ્ણવ વળી તે પુત્ર, પ્રભુરામનો રે લોલ ૨૮૨
ગુરુ–કૃપાએ કરીને, કૃષ્ણ–કિંકરે રે લોલ,
ગાયો રાસનો વિલાસ, દયાશંકરે રે લોલ ૨૮૩

**इति श्रीदयारामभाई कृत रासपंचाध्यायीनो गरबो समाप्त ॥**

**ટીપ** —રાસપંચાધ્યાયીની પ્રત અમાન વેલાભાઈએ સંવત ૧૮૯૫ના પોષ વદી ૪ના રોજ સંપૂર્ણ ઉતારી હતી તેના આધારે પ્રેસ કૉપી કરવામાં આવી છે

કર્તા પુરૂષને નાં હોય રૂપ, જક્તને કેમ સંભવે જો?
કારજ કારણ સરખું હોય એ, અજ્ઞાની તે મિથ્યા લવે જો. ૧૦
હરિ એક બહુ સ્વરૂપ થયા, વાણી એ ભેદ છે જો;
કારણ કૃષ્ણ, કારજ જક્ત, કનક કુંડળ શો ભેદ છે જો? ૧૧
માયાજનીન છે સંસાર, માયાવાદી વાણી ઉચ્ચરી જો;
માયા કર્તા પણ કૃષ્ણ, માયા કહો સ્વતંત્ર કયમ ઠરી જો? ૧૨
જીવ બ્રહ્મથી થયો છે, પણ બ્રહ્મ પાછો નાં થાય જો;
મોતીજલથી થયું અંબમ, પાણુ જલમાં મળી ના જાય જો? ૧૩
છે કપાસથી વસ્ત્ર, તે કપાસ પાછું ક્યાહાં થયું જો?
એમ અંશી ને અંશ, વસ્તુતાએ એક છે લહું જો. ૧૪

---

आनन्दमात्र करपादमुखोदरादि ॥ इति श्रुतेः
अपाणिपादो जवनो गृहिता पश्यत्यचक्षु स शृणोत्यकर्णः
इति श्रुत.

तस्मै नमो भगवते कृष्णायाद्भुत कर्मणे ॥
रूपनामविभेदेन जगत्क्रीडति यो यतः ॥१॥
(निबन्ध. श्रीमद्वल्लभाचार्यजी.)
प्राकृतधर्मानाश्रयमप्राकृतनिखिलधर्मरूपमिति ॥
निगमप्रतिपाद्य यत्तच्छुद्धं साकृति स्तौमि ॥१॥
(सर्वोत्तम स्तोत्र. श्रीविट्ठलनाथजी.)
प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः ॥
(ब्र. सू. ३-२-२२)
प्रकाशाश्रयवद्वा तेजस्त्वात् ॥ ब्र. सू. ३-२-८
सर्वधर्मोपपत्तेश्च ॥
सर्वापेता च तद्दर्शनात् ॥
કડી ૩થી ૯ માટે
यतोऽद यद् स्याग प्रजायेय. ॥ કડી ૧૧મી માટે

આવિર્ભાવ તિરોભાવ, દેખાયામાં આવે ખરે જો;
તદપિ વસ્તુતા કયહું છે જ, મિથ્યા વચન તો મૂકો પરું જો. ૧૫
ઉપાદાન ને નિમિત્ત કારણ સમવાયી સહુ કહે જો;
પણ એ સર્વ હરિરૂપ, સમજુ હોય ભિન્ન નવ લહે જો. ૧૬
પુષ્ટપથનો સિદ્ધાંત, શુદ્ધાદ્વૈત ખરુ ઊચર્યો જો;
પ્રભુરૂપ છે પ્રપંચ એમ સમજે અદ્વૈત ઠર્યો જો. ૧૭
જીવ ઈશ્વરનો અંશ, અંશ અંશી ભજે સર્વથા જો;
કૃપા માત્ર સકળ સિદ્ધિ, જીવ સાધન સઘળાં વૃથા જો. ૧૮
બ્રહ્મને તો નથી રૂપ, માયા મતિયા એવું લવે જો;
જીવ બ્રહ્મ પ્રતિબિંબ, એમ કહે છે, કયમ સંભવે જો! ૧૯
માયા દર્પણ દેખાય, એમ વદે મતિહીન છે જો;
માયા કપટ કેરું રૂપ, તે તો અતિશે મલીન છે જો. ૨૦
પવન કેરું પ્રતિબિંબ, કાષ્ટ વિશે નાં પડે કયહી જો;
માયાવાદીનો સિદ્ધાંત, એમ કદાપિ સાચો નહીં જો. ૨૧
જક્ત મિથ્યા કહે છે, તેનુ સિદ્ધાંત સઘળું વ્યર્થ છે જો;
કારજ મિથ્યા કયમ? કારણ જેનું હરિ સમર્થ છે જો. ૨૨
રજ્જુ સર્પ ન્યાય યુક્તિ વડે, વાદી જક્ત કહે વૃથા જો;
તે પણ યુક્તિ જુઠી છે જ, સમજતા નથી તે સર્વથા જો. ૨૩
રજ્જુ સર્પ નિશા દસ્ય, માટે ભાન સર્પનું થયુ જો;
દીપક વડે જોતાં, સર્પ મિથ્યા ઠર્યો, ભયપણુ ગયું જો. ૨૪
સર્પ મિથ્યા માટે જક્ત મિથ્યા, માયાવાદી મન વસ્યું જો;
મનથી ડાહ્યા થઈ ફરે છે, પણ સમજતા નથી કશું જો. ૨૫
રજ્જુ સરખો પૂર્વે સાપ સાચો છે, તે માટે ડરપીઓ જો;
રજ્જુ દેખી એણે ઉષ્ટર કે અશ્વ, મેં નાં કલપીઓ જો. ૨૬

---

प्रपञ्चो भगवत्कार्यम्                કડી ૧૭મી માટે
ममैवांशो जीवलोके जीवभूतः सनातनः કડી ૧૮મી માટે

વિશ્વરૂપ વિશ્વંભર ને વિશ્વપ્રેરક, પતિ સાખીઆ જો;
વિરુદ્ધધર્માશ્રય કૃષ્ણ દ્વૈતરૂપ, શ્રુતિ ભાખીઆ જો. ૨૭
નિજેચ્છાથી બ્રહ્માંડ ભવ રચ્યો, રમે છે જોય છે જો;
ઈશ્વર અક્ષરજની ખાણ પોતે, મોહન પોતે મોહ છે જો. ૨૮

જાગી જોતાં નથી જક્ત, ઊંઘમાં અટપટુ રૂપ છે જો;
શુદ્ધ ચિત્ત થયે જોતા, વિશ્વાસ આ તદ્રૂપ છે જો. ૨૯
કરે લટકાં સૌ બ્રહ્મ, બ્રહ્મ જોય એવી વાત છે જો;
પંચમહાભૂત પ્રકટયાં, પરબ્રહ્મથી વિજ્ઞાન છે જો. ૩૦

ડાળાં થડ થકી ન ભિન્ન, પત્ર ફૂલફલ રહ્યાં મળી જો;
કનક આભૂષણ એક, શ્રુતિ સ્મૃતિ સૌ કહે વળી જો. ૩૧
ઘાટ ઘડ્યા પછી નામ અંતે જોતાં તેનું તેહ એ જો;
થયાં જડ ને ચૈતન્ય, આપ ઈચ્છા વડે એહ છે જો. ૩૨
લોક ચૌદે રચ્યો ભેદ, બ્રહ્માંડ સૌ પ્રમાણીયુ જો;
શુદ્ધાદ્વૈતનું એ રૂપ, સંતસમાગમે જાણીયુ જો. ૩૩
સિંધુ થકી સૌ કલ્લોલ, ઈચ્છા પવનથી પ્રકાશ છે જો;
આવિર્ભાવ તિરોભાવ, એમ જક્ત અવિનાશ છે જો. ૩૪
મૂલ સિંચે પોષાય વૃક્ષ, એમ મુખ ને ઇન્દ્રિયો જુવો જો;
હરિ પૂજે સૌ પૂજાય, એમ સમજી સંશય ખુવો જો. ૩૫

ગંગાદેવી ત્યમ શ્રીકૃષ્ણ, તીરથ બ્રહ્મ જલ વિરાટ છે ;
ત્રિવિધ ગંગાનું રૂપ, ત્યમ હરિ ને જક્ત ઘાટ છે જો. ૩૬
જાણ્યું હતું તે કહ્યું, પછી પૂર્વનું આવી મળ્યું જો;
તે બે આજ્ઞાથી થયાં એક, ગંગોદકમાં પાદોદક ભળ્યું જો. ૩૭

---

यथा जलं तथा सर्वं यथा शक्ता तथा बृहत् ॥
यथा देवी तथा कृष्णस्तत्राप्येतदिहोच्यते ॥१॥
(સિદ્ધાન્તમુક્તાવલી. શ્રીમદ્વલ્લભાચાર્યજી. કડી ૩૬ મારે.

શુદ્ધાદ્વૈતરૂપ જેહમાં, પુરુષોત્તમ આકાર છે જો;
છે આનંદમય તેને રમણેચ્છા, થઈ આર છે જો. ૩૮
જક્તારૂપ થઈ આપ, આપ જક્તામાં રમે સહી જો;
દ્વાય નીચ વસ્તુ ઉભય વિના, રમણ સંભવે નહીં જો. ૩૯
તે જ માટે જડજીવ અંતર્યામિ, એ રીતથી જો;
જક્તારૂપ પ્રકટ થયા પોતે, પુરુષોત્તમ પ્રીતથી જો. ૪૦
તે જ બ્રહ્મ જે સાક્ષાત્ આનન્દાત્મક છે જાણુને જો;
છે સદાંશ જડ ને જીવ છે ચિદાંશ, ઉર આણુજે જો. ૪૧
તે જ્યમ અગ્નિ થકી, લઘુ લઘુ વિસ્ફુલિંગ નીકળે જો;
ત્યમ જ બ્રહ્મ થકી જીવ પ્રકટ થયા છે, કોવિદ કહે જો. ૪૨
તે જ્યમ વિસ્ફુલિંગ અગ્નિ પણ છે, ને વળી ભિન્ન છે જો;
અગ્નિ અગ્નિ થકી ભિન્ન, વળી યોગ્ય થવા લીન છે જો. ૪૩
એને અવિદ્યા જે ભગવદ્ શક્તિ, અહંમમ કારણુ છે જો;
તેથી છે સંસાર, છૂટે જેને કૃપા અસાધારણુ છે જો; ૪૪
તેથી આનન્દાવિર્ભાવ બ્રહ્મભાવ સ્ફુરી જાય છે જો;
તેથી અલૌકિક તાપ, પછી પ્રભુ પ્રકટ થાય છે જો. ૪૫
પછી યથાધિકાર, સ્વરૂપાનંદનુ રસદાન છે જો;
આવિર્ભાવ તિરોભાવ, ઘટાદિક દસ્યમાન છે જો. ૪૬
તેથી હોય છે વ્યવહાર, કારણુ કારજ ઉભય બ્રહ્મ છે જો;
ભૂ ઘટ ઉપાદાન, ઉપાદાન હરિ જગ, ત્યમ મર્મ છે જો. ૪૭
કારણ નિમિત્ત ને સમવાયિ આદિ, હરિવિના બીજુ નથી જો;
માયાદિકનો સબંધ અહાં, કશો કથહુ નથી જો. ૪૮
માયા વિચ્છિન્ન જે બ્રહ્મ, કારણુ આને શંકરપથી જો;
તેને નિવારણને અર્થે, શુદ્ધ પદ કહ્યુ છે કથી જો. ૪૯

---

स एकाकी नैव रेमे । स द्वितीयमैच्छत् । एकोऽहं बहु स्याम् प्रजायेय ॥ કડી ૩૮ માટે

'શુદ્ધાદ્વૈત' એ કહેવાય, કર્યા કારજ કારણ એક છે જો;
કહેશો હરિ કર્યાં અદ્વૈત, સેવકમાં સ્વામી કયમ વિવેક છે જો? ૫૦
ત્યારે બ્રહ્મવાદી કહે છે, જીવ બ્રહ્મ કેરો અંશ છે જો;
અંશ અંશીને ભજે જ, એવી વેદમાં પ્રશંસ છે જો. ૫૧
અંશાંશીનો છે અભેદ, માટે અદ્વૈત કહેવાય છે જો;
એ આનન્દાવિર્ભાવથી, આનન્દરૂપ થાય છે જો. ૫૨
પૂર્ણપુરુષોત્તમ ભજને, પોતે પૂર્વવત્ થાય છે જો;
શુદ્ધાદ્વૈત એ જ રીત થકી, શાસ્ત્રમાં કહેવાય છે જો. ૫૩
સર્વાત્મક છે ભગવાન, બ્રહ્મવાદીને મતે કહ્યા છે જો;
શ્રીમદ્વલ્લભ સિદ્ધાંત, એ પુષ્ટિપથી સમજી ગયા છે જો. ૫૪
શ્રીમદ્વલ્લભ દાસાનુદાસ, વિપ્ર દયારામ છે જો,
તેણે કથ્યું એ સિદ્ધાંત, ગ્રંથ જોઈને સુખધામ છે જો. ૫૫

---

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ॥ } કડી ૫૧–૫૨ માટે
अंशो नाना व्यपदेशात् ॥

કઠોરતા રૂપીઆ કાંકરા કહાડવા રે, જેથી ગુરૂકૃપા બાઝે મૂલ;
ક્રોધ ગ્રીષ્મનો તાપ બચાવીએ રે, આવે નહીં અનુકૂલ. ૧૦
મોહ મૂષક મૂળમાંથી કાતરે રે, ભુરવું તેહનું બીજ;
કરીને ઉપાય ઉપદ્રવ ટાળીએ રે, ધાતાં નાં કરીએ ઢીલ. ૧૧
ઈર્ષા ઉધેઈને અળગી કીજીએ રે, કરીએ તેનો ઉપાય;
ગોહું મહાપ્રમાદ પૂરો મૂળમાં રે, તેથી સમૂળી જાય. ૧૨
સંતોષરૂપી રખવાળો રાખીએ રે, આશા અજા કરે દૂર;
પરદ્રોહ રૂપી નકુલ નિવારીએ રે, તેનો ભય ભરપૂર. ૧૩
નિંદા નાગેણને ચાટે સુકશે રે, તેને તો તરત જ ટાળ;
આલસ સુકર અધર્મ જાંબુકને રે, સમજેણ લકુટીએ વાળ. ૧૪
દુષ્ટ સંગ ખરને ના દેઈએ કરડવા રે, દેઈએ વૈરાગ લઠમાર;
મલીનતારૂપી ઝડ ઝાડી નાખીએ રે, રક્ષણરૂપ આચાર. ૧૫
હરિ લોલુપતા મહિષી મહામલી રે, અહંકાર ઊંટ અતિ મસ્ત,
દાવ તેના નવ લાગવા દીજીએ રે, ઉછર્યાને કરે અગ્ન. ૧૬
ઊંટનુ મુખ પણ પહોચે નહિ રે, એટલો ઊંચો જ્યારે થાય;
વિશ્વાસ દૃઢ પામ્યુ જ્યારે પુષ્ટના રે, ત્યારે ન કોઈએ ખવાય. ૧૭
ફૂલીફાલી તરુવર નિર્ભય થયો રે, ત્યારે આવ્યું ધાર્યું રૂપ,
નવધારૂપી નવ શાખા થઈ રે, નામ પૃથક્ છે અનુપ. ૧૮
શ્રવણ[1] ને કીર્તન[2] સ્મરણ[3] શ્રીહરિ રે, સેવા[4] અર્ચન[5] પ્રણામ[6];
દાસત્વ[7] સખ્યતા[8] આત્મનિવેદન[9] રે, એ નવ શાખા નામ. ૧૯
ગુરુ વૈષ્ણવ સેવા લઘુ ડાળીએ રે, દયા ક્ષમા સત્ય પત્ર;
ત્રિવિધ તાપ નાં વ્યાપે છાયા તળે રે, શરણાગત શિર છત્ર. ૨૦
ભક્તિ વિરોધી વાદી ગજ બાંધીએ રે, સ્થૂળ થડે પછી લક્ષ;
જોર તેનું સઘળું જુઠું પડે રે, ઉખડે નહિ પણ વૃક્ષ. ૨૧
ચિંતા ચોપગ પશુ બીતિ ટળી રે, રહ્યો એક લોભ લંગુર;
ચાલરૂપી ગોળાના માગથી રે, દૂર કરીએરે દૂર. ૨૨

ભાવરૂપી સંભાળ સદા કરે રે, થાય હરિ કૃપા ફલ રત્ય;
દીનતારૂપી ફૂલે ડાલેડાલમાં રે, મો'ર મનોહર અત્ય. ૨૩
પુષ્પ લૂમે પ્રેમરૂપી ફલ આવીઆં રે, શનૈઃ શનૈઃ મોટાં થાય;
રોમાંચ જલદળ ગદ્ગદના રૂપીણી રે, શોભા કહી નવ જાય. ૨૪
થોડા દિવસમાં ફલ પામ્યાં પ્રૌઢતા રે, થયાં અતિ પુષ્ટ રસાલ;
અરુણતા આવી આસક્તિ રૂપીણી રે, મિષ્ટતા વ્યસન વિશાલ. ૨૫
તે તરુવર રતિફલનો ભોગીઓ રે, પરમાનંદ શુકરૂપ;
ભક્તિ કલ્પતરુ અતિ જેને રે, સ્નેહફલ તેમાં અનૂપ. ૨૬
પુરુષોત્તમ પોપટ તેને તજી રે, ક્ષણ અળગો નવ જાય;
લીલા સકલ સખી વ્રજ કોકિલા રે, તે પણ અળગાં નાં થાય. ૨૭
પરમ મનોહર પક્ષી સૌ મળી રે, વિધિ વિધિ કરે વિલાસ;
સુંદર શબ્દગાન રૂપી કરે રે, સુણીએ સદા રહી પાસ. ૨૮
એવો પ્રેમફલ–રસ સદા પીજીએ રે, લોભાવ તેમાં મન;
નિશદિન અનુભવ કરતાં તે તણો રે, તેવું થઈ જાય તન. ૨૯
સુરતરુને દષ્ટાંતે વર્ણવીએ રે, રાખી હૃદયા પ્રીત;
પ્રાકટ્ય પ્રેમ ભક્તિકેરું કહ્યું રે, કહી રક્ષણની રીત. ૩૦
ભક્તિ મહારાણીજી છે નિજ કામની રે, માટે વશ વ્રજભૂપ;
સર્વ થકી પ્રિયે પુરુષોત્તમને રે, શું કહું તેનું સ્વરૂપ. ૩૧
નખશિખ સુંદર શોભાવ્યાં છે રે, શ્રીમહારાણી ભક્તિ;
તેનાં આભૂષણ એ ત્રણ છે રે, પ્રેમ[1] વ્યસન[2] આસક્તિ[3]. ૩૨
એક નથ[1] એક શિશફૂલ[2] એક ઝલ[3] છે રે, કલ્પ્યાં ત્રિવિધ એ રૂપ;
સર્વે ભૂષણ શોભા આપે ખરાં રે, એ ત્રણ અધિક સ્વરૂપ. ૩૩
મહાદુર્લભ એ ભક્તિ જાણજો રે, આપે નાં નંદકુમાર;
ઘણા ત્રૂઠે રે બ્રહ્મપદ આળવે રે, મુક્તિ પણ આપે ચાર. ૩૪
તેને વિષે પણ ચિત્ત ચળ્યું નહીં રે, તેને ભક્તિનું દાન;
તેને આધીન સદા શ્રીહરિ રે, તેને માને આપ સમાન. ૩૫
ગાયો ગરબો ભક્તિ દઢાવતો રે, પદ પૂરણ છત્રીસ;
તે પ્રેમભક્તિ મુને આપીએ રે, માગે દયો જગદીશ. ૩૬

॥ श्रीकृष्ण. ॥

॥ श्रीवल्लभः ॥

## ॥ श्रीगुरुगोपीजनवल्लभायनमः ॥

## "પરીક્ષા પ્રદીપ"

જેણે શ્રીગુરુ રાખ્યા રાજી, તેણે જીતી સઘળી બાજી. ૧
જેને પરમેશ્વરશું પ્રીત, તેની સઘળી વાતે જીત. ૨
જેને હરિજન વહાલા થાય, તેને વશ શ્રીવિઠ્ઠલરાય. ૩
જે કોઈ પર સુખ દેખી બળે, સઘળાં સાધન તેની તળે. ૪
જેને પરના અવગુણ કહેવા, તેને વેડે ઉકરડા વહેવા. ૫
જેને સઘળે ઉપજી દયા, જાણે હરિ હૈયામાં રહ્યા. ૬
સહજે સહુ જે જનને વહાલા, તેથી દૂર નથી નંદલાલા. ૭
હરિજન વહાલા તો હરિ વહાલા, નહીં તો સઘળા લટકા ઠાલા. ૮
જે કોઈ હરિભક્તને નડે, નિર્ભય પદથી નરકે પડે. ૯
જેને જેની ઉપર નેહ, તેને લહેજો તેની દેહ. ૧૦
જેને ધનાઈસુ મિત્રાઈ, ભાઈ ખરા પણ જમ પિતરાઈ. ૧૧
મૂઢ મોટા ને મન મોટાઈ, સગા શેખચલ્લીના ભાઈ. ૧૨
જેમાં આગળ મોટી હાણી, તેમાં પ્રથમ રેડવું પાણી. ૧૩
સહુ સમજ્યા ને હરિ વિસાર્યો, તે જન નિશ્ચે હાર્યો હાર્યો. ૧૪
જે કોઈ પરનારીથી હસે, જાણો બાટ કટારી ઘસે. ૧૫
જે કોઈ ક્રોધાનલે વ્યાપ્યા, તે જન ઘર બાળીને તાપ્યા. ૧૬
જેનું મગન રહે મન લોભ, તે જન ક્યહુ ન પામે શોભ. ૧૭
જેને પ્રપંચ પ્રીતિ ઘેહેરી, જાણો હાથ બેડી પહેરી. ૧૮
ત્યમ ત્યમ બહુ દુઃખ જ્યમ અહંકાર, જ્યમ કાંઈ તરતાં માથે ભાર. ૧૯
જે કોઈ પરસુખ દેખી દાધા, તેને સુખ મળવાની બાધા. ૨૦

જેના મનમાં અખંડ આશ, તેની કોઈ ન આવે પાસ. ૨૧
સતત જેને મન સંતોષ, તેને કોઈને નાં આવે દોષ. ૨૨
સહુ બળ છે ને બહુ ગમ ખાય, સહુથી મોટા તે કહેવાય. ૨૩
જે કોઈ પરસુખ દેખી બળે, તેનું દુઃખ મૂએથી ટળે. ૨૪
સજ્જનથી સહુને સુખ મળે, પણ ન અદેખાનું દુઃખ ટળે. ૨૫
સહજે વાણી વિખની ભરી, જાણો કોટિ હત્યા કરી. ૨૬
જે જન સહુને થયો અકારો, તેથી શ્વપચ સમજે સારો. ૨૭
જેને હરિવણ કશી ન ભૂખ, તે જન સઘળે પામે સુખ. ૨૮
જેની વિષય વાસના ભાગી, સાચા તે જોગી વેરાગી. ૨૯
સમજ્યો સહુ કર્તા હરિ આપ, તેને કશો ન ક્યહું સંતાપ. ૩૦
જેને કૃષ્ણ નામનો જાપ, તેને કશું અડે નહિ પાપ. ૩૧
જે જન સમજી મૂકે પાપ, તે જન ક્યહું નાં પસ્તાય. ૩૨
જેનું મન હરિમાં હર્યું, તેણે વણ કીધે સહુ કર્યું. ૩૩
જાણો આલસનું સુખ એવું, માણો મોજ કરીને દેવું. ૩૪
જેના મનમાં મોટો ગર્વ, તેને પાછળ નિંદે સર્વ. ૩૫
જે જન મોત થકી નાં ડરે, તે જે મન ચાહે તે કરે. ૩૬
જે જન હરિ થકી નાં ડરે, તે જન સઘળું નીચું કરે. ૩૭
જે જન સઘળી વાતે નાગા, તેથી હારી રહીએ આઘા. ૩૮
જેને હઠ દૈયા શુ ગયો, તે જન સૌથી સુખીઓ થયો. ૩૯
દુઃખ દે તેને પણ સુખ કરે, તેનું દરશન અઘ દુઃખ હરે. ૪૦
જેના કરમાં આવ્યું મન, તેને સરખું ઘર ને વન. ૪૧
દુરાચારી પણ હરિજન ભલા, હરિથી વિમુખ વિપ્ર પણ બલા. ૪૨
જેને જે શું લાગ્યો નેહ, તેને મન પરમેશ્વર તેહ. ૪૩
જેને જે અતિ વહાલું લાગે, તે માટે તે સઘળું ત્યાગે. ૪૪
જે મોઢેથી બોલે મીઠું, વહેલું કપટ પડે નહીં દીઠું. ૪૫
જે બોલે વણ સમજે કડવું, હૈયે હેત પણ દીસે અડવું. ૪૬

જેટલી વસ્તુ કરવી ધારી, તેટલી સઘળી જાણો ન્યારી. ૪૭
વિચાર સમ કોઈ લાભ ન ગોટો, ગફલત સમ કોઈ ન મળે તોટો. ૪૮
હરિ કહી પ્રથમ કરે સૌ કામ, તેમાં બિગાડનો નહિ ઠામ. ૪૯
પહેલું આપ વિચારી લેવું, વળતુ બીજાને કાંઈ કહેવું. ૫૦
મોઢે મીઠા મનમા મેના, તેની કરે પ્રતીતિ ઘેલા. ૫૧
જેની વિષય વિરામે મતિ, તેની મહા રહે તે યતિ. ૫૨
સ્ત્રીને પ્રસવ સમે રતિ પતિ, મહા સર્વદા સ્થમ તે સતી. ૫૩
જેની મનવૃત્તિ શમશાંની, તેની સદા રહે તે જ્ઞાની. ૫૪
નિત્ય નગન એક હરિ આસક્ત, તેને કહીએ સાચા ભક્ત ૫૫
સહુ સુખ છે પણ મન નહિ રાગી, તેને કહીએ સાચા ત્યાગી. ૫૬.
જેનું મન હરિપદ ભોગી, તેને કહીએ સાચા યોગી. ૫૭.

ધર્મ ના મૂકે આફત આવે, તે તે સાચા કર્મી કહાવે ૫૮
શત્રુની પણ સારૂ વિચારી, તે તે સાચા પરોપકારી ૫૯
ધરથી અંત લગી મતિ એક, તે તે કહીએ સાચી ટેક. ૬૦
જેણે જેરવી આફત અણી, તે તે ધીરજવાન શિરમણિ. ૬૧
જેને કશું રહ્યું નહી ભાન, સમાધિ સાચી વા અજ્ઞાન. ૬૨
સહજે છૂટે સઘળા નેમ, તે તે સમજો સાચો પ્રેમ ૬૩
મન બદલાય ના સુત દુ ખદાતા, તે તે કહીએ સાચી માતા. ૬૪
જદપિ મરી ગઈ હોય માત, પ્રીતે પોષે તે સાચો તાત. ૬૫
અશક્ય માતપિતા હોય વૃદ્ધા, સાચો સુત જે સેવે શ્રદ્ધા. ૬૬
વૃદ્ધ પતિ વળી રોહવ હોવે, સાચી સ્ત્રી જે ટાકી નિભાવે ૬૭
કુરુપ વૃદ્ધા થોડી મતિ, તદપિ પોષે તે સાચો પતિ. ૬૮
કદમે ઘટે નહિ મન હિત સિંધુ, તે તે કહીએ સાચો બંધુ ૬૯
દેખે દોષ પણ ખુશ ના ખામી, તે તે કહીએ સાચો સ્વામી. ૭૦
જ્યમ ત્યમ સ્વામી સુખ અભિલાષ, તે તે કહીએ સાચો દાસ. ૭૧
ના પામે કાંઈ તોડે હિત મનની, તે સાચી પુત્રી ને બહેની. ૭૨

આકૃત વેળાવિષ્ટ ન કાચું, તેનું મિત્રપણું તે સાચું. ૭૩
જે હરિસંગ લગાડે રંગ, સાચો કહીએ તે સત્સંગ. ૭૪
કરી કલ્યાણ ચહાએ નહીં સેવા, તે કહીએ સાચા ગુરુદેવા. ૭૫
શરણ જુએ સાધન નવ જોય, પામે સદા પ્રભુ તે સોય. ૭૬
મનમાં ક્રોધ ન, સુણી કટુ વાણી, તેની શાંતતા જાય વખાણી. ૭૭
સમર્થ સદા પણ રજ ન ક્રોધ, તે તે કહીએ સાચો રોધ. ૭૮
મરણ મળે તદપિ જ્યાં ભક્તિ, તે કહીએ સાચી આસક્તિ. ૭૯
સુંદરી જુએ ચિત્ત નાં ચળે, સાચું બ્રહ્મચર્ય જ તે વળે. ૮૦
કુવચન કપટ અતિ જ અનીતિ, તદપિ ટળે ન સત્ય પ્રીતિ. ૮૧
જેનો સંગ ભુલાવે હરિ, તે દુષ્ટ સંગતિ ખરી. ૮૨
ત્રિલોક વૈભવ મળતો મૂકે, વૈષ્ણવ રક્ષણ હરિ નવ ચૂકે. ૮૩
જેને દીઠે હરિ સાંભર્યા, તે જ તાદશી જન તે જશા. ૮૪
હરિ ભૂલે માયા મધલાળ, પંડિત તદપિ કહાવે બાળ. ૮૫
સહુ સમજ્યા હરિ વિના વહવાયા, સહુ તજી હરિ ભજે તે ડાહ્યા. ૮૬
હરિ સંબંધી વાક્ય સત્ય જાણ, તે વણ સહુ રાવની કાંણ. ૮૭
ગઈ તે ગઈ તેને શીદ રડે, સમજે તો હરિ ભજ રહી વડે. ૮૮
હરિ વણ ભોગ તે લાગ્યા ભોગ, હરિવણ હરષ તે હરશનો રોગ. ૮૯
હરિવણ દ્વિજ તે દ્વિજ જ્યમ પક્ષી, હરિવણ સૂર
તે સૂર હિણઅક્ષી. ૯૦
હરિવણ રાણો ગોલો રાણો, વડો વડો જ્યમ દીવો જાણો. ૯૧
હરિ દે સુખ તો શ્રીફલ તોય, ગજ કપિથ્ય ગતિ જાતું જોય. ૯૨
હરિ રાખે તો જ્યમ પ્રહ્લાદ, મારે હિરણ્યકશ્યપ શ્રમવાદ. ૯૩
હરિ સમરે અવળું તે સવળું, હરિ ભૂલે સવળું તે અવળું. ૯૪
જે દેખે પોતાનો દોષ, તેને કોઈથી નાં આવે રોષ. ૯૫
ગગન ન જાણે જ્યમ નિજ અંત, ત્યમ નિજ પાર ન લહે
ભગવંત. ૯૬

ધાર્યું કરે અસંભવ કામ, જાણો હૃદે વસ્યા ઘનસ્યામ. ૯૭
ત્યારે પાર રહ્યું નહિ રતિ, જ્યારે મલિન થઈ નહિ મતિ. ૯૮
જ્યારે સંત વચન વિશ્વાસ, જાણો પ્રસન્ન થયા પ્રભુ ખાસ. ૯૯
જ્યારે સહુ ચિંતા થઈ નાશ, જાણો દઢ પ્રતીતિ અવિનાશ. ૧૦૦
અનુચિત બોલતાં નવ ડરે, નહિ વિશ્વાસ કદા ત્યમ કરે. ૧૦૧
સ્ત્રી વિશ્વાસ ધરે તે ઠગો, નિશ્ચે કો દિન પામે દગો. ૧૦૨
જમ્યા ઉપર જ્યમ જલ વિશ્વાસ, તેવો હરિશું તે હરિદાસ. ૧૦૩
જે કારજ કરવું હરિ હોય, ત્યાંથી પ્રતીતિ ન ડગવે કોય. ૧૦૪
જેના ભવકલેશ સહુ ટળ્યા, જાણો નિશ્ચે માધવ મળ્યા. ૧૦૫
જેને પ્રસન્ન થયા શ્રીવલ્લભ, તેને અલભ્ય તે પણ સુલભ. ૧૦૬
નિત્યે ભૂલે સાચો જીવ, સદા ક્ષમા તે સાચા શિવ. ૧૦૭
રડા આપો આંખે તેવી, કાંડી પાંખો કહાડે જેવી. ૧૦૮
જે ઉપર કરુણા ગોપાલ, સાધન ફલ દાખે તતકાળ. ૧૦૯
જેને શ્રીગુરુ હરિ સનમુખ, તેને વણ સાધન સહુ સુખ. ૧૧૦
હરિ વિમુખ બહુ સાધન સાધે, તદપિ કિંચિત્ ફલ નવ લાધે. ૧૧૧
દુઃખ દે દૂર થઈ નવ ભમે, તે જ માયા સહુને દમે. ૧૧૨
નિત્ય ચૂકે નિત્ય ચિંતામગ્ન, જીવ ધર્મ માયા મન મગ્ન. ૧૧૩
કામ દામ જશ રમના ભોગી, તેથી અળગો તે જ નિરોગી. ૧૧૪
જેને શુભ કૃતિનો મદ નાસે, તેને ભ્રષ્ટ દોષ નવ ભાસે. ૧૧૫
જે ઉપર હરિમન આસક્ત, તે સર્વનો શિરોમણિ ભક્ત. ૧૧૬
સ્વતંત્ર એક ગનિ હરિ દેવા, તેણે જે માની તે સેવા. ૧૧૭
તે કૃતિ ભક્ષ જોગા હરિ રીઝે, કર્યું ન પ્રયોજન કારજ સીઝે. ૧૧૮
વેદ વિધિનો હઠ નવ ધરવો, ભાસ હરિનો ઉપર કરવો. ૧૧૯
જેને પૂરણ પ્રસન્ન અવિનાશ, તેનું લક્ષણ દઢ વિશ્વાસ. ૧૨૦
ત્યારે સાચો હરિ વિશ્વાસ, હરિવણ અવર આશ નહીં પાસ. ૧૨૧
અતિ ઉપાય સુખ દુઃખ નાં થયું, તે નિશ્ચે જાણો હરિને ગમ્યું. ૧૨૨

અહંજે જ્યાં વેર ના હેત, તે કહીએ પૂરવ સંકેત. ૧૨૩
હરિ વિમુખે ત્યમ સાધન કીધું, સાંકળ ભૂલી ને તાળું દીધું. ૧૨૪
જે વસ્તુ જેવી પરખે, તે દેખી તે તેવું હરખે. ૧૨૫
કરે ઉપાય મટશું નહિ જેહ, જાણો હરિનું ગમતું તેહ. ૧૨૬
પૂર્વાર્ધમાં કહી શુભ શિક્ષા, ઉત્તરાર્ધમાં વસ્તુ પરીક્ષા. ૧૨૭
સરલ સ્વલ્પ મોટું સિદ્ધાંત, વાંચે સુણે ટળે મન ભ્રાંત. ૧૨૮
શિક્ષા વસ્તુ પરીક્ષ પ્રદીપ, ગ્રંથ વિચારે હરિ સમીપ. ૧૨૯
દયારામ બ્રાહ્મણ હરિદાસ, ગુરુ ગોવિંદ બલ ગ્રંથ પ્રકાશ. ૧૩૦
હરિ સનમુખ જન સમજે સાર. ગ્રંથ સરલ પણ ગૂઢ વિચાર. ૧૩૧

इति श्रीकृष्णदास कवि दयाराम विरचित शिक्षा-परीक्षा प्रदीप ग्रन्थ समाप्त ॥

॥ श्रीकृष्णः ॥

॥ श्रीवल्लभः ॥

॥ श्रीगुरुगोपीजनवल्लभायनमः ॥

# "વિનય બત્રીસી"

રાગ લાવણી

શ્રીમદ્ગુરુ ગિરિવરધારી, એક વિનતિ સાંભળો મ્હારી;
મ્હારે મોટી ઓથ તમારી, દીનદયાલ છોજી રે;
ગુરુદ્વારે આવ્યો છઉં મારો, જેવો તેવો હું કહાવ્યો તમારો;
કોઈનાં અવગુણ શીદ વિચારો, શ્રીગોપાલજી રે. ૧
દોષ જોવા હતા હરિ જ્યારે, મુને શરણે લીધો શીદ ત્યારે?
હાવાં બિરદને બટ્ટો વિચારો, સમર્થ શ્રીહરિ રે;
દોષ જોતા નથી પ્રભુ! કહેશો, હજુ આવો રહ્યો છું અને શો
દીનબંધુ બિરદ કયમ વહેશો, મુજને વિસરી રે. ૨
થયો સ્પર્શમણિનો સંગ, હજુ લોહપણું કયમ નથી ભંગ?
નથી દીસતો કંચન રંગ, કહો, પ્રભુ! કયમ હશે રે?
નથી સંગ થયો, નહિ કહેવાય, થયો છે, ન લક્ષણ લહેવાય;
પ્રભુ! હજી! એ સમી નહીં લાધ, વલે મ્હારી શી થશે રે. ૩
ચાંડાળી કર સાહ્યો ભૂપ, તેમાં શા અવગુણ વેચતી રૂપ;
પતિ ઢાંકયું નિજ પલટ્યું રૂપ, નાથ! વિચારીએ રે,
નીચી પણ રાજપત્ની કહેવાયે, ત્યારે કોડ તો મોટા થાયે;
નાં પૂરીએ, મન લજવાયે, કહો! કયમ હારીએ રે. ૪

---

चाण्डाली चेद्राजपत्नी जाता राज्ञा च मानिता ॥
कदाचिदपमानेऽपि मूलतः का क्षतिर्भवेत् ॥२॥
(अन्तःकरणप्रबोध. श्रीमद्वल्लभाचार्यजी.) કડી ૪થી માટે.

આમંત્રણ મોટાનું એ નિશ્ચે વાત, હું પણ અધમ ગણ્યો અજ્ઞાન;
અહો, મૂકો, ઘટિત નહીં વાત, સત્ય સંકલ્પ[1] છો રે;
કહેશો! ગજે પડુ, ગિરિધારી! તોહે શી ઘટી આબરૂ માહારી;
મુને ત્રુટો જાણીને ભિખારી, દયાળુ અત્ય છો રે. ૫
મહા અધમ પતિત હું જન, શ્રીજી! આપ પતિતપાવન;
તાર્યા અમિત અધમ, તેવું મન મુજ પર કીજીએ રે;
કોટિ કલ્પનો અવગુણ રાશી, મુજમાં ગુણ શો હોય અવિનાશી?
રીઝવું એવી મુને સત્તા શી? નિજ લહી રીઝીએ રે. ૬
ગમે શુભ મતિ સુકૃતિ કરાવો, મુજને પ્રમેય બળથી બોલાવો;
માટે તમ ઉપર માહારો દાવો, અશરણશરણ છો રે;
બહુ વિધિ દુઃખ નથી સહેવાતું, તમ વિના નથી રહેવાતું;
નથી પ્રકટ કશું કહેવાતું, જાણી ગિરિધરણ છો રે. ૭
પ્રભુ! તમને ગમુ નહિ જેથી, મુને મૂકાવો, હરિ! તેથી;
કહુ દુઃખ આપવણ કેથી? પ્રાણજીવન પ્રભુ રે;
રુચ્યું તમને, થયે હું જેવો, નિજબળથી કરો મુને તેવો;
નિજજાણી ઉગારી લેવો, વિઠ્ઠલવર વિભુ રે. ૮
ધારો મનથી તો સઘળું થાય, કરવું ન હોય તેનો કાંઈ ન ઉપાય;
શીદ તરસાવો વ્રજરાય? શ્રમ તો કશો નથી રે;
કાલાવાલા કરું દીનવાણી, પાવન પાથરું જોડીને પાણિ;
પશુ નાક, ત્રુટો જન જાણી, બહુ શુ કહુ કથી રે? ૯
કરું છું કોટિ દંડ પ્રણામ, દંતે તૃણ ગ્રહી સુન્દર શ્યામ;
વગી કહો તે કરું દીન કામ, નાથ! નિવારીએ રે;
સદા દાસનો દાસ તમારો, વિના કૃષ્ણ કો સ્વામી ન માહારો;
ચહાઓ મારો કે ઉગારો, તમ બળે ગાજીએ રે. ૧૦

---

[1] सत्यसंकल्पतो विष्णुर्नान्यथा तु करिष्यति ॥
(अन्तःकरणप्रबोध. श्रीमद्वल्लभाचार्यजी.) કડી ૫મી માટે.

ધર્મ સાધન છે નહિ એક, ભક્તિ જ્ઞાન વૈરાગ્ય વિવેક;
હું તો અપ્રયોજક શું છેક, આપ આધાર છો રે,
આપ અતિ ગંભીર ઉદાર, સહિષ્ણુ સુજાણ સરદાર;
સૌ સદ્ગુણના ભંડાર, નંદકુમાર છો રે. ૧૧
દાસના દોષ ગુણ કરી લેખો, આપ ગુણ કરો અલપ ન દેખો;
જીવ વિમુખ થશે નિજ પેખો, એવા ગુણ આપમાં રે;
પ્રીત કરી તેને પલક ન મૂકો, વિના વિનતિ સમો નવ ચૂકો,
દાસ દુઃખ દેખી ઝટ ઝૂકો, તપો દીન તાપમાં રે. ૧૨
નિર્દોષ સદા નંદનંદ, ધિક્! દોષ દેખે મતિમંદ;
તોયે સહન કરો ગોવિંદ, મણા ન મોટાઈમાં રે,
દોષ સઘળા હુમા મુને ભાસ્યા, તે ઉપર ગુણ આપ તપાસ્યા;
મારા ઔગુન વિચારો, આ, શા?, બોલ્યો ઘેનાઈમાં રે. ૧૩
એમ જાણુ તોયે ન રહેવાય, વિહ્વળતાએ વિનતિ થાય;
તમો સૌ સમજો વ્રજરાય, ટુંકું મનતણું રે;
પડદે રહી અતિ પ્રીતિ દેખાડો, નથી દીસતો અનુભવ ધાડો;
રખે! નહીં વેગળો કહાડો, જીવન નાં અવર આણું રે. ૧૪
અનુભવ થોડો વહેંચાય, કશો ભોગવટો ન જણાય;
જડ કહેનાં જીહુવા છેદાય, આશ્ચર્ય અતિ પાગુ રે,
ગળવા માંડ્યો છે કળિકાળે, દુર્બુદ્ધિ ટળી નહીં ટાળે;
થશે નહીં મન, તમ ભણી વાળે, વાંચ્છું અસિલપાણું રે. ૧૫
હરિ સેવા સ્મરણ ક્યાંસો પ્રીતિ? અવિદ્યાએ લીધો લૂંટી-જીતી;
કૃતિ નીપજે સર્વ વિપરીત, તમો વિના ક્યાં કહું રે?
ઇન્દ્રિયો માહારી વિષયાસક્ત, રાધાવર! મન તમથી ન રક્ત;
ભોળા લોક કહે છે મુને ભક્ત, સાચુંને કાળજ દહું રે. ૧૬
વેષ વૈષ્ણવે ભક્તિ સજાવી, કામ ઠામે ઠેર્યું ચિત્ત આણી;
પેટ ભરિયું પાખંડ બનાવી, ક્ષણ ન ભજ્યા હરિ રે,

શાયા મોહની જાળ તાં તૂટી, ખોયા જન્મ કુમકા ફૂટી;
કાળ આવ્યો અચાનક ફૂટી, સમય ક્યાંહાં ફરી રે. ૧૭
મુંમાં કાંઈ નથી ભલીવાર, લાજું છું કરતો પોકાર;
પડ્યો શરણુ ઉનારો પાર, કહું કરગરી રે;
કશો દોષ ન જોશો માહારો, સોંપ્યો છું તેની કહાણુ વિચારો;
મુને ભવસાગરથી તારો, કરુણા બલે કરી રે. ૧૮
કૃપાદષ્ટે સાંમું પ્રભુ! ભાળો, મહારા તનમન તાપને ટાળો;
મહારા હૃદયમાં ટાઢક વાળો, નિજાનંદ આપીને રે;
પ્રેમ ભક્તિ સદા દઢ આપો, દાસ, તુ મારો શ્રીમુખ આલાપો;
માહારા પ્રતિબંધ પ્રભુ! કાપો, સ્વરૂપ હૃદે થાપીને રે. ૧૯
સહ વલ્લભ વલ્લભ થઈએ, માહારી કુમતિ સમૂલી દહીએ;
મારો શીરથીં કર ગ્રહીએ પ્રભુ! અરવિંદજી રે;
પ્રાણી માત્રનો ન ભાસે દોષ, હરિ, ગુરુ, સંત ઉપજે ન રોષ;
આવ્ય માયા જનિત સુખ તોષ, માગું મુકુંદજી રે. ૨૦
શ્રીજી! સાચો કરો મુને ભક્ત, નિજ સેવા સ્મરણ આસક્ત;
સહજે મન પ્રપંચ વિરક્ત, શુભ મતિ દ્યો અતિ રે;
માહારું સર્વસ્વ મહાપ્રભુ! આપ, હું તમારો, પડી જગ છાપ;
ટાળો પાપ સકલ સંતાપ, શ્રીજી! માહારી છો ગતિ રે. ૨૧
પતિતપાવન અઘમોદ્ધરણુ, દીનબંધુ અશરણશરણુ;
આર્તત્રાણુ સ્વજન સુખ કરણુ, કૃપાના કોશ છો રે;
ભક્તવત્સલ ભક્તાધીન, ભક્ત-પ્રેમપયોધિમીન;
કૃષ્ણચન્દ્ર કૃપારસપીન, દષ્ટ નિર્દોષ છો રે. ૨૨
અતુલિત બલ અંતરયામી, સર્વેશ્વર સર્વાત્મા સ્વામી;
બહુનામી અક્ષરધામી, અક્ષરાતીત છો રે;
પ્રભુ, હરિ, ઈશ્વર, ભગવાન, મહામંગલરૂપ નિધાન;
ન કો, તમથી અધિક સમાન, અનૂપ અજિત છો રે. ૨૩

હાવાં તો હદ થઈ છે સ્વામી !, ઘણો દુઃખીઓ છું અંતરજામી;
એહો કલેશની રહી ન ખામી, ઝાલો કર, છો વિભુ રે. ૩૦

કેવલ પ્રમેય બલ જો વિચારો, ત્યારે સુખનો દિવસ આવે માહારો;
વિના કરુણા, નાં દુઃખ નિસ્તારો, જાણું છું નિશ્ચે કરી રે;
જેને નિજનો માન્યો ભગવંત, દુષ્ટ પણ થાયે સાચો સંત;
વિભો, સહુ શ્રીકંત, કૃપાકર શ્રીહરિ રે. ૩૧

છેલ્લી વિનતિ સુણો માહારી, જીવું છું એક આશ તમારી;
માહારી સામુ ભાળો ગિરિધારી, વિચારી પોતાપણું રે;
જે કો "**વિનય બત્રીસી**" ગાશે, તેનાં જનમમરણ દુઃખ જાશે;
દયા પ્રીતમ પ્રસન્ન તેને થાશે, આપશે સુખ ઘણું રે. ૩૨

**इति श्रीकृष्णजन कवि दयाराम विरचिता विनयबत्रीसी समाप्ता ॥**

॥ श्रीकृष्णः ॥

॥ श्रीवल्लभः ॥

## ॥ श्रीगुरुगोपीजनवल्लभाय नमः ॥

## "શ્રીકૃષ્ણસ્તવન માધુર્યતાનું તૃતીય પ્રકરણ"

નમામિ શ્રીગુરૂ વલ્લભાધીશ સ્વામી;
સ્તવું હરિ શ્રીવિઠ્ઠલચરન શીશ નામી. ૧
નમ. શ્રી ગોવરધનધરન ધીર દેવા;
સંકરષણ શ્રીશંકર ઇચ્છે આપ સેવા ૨
પૂરણ પુરુષોત્તમ આપ આનંદરૂપ;
સ્વરૂપ ગુણ શીખ વય વીર્ય સહુ અનૂપ. ૩
નીલોત્પલદલ સ્યામ અંગ મરમ શોભા;
છબી વિશ્વમોહન કોટિકામ લોભા. ૪
મયૂર મુકુટ કંચન મણિ મધ્ય ચમકે;
ધર્યો વક્ર શીર મુક્ત અવતંસ લટકે. ૫
તોગેતાર જરી ઝુમખમાહે મોતી રાજે;
હિરામણિ જડિત પેચ શીર અતુ બિરાજે. ૬
ઘનુ કેસરી તિલક શુભ ભાલ સોહી;
મધ્યે કુંકુમબિંદી કામ મન લે મોહી. ૭
ઝમિક રતનાકનાં મદ વિઘુરણીત સુનયન;
કૃપારંગ રેમગોદ આનંદ અયન. ૮
અમલ કમલદલ મંજુલ ખંજન સુમીન;
લખો લાલ લોચન લગા સકલ દીન. ૯
કુટિલ ભૃકુટિ છે ચાપ મનમથકેનું;

જાણે ઇક્ષણ તીક્ષણ મણિ શાશ શરનું. ૧૦
ચારુ ગંડ મંડલ શ્રુતિ કુંડલ લળકે
મુક લોલ કપોલ પ્રતિબિંબ ઝળકે. ૧૧
ઝુમે નકવેસરનું અધર ઉપર મોતી;
ઉજ્વલ સુજલ સુઢાલ પડી અરુણ દ્યોતી. ૧૨
કુંદ દસન ઝળકે મધુર મંદ હસતાં;
જાણે ચપલા ચમકાર વા હીરો કસતાં ૧૩
અધર લાલને લાલ કીધા તંબોલે;
જાણે બીંબ વિદ્રુમ બોળ્યાં રંગ ચોલે. ૧૪
અલિ અવળી અલકાવલી ઝુમતી શોભી;
જાણે વદન અરવિંદ મકરંદ લોભી. ૧૫
ચારુ ચિબુક હીરાની ઝલકારી ઝાઝી;
દેઠિ ભેદ અસુર ગુરુ તણા જાય લાજી. ૧૬
ગોપીનાથજી આપનું શ્રીમુખ નીરખી:
લાગે શશી દ્યુતિ રવિ ને ખાદ્યોત સરખી. ૧૭
કેશવ કહે કૌસ્તુભમણિ દ્યુતિ પ્રકાશી;
વિભાકારની કરકાંતિ ત્યાંહાં કાંઈ એક ભાસે. ૧૮
શ્રીવત્સ ભૃગુલાંછન વક્ષઃસ્થલ ઉપર રાજે;
કંબુગ્રીવ ત્રિરેખ પ્રભુ અતિ વિરાજે. ૧૯
જટિત રત્ન હાટીક પદક પૈ ગતિ દામ;
મધ્યે મુક્તમાલા ધરી સુંદરશ્યામ. ૨૦
ચોકી દુગદુગી લટકે ઉર અત્ય ઓપે;
ઉદર ત્રિવીલી શોભા ત્રિવેણીની લોપે. ૨૧
વૃંદાવનમાળા વૈજયંતી સુગુંજા;
નાના પુષ્પરચના છે આનંદ પૂંજા. ૨૨
દ્વિરદ સુંઢી આજાનભુજ અંગદ શોભે;
કંકણુ મુદ્રિકા કરતલ વેણુ વિશ્વલોભે. ૨૩

કનકકપીશ કૌશેય પરિધાન કીધું;
કટિમેખલા રસિક મન મોહી લીધું. ૨૪
નાભી નલીન રોમાવલી ભૃંગ જાણો;
ઊપાંજર પીત કવીશો કો વખાણો. ૨૫
કટિ કેસરી સરસ નિતંબ પીન;
રંભા સ્થંભ લખી જંઘ શોભા મલીન. ૨૬
ચરણકમલ નખ ચંદ્ર અવલી વિરાજે;
હૃદેમાં ધરે તાપ સહુ તિમિર ભાજે. ૨૭
ગતિ હંસ ગજ ચારુ ગિરિરાજ ધારી;
ચરણનાદ નૂપુર સરસ મોદકારી. ૨૮
ઉભય પદપદ્મને વિશે સોળ ચિહ્ન;
પ્રેમભક્તે જનમન સતત જેમાં લીન. ૨૯
સ્વસ્તિ[૧] અષ્ટકુણ[૨] યવ[૩] જંબુ[૪] પવી[૫] ને પદ્મ[૬];
ધ્વજ[૭] ઉર્ધ્વરેખા[૮] અંકુશ[૯]એય મદ્ય. ૩૦
વામ મચ્છ[૧] ત્રિકોણ[૨] ગોપદ[૩] ને બિંદુ[૪];
ધનુષ ઇંદ્રનુ[૫] ને કલશ[૬] અરધ ઇંદુ[૭]. ૩૧
મોક્ષે વા સકૃત પણ જેનું ચિત્ત વિરામે;
તેનાં પાપ સંતાપ સહુ સમૂળા નાશે. ૩૨
એવું રૂપ અદ્દભુત રસીલું રૂપાળું;
જે પર રતિશથી કંદર્પ કોટિ વારું. ૩૩
લીલા કમલ કરમાં ચારુ વેત્ર વહાલા;
છબીલા છોગાળા છેલ નંદલાલા. ૩૪
ત્રિભંગી લલિત લાલ વાંકા વિહારી;
નાગર નર છબી જુવતી જન મોહકારી. ૩૫
વાંકી ચિતવની રંગીલો મદન ફંદ;
તેમાં અટકું ગોપવાર્ગ વળી પ્રેમના ફંદ. ૩૬

એવું જક્તમોહન સ્વરૂપ આનંદરાસી;
સદા મમ હૃદય નયનમાં રહો નિવાસી. ૩૭
પ્રતિ શ્રીકૃષ્ણ ચિંત્વન પઠન શ્રવણ જેને;
આશુ પ્રાપ્ત હોય નિજધ્યાનંદ તેને. ૩૮
અકલ પાપ સંતાપ સહ સમૂલા જાય;
દયો કહે સર્વ કામના પૂરણ થાય. ૩૯

॥ श्रीकृष्ण ॥

॥ श्रीवल्लभः ॥

## ॥ श्रीगुरुगोपीजनवल्लभाय नमः ॥

## "ગુરુપ્રભાવચંદ્રિકા"

(છંદ ભુજંગ પ્રયાતઃ)

નમો ગુરુદેવ આનંદકારી,
કૃપા હોય મહાનિજ સંતાપહારી;
સ્મૃતિ માત્ર-મહામંગલ-મોદદાતા;
શ્રુતિ શાસ્ત્ર પુરાણુ સુકીર્તિ ખ્યાતા. ૧
વિધિ વિષ્ણુ શંભુ પરબ્રહ્મ પોતે,
યથા અગ્નિમાં જ્યોતિ, અગ્નિ જ્યોતે;
અધિકા હરિથી ગુરુ, તદ્વદ્ વિભાસે;
ગુરુ દ્રષ્ટ ત્રાતા, હરિ તેથી નામે. ૨
ગુરુ તો અશુચિનું અજ્ઞાન કાપે;
હરિ તો મહાપૂતને દર્શ આપે;
હરિ રૂઠતાં રક્ષ આચાર્ય હોઈ,
ગુરુ રૂઠતાં, નાં શકે રાખે કોઈ ૩
હરિ દાન, દાતા ગુરુ, કોણુ મોટું?,
વિચારી જુઓ મનમાં સત્ય ખોટું;
ગુરુ નામ તે મુખ્યનું, ભક્ત જાણે,
જોવા હરતને આરસી કોણુ આણે. ૪
ગુરુ વચન એ, મંત્ર મોં શીશ રાજે,
જપે ત્યમ અજ્ઞાન ગાઢા મહા ભાજે;

સદા શ્રીહરિ રૂપનું જ્ઞાન આવે,
અવિદ્યા સમૂળી ટળે ભક્તિ ભાવે. ૫

અડ તીર્થ છે ગુરુપાદ પાણી,
કર્યું પાન નાં, દુષ્ટ ગહા વેદવાણી;
મહાપૂત આચાર્ય ઉચ્છિષ્ટ ભોગી,
ગુરુ-મૂર્તિ-ધ્યાની, મણિશીશ યોગી. ૬

ગુરમંત્ર સંસાર સિંધુથી તારે,
ગુરુનામનો મંત્ર, મહાભીતિ વારે;
અજ કાલના હસ્તમાં તે ન આવે,
ગુરુ હસ્ત માથે નામીને ધગાવે. ૭

પૂજા મૂળ અંઘ્રી ગુરુની પ્રમાણો,
ગુરુરૂપ તે ધ્યાનનું મૂળ જાણો;
મહામંત્ર તે શ્રીગુરુ કેરી વાણી,
ગુરુની કૃપા મૂળ કલ્યાણ જાણી. ૮

કદા ગર્ભજ્ઞાની ગુરુહીન હોય,
ખરો પાપી જે તેનું મુખ જોય,
હરિની સભામાં મુનિ નારદ આવે,
ધરા-બેસણી કૃષ્ણ નિત્ય ખોદાવે. ૯

લહ્યું, પૂછિયું એ શા સારુ સ્વામી?,
તમે [1]નુગુરા છો, કહ્યું અંતર્યામી;
હરિને કહે, માઝી આચાર્ય કીધા,
લહ્યું જ્ઞાન ને ગર્વને છંડી દીધા. ૧૦

અણુ દોષ સંભારી શું જલ્પું સ્વામી?
ગુરુને નમ્યા સંસૃતિ સઘ વામી;

---

૧ નુગુરા=નગુરા.

તદા જાણવું, મોગો ગુરુ છે હરિથી,
મુનિ મન માની, યથા નાકરીથી. ૧૧
ગુરુ યોગી નહિ ગ્રહસ્થને, શાસ્ત્ર શિક્ષા,
ગુરુગૃહસ્થની ગ્રહસ્થને લેવી દીક્ષા;
કુલે વિપ્ર ભક્તિ, શ્રીકૃષ્ણ સેવા,
યથાયોગ્ય આચરણ વેદોક્ત તેવા * ૧૨
શચિ વંશ હોયે, હરિજન્મ જેમા,
સ્વસિદ્ધાંત શ્રીભાગવતોક્ત પ્રેમા,
બતાવે કૃતિ, તે કરે નિત્ય આપે,
પ્રભુ ભક્ત જેને નમે મહા પ્રતાપે. ૧૩
હરિ હોય પ્રત્યક્ષ જેના વડાંને,
પ્રિય કૃષ્ણ, નાં ગોજા ગોનીકડાંને,
ગ્રહે શર્ણ જેનું, મટે સર્વ પીડા,
પદામૃત શેષાન્ન ભુક્તે ન ક્રીડા. ૧૪
રુચિ માથી કીધા ગુરુદેવ રાજી,
હરિ હાથ આવ્યા, જીતી સર્વ બાજી;
ત્યાં સાધન ન બાકી તેને,
ગુરુનાથનો હાથ છે શીશ જેને ૧૫
ગુરુ સંત ને શ્રીહરિ એક વસ્તુ,
ગંગા ધાર ત્યાં રીત જાણો સમસ્તુ;
બન્નો બારથી નહી રહે કાંઈ ખામી,
દયાના પ્રભુજી થશે તુષ્ટ સ્વામી ૧૬

इति श्रीकृष्णदास कवि दयाराम विरचिता "श्रीगुरुप्रभावचन्द्रिका" समाप्ता.

---

*कृष्णसेवापरं वीक्ष्य दम्भादिरहितं नरम् ॥
श्रीभागवततत्वज्ञ भजेज्जिज्ञासुरादरात् ॥
(तत्त्वदीप निबन्ध श्रीमद्वल्लभाचार्यजी)

॥श्रीकृष्णः॥

॥श्रीवल्लभः॥

## ॥श्रीगुरुगोपीजनवल्लभाय नमः॥

### "हरिदास मणिमाला"

(છંદ દોહા)

શ્રીગુરૂ વલ્લભદેવકોં પ્રથમહી કરું પ્રનામ,
શ્રીવિઠ્ઠલ શ્રીકૃષ્ણ શ્રીયમુને પૂરન કામ. ૧

પ્રભુ! મોપર કરુના કરોં જાંની અપનો દાસ,
પ્રેમલચ્છના ભક્તિ દેં રાખો અપની પાસ. ૨

નિજસેવા સતસંગ સુમરન નિશદિન ગુનગાન,
દૃઢ આશ્રય અતિ દીજીયેં, હરિયે કલેશ અભિમાન. ૩

આયો શર્ન ત્રિતાપહોં, ભુરચો જગજીવન્ન,
ચરન શરન મોહી રાખીએ જ્યાં રાખે બહુ જન્ન. ૪

શ્રીદામોદરદાસ સબ પુષ્ટિ સૃષ્ટિકો મૂલ,
શ્રીગોવર્ધનનાથ તુમ સદા તાહિ અનુકૂલ. ૫

કૃષ્ણદાસ[૧] સૂર[૨] ચત્રુભુજ[૩] કુંભન[૪] પરમાનન્દ[૫],
નન્દદાસ[૬] છીતસ્વામી[૭] જુ ગુરુ સ્વામી ગોવિંદ[૮]. ૬

અષ્ટસખા યહ આપકે, પ્યારે પુરુષોત્તમ,
નિજલીલામેં નિત્ય નિકટ રાખે પૂરનબ્રહ્મ. ૭

ચોરાશી દ્વેંશન અરુ બાવન વૈષ્નોજન,
દૈવીજીવ સબ પુષ્ટિ કે રાખે સદા સરન. ૮

પ્રનતપાલ હરિ ભક્તવચ્છલ પ્રભુ દીનદયાલ,
ઇત્યાદિક અતિં બહં તુમ વહન કરો પ્રજપાલ. ૯

ધાડ પરી જ્યહીં જ્યહીં જનન દોરે ત્યહીં ત્યહીં ઠોર,
નિજ ભક્તન હિત કરનકું છાડે ભોજન કોર. ૧૦

ઊંચ નીચ ધરી વિવિધ વપુ, કીયે ભક્ત કે કાજ,
રાખી રાખો રાખહો શરનાગતકી લાજ.
ઠોર ઠોર વ્રજભક્તકી, કીન્હી કૃષ્ણ સહાય,
ગોપીજનવલ્લભ આજહૂં નામ શાસ્ત્રશ્રુતિ ગાય.
નન્દયશોદાદિ સકલ વ્રજજન કીયો આનન્દ,
શ્રી શેષ મહેશ વિધિહોં, ન માલ્યોં સુખ કન્દ.
પાદપદ્મ સેવે સદા પદ્મા પંકજનેંન,
તાકું વક્ષસ્થલ દીયો અમલેકું શુભયેંન
શેષ સદા રટવોં કરેં નિશદિન નૌતમ નામ,
તીનકોં આપ સદશ કીયેં સદા નિકટ સુખધામ. ૧
ભય ટાર્યો મહાદેવકો મહામતિ શ્રીઅવિનાશ,
ભસ્માંગદકું ભસ્મ કરી દીયોં અભય નિજ દાસ. ૧
પારવતીકી કામના પૂરન કીની નાથ,
તસ્મુરતાકોં નનંદેં ગાયોં કૃષ્ણ તુમ સાથ. ૧
બ્રહ્માકું ભગવન્ત તુમ ધ્યાય દીયે હૈં વેદ,
અબ અપરાધ ક્ષમા કીયે ચિત્ત નિવાર્યો ખેદ. ૧
નારદ દાસીસુત હતે તીનકોં કીય પ્રસન્ન,
નિજ ગુનગાન અભય દીયોં કીને અપને મન્ન. ૧
સનકાદિકકું સર્વદા બ્રહ્મચર્યકો ભાર,
જીવનમુક્ત કીયે પ્રભુ લગે ન માયા તાર. ૨૦
ભદ્ર સુભદ્ર પ્રચણ્ડ પુનિ ચણ્ડ અરુ શીલ સુશીલ,
વિનીત સુસેન સુપાર્ષદ કુમુદાદિ અખીલ. ૨૧
નન્દ સુનન્દ અરુ જય વિજય બલ અર પ્રબલ પ્રતિહાર,
વિશ્વકસેન કુમુદ આદિ રાખે પ્રભુદ્વાર. ૨૨
ઇન્દ્રાદિક સુર અર્થ યાચક બને વામનરૂપ,
ગોવર્ધન કરેં પાયોં પીયપ વનવરૂપ જગભૂપ. ૨૩

કહાયે સુત વસુદેવ કે અન્ધન દીયે છોડાય,
દીયે લાય સુત દેવકીકોં સબ મૃત જીવાય. ૨૪
ઉગ્રસેન હરી આરતી દીનો નૃપ આસન્ન,
કીને કાર્ય પ્રધાન જ્યું નીત પ્રભુ રહે પ્રસન્ન. ૨૫
ઉધોં પ્યારે પ્રાનતેં કીનેં કૃષ્ણ કૃપાલ,
બ્રહ્મશ્રાપતેં રાખીકેં કીનોં બોધ રસાલ. ૨૬
અક્રૂરાદિ ઓર સબ જાદો છપ્પન કોટ,
સદા વિજય સબકો કીયો રાખે અપની ઓટ. ૨૭
પર્મ ભગવદીય સો પૃથા રહે જહાં દિન રેન,
પાણ્ડવકે સંકટ હરે પલપલ પંકજનેન. ૨૮
અતિ કરના અરજુન પર ભયે સારથી શામ,
પાયો જલ જ્યું સુભદ્રા બનમેં પૂરન કામ. ૨૯
સંકટ સમરે દ્રૌપદી ધાયે હોય અધીર,
પત રાખી પ્રભુ સભામે પૂરે નાના ચીર. ૩૦
પાલી પ્રતિજ્ઞા ભીષ્મકી ભારથમેં ભગવન્ત,
જન કારન જુઠે ઠરે કીને સાચા સન્ત. ૩૧
ભાજી ભુક્તિ બિદુરકી ભાવસહિત ભગવાન,
કીયેં દમન મન દુષ્ટકોં રાખ્યોં નિજજન માન. ૩૨
નૌ યોગી જ્ઞાની પરમ ભક્તિ સુભાજન રૂપ,
કીનેં તુમ કરુણાનિધિ જીવનમુક્ત સ્વરૂપ. ૩૩
કવિ હરિ કરભાજન ભલે અન્તરીક્ષ ગુનધામ,
ચમસ પ્રબુદ્ધ ભૂરિશ્રવા પીરપલ દ્રુમલ સુનામ. ૩૪
પર્મ સન્ત શુકદેવ મુનિ અતિ પ્રિય પરમાનન્દ,
કરે પાન ત્યોહારો સદા પદપંકજ મકરન્દ. ૩૫
વ્યાસ પુરાન સબેં રચેં મીટ્યો ન તોહું મંતાપ,
સુર નવિધેં શ્રીભાગવત દેવાર્ષ ટાર્યો તાપ. ૩૬

ઉદર ઉત્તરા પેડીકે પરીક્ષત રચ્છા કીની,
શુકકોં સંગ મીલાયકેં માધો મુક્તિ દીની. ૫૦
ભગીરથકી ભક્તિ લખી દીનો ગંગા દાન,
ભૂપતિ સાહસ્ત્રજીતકોં હરિ કીનો કલ્યાન. ૫૧
સુરત સહોદર સુધનવા પિતા પીર દૈ નત,
રાખ્યો તાતે તેલતેં જગતો જગજીવન. ૫૨
મયૂરધ્વજ મહાભક્તિ દૃઢ ઓહેરાયો નિજ તન,
પરમારથકે કારનેં નગ પ્રભુ ભયે પ્રસન્ન. ૫૩
વૃત્રાસુર મુચકુન્દ રઘુ યદુ યયાતિ ભૂપ,
રન્તિદેવ ખટ્વાંગ શિબિ સબકોં પ્રિય હરિરૂપ. ૫૪
નીલધ્વજ ગય તામ્રધ્વજ ભગીરથ નિમિ શીલેશ,
રહૂગણ પ્રાચીનબર્હિ પ્રિયવ્રત હરિદાસ અશેષ. ૫૫
માંધાતા ઉત્તાનપાદ દક્ષ નહુષ દીલીપ,
વૈવસ્વત ઉત્તંગ ઇક્ષ્વાકૂ ઇશ સમીપ. ૫૬
ધનવંત્રી બહુલાશ્વ ભૃગુનામી અંગ સુબલાશ્વ,
કૌશલેન્દ્ર આગ્નીધ્રક બીપીગ્વારૂપ હરિશ્ચાશ્વ. ૫૭
દેવલ દધીચી સત્યવ્રત નલ દમયન્તી દાસ,
જનમેજય સંજય સગર દારુક પ્રિય અવિનાશ. ૫૮
દાસ અનન્ય હનુમાન શ્રીરામચન્દ્ર પ્રિયરૂપ,
નીપટ નિકટ રાખે સદા દીની ભક્તિ અનૂપ. ૫૯
વાલ્મીકકોં કરી કૃપા દુષ્કિત દીયે બહાય,
રામાયન શતકોટિકી રચના દઈ કરાય. ૬૦
શ્વપચદાસ એક બાલ્મીક ટાર્યો પાણ્ડવપાપ,
પ્રકટ સાક્ષ ભરી પાંચજન્ય શંખસો કૃષ્ણ પ્રતાપ. ૬૧
બાત તિહારે ભરતજૂ સકલભક્ત સીરમોર,
ઉનકો તુમ હિત અતિ કીયોં ભૂલે નહીં કોઉ ઠોર. ૬૨

સખા ભયે સુગ્રીવકે મારી હન્યો બાલી કાજ,
પૂરન કીની કામના રામ દીયો તુમ રાજ. ૬૩
કાગભૂસંડી ગરુડજી અંગદ હનુમાન,
કેશો તુમ યહ મથનકા દીનો ભક્તિદાન ૬૪
બેર અરોગે સબરીકે કીયો વિપ્રમદ ભંગ,
ભક્તપાય પરસાય કે ગિમન કરિ હરિ ગંગ. ૬૫
અહલ્યા શલ્યા હોકે પરી બ્રહ્મશ્રાપકું પાય,
સો તુમ ટારી શ્રીહરિ પાદપદ્મ પરસાય. ૬૬
કષ્ટ હર્યાં ગજરાજકા મારતેં દીયો ઉદ્ધાર,
પ્રસન્ન ભયે પદ્માપતિ પદ્મ પ્રેમકો પાય. ૬૭
સતીઝમાત્ર શ્રુતદેવકો પાય ભયે પરસન,
ભક્ત અકિંચન પ્રીતિસો પ્રભુ તુમ માન્યો ધન. ૬૮
મિત્ર સુદામાકે પ્રભુ તાંદુલ ભુકતે આપ,
વૈભવ દીનો પુરેન્દ્રકો હરી ત્રિવિધ કે તાપ ૬૯
ઋષિપત્ની રતિ જાની તુમ ભોજન કીનો ભાગ,
કૃષ્ણ કૃપા તાકે અતિ કરી બહુત બઢાયો ભાગ. ૧૭૦
વૃન્દા અદીતી રોહિણી દેવહુતી સતરૂપા,
વિધ્યાવલી મની અનસૂયા મિરા પ્રિયે ભોં ભૂપા. ૧૭૧
સતી સુનીતિ ત્રેસુતા સાવિત્રી પ્રિય શ્યામ,
કુબજા કીરતી રાધજી મળકે હરિ સુખ ધામ. ૧૭૨
સંપાતિ ગૃદ્ધ જરાયુ અમરક દમો પ્રચેત,
મઘ્રવ મુનિ અર બૃહસ્પતિ ધર્મ વરુન હરિ દેન. ૧૭૩
મહાભારતમેં ભરમાકે ઈંડ રાખે ઈશ,
ગજઘણ્ટા ધરી બુદ્ધિસેં હાનગંધુ જગદીશ. ૧૭૪
અજામેલ ગિદ્ધ વ્યાધ હરજ ગુનિકા અધહીન,
ઇત્યાદિક મહાપતિતકો પ્રભુ તુમ પાવન કીન. ૧૭૫

હિરનકશિપુ હિરનાક્ષ સુર દંતવક્ર શીશુપાલ,
પૌલસ્તાદિક દીની ગતિ અરિ ભાવમેં ગોપાલ. ૭૬
જરાસંધ હરિ ભૂપ શત અષ્ટ ચાર ગોંસહજાર,
સબેં છોડાયે બન્ધનતેં રૂકમ દીન મોરાર. ૭૭
જગ બિદિત જેદેવકે કાટે કષ્ટ અનન્ત,
પ્રાન દીયોં પદ્માવતી ભક્ત હેતુ ભગવન્ત. ૭૮
નરસઈ મહેતા પ્રેમકિં પ્રકટ મીલે વ્રજરાય,
પલપલ પૂરી કામના છનુ છનુ કીની સહાય. ૭૯
માનપાનગા રતનગા સુરસેના હેં ઔર,
મેહેતાકે પ્રતાપ પ્રભુ પ્રકટ મીલે સબ ઠોર. ૮૦
નામદેવકો પય પીના (પીયો) મૃતક જીવાઈ ગાય,
છપરા દીનો છાહાયકે જનદુખ સહ્યો ન જાય. ૮૧
જગન્નાથ દુઃખી દાસ લહી સેવા કરી અગાન,
ઓઢાઈ માધોદાસકો આધી રાત બનાત. ૮૨
તુલસીદાસ અનન્યકી અચ્યુત રાખી ટેક,
રામરૂપ ગિરિધર ભય જન હિત કીયો બિવેક. ૮૩
રતિમો કરમા બાઈકો જીમે ખાચરી નાથ,
ભૂધર ભુખ ભાવકે ગાવતહે સમ ગાથ. ૮૪
કીનાં મીરાં બાઈકો ગરલપાન ગોબિન્દ,
પ્રકટ દરસ કલિકાલમેં દીન નન્દન નન્દ. ૮૫
મન્ત ત્રિલોચનકે સદન બન્યો નીર યદુવીર,
પરચો દીનો પ્રકટ તુમ હરિ હિતદાસ કબીર. ૮૬
સેના ભક્તકે કારનેં નાપિક ભયે શ્રીનાથ,
બપન કીયો ભૂપાલકું ચાર દિખાયે હાથ. ૮૭
તુકારામકું તુમ મીલે શ્રીબિઠ્ઠલ અવિનાશ,
એંચ લીયો વૈકુણ્ઠમેં દેહ સહિત નિજદાસ. ૮૮

કામાજી દુખહરન હરિ બીઠુ માહાર બગે આપ,
એગી દામ દે શાહકોં દીનોં લાય જબાપ. ૮૯
નાભાજી પર કરી કૃપા પાર્યો અગ્ર વચન,
ભક્તમાલ ગાથા કરી ગાએ ગુન હરિજન. ૯૦
પીપા પર હરિ કરી કૃપા દીનીજુ આયુધ છાપ,
તા દિનતેં મુદ્રા લગેં હરિજન ભુજ અઘાપ. ૯૧
શ્રીધરસ્વામી જગ બિદિન નરહરિ તુમ પ્રતાપ,
ટિપ્પન કીયો શ્રીભાગવત હરિ તુમ કરી સહી છાપ. ૯૨
વિષ્ણુસ્વામી માધ્વાં શ્રીનિમ્બાર્ક રામાનુજ,
આચારજ પદ ચાર પ્રભુ કીયે જગતકે પુજ. ૯૩
હિતહરિબંશ કીયો હારી દૈ ગતિ પ્યારી પાવ,
તન મન ધન જીવન સબૈં જાની રાધિકા ગાય. ૯૪
કૃપા કૃષ્ણ વૈ ચૈતન્ય પગ કીની કૃષ્ણ અપાર,
નીત નિશદિન પ્રતિરોમ કરે કૃષ્ણ કૃષ્ણ ઉચ્ચાર. ૯૫
ભય લખહુ આનન્દઘન તજ્યો ન બૃન્દાવન,
દૃઢ રતિ લહી આનન્દઘન દીયે અન્ત દર્શન. ૯૬
જુગલરૂપ રતિ અતિ કરી બૃન્દાબન બસી બાસ,
તાકૈં દિખાયો પ્રકટ તુમ અપને બિબિધ બિલાસ. ૯૭
ધના ભગતકી ધન્ય કૃતિ હરિ તુમ કીનો હેત,
બિના બીજ નિજદાસકો ભલો નીપાયોં ખેત. ૯૮
રોહીદાસ હરિભક્ત દૃઢ જાતિ જન્મ ચમાર,
તુમ દ્વિજશું ઉત્તમ ગીન્યો દીને દરસ મોરાર. ૯૯
મદન સધ્ધ લખી નેહ અતિ મોહાયો શાલીગરામ,
દુષ્ટ જાતિ તોડુ આયે ફિર રુચ્યોં ન દ્વિજકોં ધામ. ૧૦૦
રામ કૃષ્ણ જનકો પ્રતીત હોવેકું બ્રજનાથ,
નિજ પીતામ્બર સીરાનૈં ધરાયો ઉધ્ધાં હાય. ૧૦૧

જ્ઞાનદેવ સોપાન અરુ નિવૃત્ત મુક્તાબાઈ,
તાહીતિં યશ હિત હરિ તુમ જડલીંત ચલાઈ. ૧૦૨
મત અદ્વૈત સ્થાપન કીયોં ભક્તિપથશું ભીન, (ભિન્ન)
શંકર સ્વામી પ્રકટ વ્હે પ્રભુઆજ્ઞાધીન. ૧૦૩
પૃથ્વીરાજ ભરથરી બિક્રમ હરિદાસ,
શ્રીભટ રામાનન્દ ઉર પરમાનન્દ પ્રકાસ. ૧૦૪
જેમલકી લજ્જા પ્રભુ રાખી ભૃત્ય બિચાર,
દારુ અસિ દરસાઈ તુમ નૃપ આંચી તરવાર. ૧૦૫
બીજેસીંધ પ્રિયદાસ તુમ તાકું નહીં ઓર,
છનહિન શ્રીરનછોરજી આય બસે ડાકોર. ૧૦૬
ભક્ત બિલ્વમંગલ પ્રકટ દીને દરસ ગોપાલ,
"કરનામૃત" એક ગ્રન્થ છન્દ કીનો પરમ રસાલ ૧૦૭
ઇત્યાદિક સબ સન્તકું અગનિત કરું પ્રનામ,
સકલ મોહે કરુના કરી દેહુ રતિ સુંદર સ્યામ. ૧૦૮
શ્રીહરિદાસ અપાર હૈ કૈસેં પાઉં પ્રમાન,
જ્યોં ખગ ચંચુ સમુદ્રસોં ભરેં તાહી બિધિ જાન. ૧૦૯
હરિ ગુરુ હરિજન એક ત્રય જ્યો ગંગા ત્રય ધાર,
ભોગવતી ભાગીરથી મંદાકિની બિચાર. ૧૧૦
મંગલરૂપ નિધાન યહ આદિ મધ્ય સોં અંત,
નામાંકિત હરિદાસ હરિ પ્રતિપદ દીજૈ ચંત. ૧૧૧
નામ ધર્યો યહ ગ્રન્થકો "શ્રીહરિદાસ મનિમાલ",
મહાપતિત પાવન બને કરત પાઠ તતકાલ. ૧૧૨
અનાયાસ ભક્તિ મીલેં પ્રેમ સહિત ઘનસ્યામ,
સકલ મનોરથ સિદ્ધ હોય પાવે વૈકુંઠધામ. ૧૧૩
સદાકાલ શ્રદ્ધા સહિત યહ ચરિત્ર જો ગાય,
કટે પાપ સંતાપ સબ પરમાનન્દ સુખ પાય. ૧૧૪

સંત રત્ન સ્રગ ચારુ શ્રીકૃષ્ણ કંઠ પેહેરાય,
મગન કૃતારથ કવિભયો નિશદિન એહી યશ ગાય. ૧૧૫
ધરી સંખ્યા યહ ગ્રન્થ કે દોહા શતઅરુ (એક) બીસ,
પઢેં સુનેં શીખે સદા, તાહી મીલેં જગદીશ. ૧૧૬
પુનિત પુલીન શ્રીનર્મદા નિકટ ચંડીપુર સદ્મ,
શ્રીજલશાઈજુ જગપતિ તા છાંડે જુગલ પદ પદ્મ. ૧૧૭
દ્વિજ નાગર સાઠોદરા દયારામ અભિધાન,
કાહાવે વૈષ્ણવ વલ્લભી કીયો સંત ગુણગાન. ૧૧૮
ભેદ છંદ ગુન બરનકે લહુ ન હોં રતિમાન,
ક્ષમા કરો સબ દોષ, હરિ ! દેહોં અભય પદ દાન. ૧૧૯
યહે માગું પ્રભુ આપપેં, રહો પ્યારે પ્રિય સંગ,
બાંચ્છે વલ્લભદાસ હરિ પ્રેમ અરુ ભક્તિ અભંગ. ૧૨૦

इति श्रीकृष्णदास कवि दयाराम विरचिता
"श्रीहरिदास मनिमाला" समाप्ता.

॥श्रीकृष्णः॥

॥श्रीवल्लभः॥

## ॥ श्रीगुरुगोपीजनवल्लभाय नमः ॥

### "अथ मांझी" "राग-गौरी"

શ્રીકિરતિ કુમારી ગાઈયેં, વૃષભાનુ સુતા સુકુમારી હો;
જાકો નામ લલિત શ્રીરાધિકા, પ્રાનપ્યારી શ્રીગિરિધારિ હો.
શ્રીકિરતિ...ટેક.

જુરી વ્રજનારી નવમત ધારી, નવલકુમારી વૃંદ;
આઈ સકલ વૃષભાન ભુવન, રાનિ કિરતિજૂ જહાં સુખકંદ હો.
શ્રીકિરતિ...૧

કહન લગી સિર નાય, માય, દેહો અપની લડેંતી સંગ;
ફૂલ બિનન હમ જાય, ત્યાયકે બનાય માઝિ રચિ રંગ હો.
શ્રીકિરતિ...૨

સુનત બતી, કિરતિકી રનિ, અતિ બાઢી લાડિલી બુલાઈ;
ઉબટિ નવાઈ સિંગાર બનાઈ, સુગાંધક બરની નાં જાઈ હો.
શ્રીકિરતિ...૩

લમ્બ અસિત સકુમાર ગચિક્કન, સહજ સકુંચિત કેસ;
ગુહી બેંનિ સુઢિ કુસુમ સસુમ રચિ, પરસિ જાય કટિદેસ હો.
શ્રીકિરતિ...૪

સીસફૂલ બિનમૂલ જટિત મનમોતિન માંગ સંવારિ;
મનુ અકાસ ઉડગન બિચ ઉડપતિ સમીપ સુરસરી ધારિ હો.
શ્રીકિરતિ...૫

લાલ ગુલાલ બાલ મધિ બૈંદા મૃગમદ બૈંદો નીચ્ય;
બાલ બાનુ માંનુ બાલ ગોદિ લે બૈઠોં ઇન્દુ અધત્રીચ્યં હો;

શ્રીકિરતિ...૬

કુટિલ ભૌં (ર) ધનુ પનચ, સુઅંજન અંક ચિતોની બાંન;
ખંજન કંજ અલિ મૃગ મીનકોં લોચન મોચન માંન હો.

શ્રીકિરતિ...૭

કરનફૂલ પર ઝૂલત ઝૂમક ખુબી ચુભી ચિત જાય:
પરત કપોલન ઝાંઈ ઝગમગે કવિમતિ નહિ ઉર લાય હો.

શ્રીકિરતિ...૮

નાસિકા બેસર મુક્તા હલચલ, અમલ સજલ ભલ લમ્બ;
દસન બસન પરસત તન પલટ્યોં મનુ શુકમુખ ફલ-બિમ્બ હો.

શ્રીકિરતિ...૯

ચિબુક ચામિકર કુસુમ સુસુમે બિચ બિન્દુ સ્યામ છબમૂર,
તજી કુલ નીતિ પ્રીતિ કરિ અલિદુજ પાંતીક કિયં મનૂં દૂર હો.

શ્રીકિરતિ...૧૦

ચંદ વૃંદ આનંદ મંદ છબ નિરખત મુખ સુખકંદ,
નંદ નંદન મન નંદ નિંદ યહ દ્વંદ અલિદ અરવિંદ હો.

શ્રીકિરતિ...૧૧

દુલરિ મુક્ત ગલ પોત જુક્ત, અહિ બેલી બુક્ત પિક યુક્ત,
મનુ ત્રિબેનિ મનમોહન મજ્જતં, હોન બિરહ દુખ મુક્ત હો.

શ્રીકિરતિ...૧૨

ચમ્પકલી ઉર ચોકિ જરાવકી, બજ્રપુરટ મનિમાલ,
ભુજ અંગદ કર કંકન ચુરિયાં, અંગુરિ મુન્રિ જટિલાત હો.

શ્રીકિરતિ...૧૩

કટિ કેસરિ કિનખાપકો લેંગા નીલ કંચુકી સ્યામ,
જરી કિનારી કરમકી સારી ચિત્ર ચુનાવટ કામ હો.

શ્રીકિરતિ...૧૪

